એક રસપૂર્ણ ઐતિહાસિક નવલકથા

# વિધિનું વિધાન.

સુંદર ચિત્રો સહિત.




લેખક:-

**છગનલાલ નારાયણ મેશ્રાં.**

“વિવેચક” ના તંત્રી તથા “કામિની અને કાંચન” ના કર્તા

નાંદોદ-રાજપીપળા સ્ટેટ.





પ્રકાશક:-

**હરિભાઈ દલપતરામ પટેલ.**

શાહપુર વનમાળીવાંકાની પોળ-અમદાવાદ.

સોલ એજન્ટ:-

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

પાનકોર નાકા-અમદાવાદ.





આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૮ સને ૧૯૨૨



કીંમત રૂ. ૨-૮-૦

# ભૂમિકા.

પ્રાચીન ભારતમાં લીલાવતી, સરસ્વતી અને ખના એ નામની ત્રણ વિદુષીઓ પોતાની અપાર પ્રતિભાને બળે આ જગતમાં અમર થઈ ગઈ છે. લીલાવતી એ ભાસ્કરાચાર્યની પુત્રી હતી અને તે અંકશાસ્ત્રમાં ઘણી નિપૂણ હતી. સરસ્વતી, મહા સમર્થ મંડનમિશ્રની પત્ની અને તે વેદાન્ત વિષયમાં બહુ પ્રવીણ હતી; જ્યારે આ નવલકથાની નાયિકા ખના, જ્યોતિષશાસ્ત્રમાં અતિશય પારંગત હતી. આ અપૂર્વ પ્રતિભાશાળી ખનાનાં લગ્ન, દૈવયોગે પરદુઃખભંજન મહારાજા વિક્રમાદિત્યની " નવરત્ન " સભામાં, જ્યોતિષના એક રત્ન તરીકે બિરાજતા વરાહાચાર્યના પુત્ર મિહિરની સાથે થયાં હતાં. વરાહાચાર્ય જ્યોતિષ–જગતમાં સૂર્ય જેવો તેજસ્વી અને મહાન્ સમર્થ ગણાતો હતો. તેનો પુત્ર મિહિર પણ તેના જેવોજ જ્યોતિષવિદ્યામાં નિપૂણ હતો. પરંતુ બુદ્ધિમતિ ખનાનું આસન તો આ પિતા–પુત્ર કરતાંયે ઘણું ઉંચું હતું. પરંતુ પોતાની પુત્રવધૂનું આવું ઉચ્ચપણું તથા તેની ઉજ્જ્વળ કીર્તિ પ્રતિષ્ઠાના લોભી, વૃદ્ધ વરાહથી સહન થઈ શકી નહિ. તેથી તેણે જ્યોતિષ–ગણનાની ભૂલથી એક સમયે પાષાણ કરતાંયે અધિક કઠિન હૃદયના થઈને વિના દોષે તજી દીધેલા પોતાના પુત્રને, તેની પતિવ્રતા પત્નિ વિષે શંકાશીલ બનાવ્યો. આટલું કરીને પાપમાર્ગમાં પચેલો વરાહ અટક્યો નહિ, પણ તે સાધ્વીનો ક્રૂરપણે રીતે સંહાર થાય એવી તેણે કપટજાળ રચી ! મિહિર જેવો ભલો, ભોળો અને આજ્ઞાંકિત પુત્ર, પિતાની કપટજાળમાં અન્તે ફસાઈ પડ્યો. પરંતુ ખનાએ તો પોતાના ભાવીની પરીક્ષા પ્રથમથી કરી મૂકી હતી એટલે પોતાનો સ્વામી કંઈ પણ કહે, તે પહેલાં પોતાના નિષ્કલંક ચરિત્રનું

પ્રમાણુ આપીને તેણે પતિના ચરણુમાં હસતાં હસતાં પોતાના પ્રાણુનું અર્પણુ કર્યો ! આ નવલકથાની મુખ્ય વસ્તુ આટલી છે. વળી તેમાં ઇતિહાસ, પ્રાચીન પુસ્તકો અને દંતકથામાંથી જે વસ્તુ સત્ય અને ગ્રાહ્ય લાગી તે ગ્રહણુ કરી છે; અને તે ગ્રહણુ કરેલી વસ્તુનો યોગ્ય મર્યાદામાં વિસ્તાર કરીને તેને નવલકથાના રૂપમાં મૂકવામાં આવી છે.

વરાહ, મિહિર અને ખના એ જ્યોતિષની અદ્વિતિય ત્રિપૂટી ગણાય છે. આ ત્રિપૂટીએ પોતાના અસામાન્ય બુદ્ધિબળથી નવાં નવાં તત્ત્વો શોધી કહાડીને જ્યોતિષ શાસ્ત્ર પર જે પ્રકાશ પાડયો છે, તે અદ્યાપિ સુધી કાયમ છે. એટલે તેમણે નિર્માણુ કરેલી રીતિ અનુસાર અત્યારે પણુ આ દેશમાં જ્યોતિઃશાસ્ત્રની ગણુનાદિનું કાર્ય થાય છે. પરંતુ જ્યોતિષના ઘણુાખરા વ્યવસાયીઓ વરાહ, મિહિર અને ખનાના જીવન માટે ઘણુા અંધારામાં છે. એમાં એમનો પણુ દોષ નથી. કારણુ જ્યોતિર્વિદ વરાહ અને મિહિરના જીવનને માટે મોટા મોટા વિદ્વાનોમાં પણુ મતભેદ છે. કેટલાક વિદ્વાનોની ધારણુા એવી છે, કે વરાહ અને મિહિર એ બન્ને સહોદર હતા અને તે કોઇ અજ્ઞાત ઋષિ અથવા પંડિતના પુત્ર હતા. વળી કેટલાક વિદ્વાનો તો આગળ વધીને એમ કહે છે, કે વરાહ મિહિર એકજ વ્યક્તિનું નામ છે ! પરંતુ અત્યાર સુધીની તપાસ ઉપરથી તેમનું કહેવું ભૂલ ભરેલું જણુાય છે. વળી બુદ્ધિમતિ ખનાએ જ્યોતિષવિદ્યાને લગતાં, જે વચનો રચ્યાં છે, તે વરાહાચાર્યને ઉદ્દેશીનેજ રચ્યાં છે. એટલે તે ઉપરથી પણુ એમ સિદ્ધ થાય છે, કે ખના વરાહાચાર્યની પુત્રવધૂ અને મિહિર વરાહાચાર્યનો પુત્ર હતો.

વરાહાચાર્ય વિક્રમાદિત્યની સભામાં મુખ્ય જ્યોતિષી હતો એટલે મિહિરનો જન્મ, વિક્રમાદિત્યના સમયમાં થયેલો આપણે માનીએ તો ખોટું ગણુાશે નહિ. પરદુઃખભંજન મહારાજા વિક્રમાદિત્યે વર્ષ ગણુનાનો જે નિયમ પોતાના રાજ્યમાં પ્રચલિત કર્યો હતો, તે વિક્રમ

સંવતના નામથી આપણામાં સુપ્રસિદ્ધ છે. અત્યારે વિક્રમનો સંવત ૧૯૭૫ નો ચાલે છે. એટલે વરાહાચાર્ય ૧૯૭૫ વર્ષ પહેલાં જ્યારે વિક્રમાદિત્યની " નવરત્ન " સભામાં હતો, ત્યારે અથવા તેની આસ-પાસના સમયે મિહિરનો જન્મ થયો હતો. કારણ મિહિર વયમાં આવતાં વિક્રમાદિત્યની " નવરત્ન " સભામાં સન્માનિત થયો હતો.

આજથી સાત આઠ વર્ષની વાત ઉપર, બંગાળી ભાષાના સુપ્રસિદ્ધ "પ્રવાસી" નામના માસિકમાં શ્રીયુત શરત્‌ચંદ્ર શાસ્ત્રીનો "વરાહ-મિહિર "નો લેખ મ્હારા વાંચવામાં આવ્યો. આ લેખમાં તેના વિદ્વાન લેખક વરાહ-મિહિરનાં પુસ્તકો, અને તેમના સમયને માટે ઘણું વિદ્વતાપૂર્વક વિવેચન કરેલું હતું. મૂળ લેખમાં અન્ય વિદ્વાનોને વાંધા પડતું લાગવાથી તેના પર થોડી ઘણી ચર્ચા પણ થઇ હતી. આ બધી ચર્ચા વાંચ્યા પછી વરાહ-મિહિર જેવા જ્યોતિષના ધુરંધર આચાર્ય અને તેમનાજ જેવી બલ્કે તેમના કરતાંયે જ્યોતિષવિદ્યામાં વધારે નિપૂણ બનેલી ખના, જેણે કર્મવિપાકથી પોતાના જીવનમાં સુખદુ:ખના અનેક ઘાતપ્રતિઘાત સહન કરેલા છે, એવી એક મહાન વિદુષી રમણીરત્નના જીવનપર યથાશક્તિ કંઇક લખીને ગુર્જર વાચકો સમક્ષ મૂકવું એવી મને ઇચ્છા થઇ. પરંતુ એ ઇચ્છા પૂર્ણ કરવાને માટે જે સાધનો જોઇએ, તે સાધનો મેળવતાં ઘણો સમય નિકળી ગયો, છતાં કંઈ આશાનુરૂપ ફળ મળ્યું નહિ પરંતુ પ્રયત્ન અને દૃઢ ઇચ્છાને યોગે, પંડિત પ્રવર શ્રીયુત કાલિપ્રસન્ન વિદ્યારત્ન રચિત વરાહ-મિહિર અને ખનાના જ્યોતિષના ઘણા ગુઢ વિષયોને સરળ રીતે સમજાવવામાં આવ્યા હતા. પરંતુ મૂળ વ્યક્તિના જીવન માટે આ વિદ્વાન પંડિતે જે કંઈ લખ્યું હતું, તેમાં ઘણો મતભેદ હતો. એટલુંજ નહિ પણ તેમણે એકજ વસ્તુને જૂદી જૂદી રીતે અને તે પણ એક બીજાથી વિરૂદ્ધ બતાવી હતી. આ કારણથી મ્હારી શ્રદ્ધા એ પુસ્તક પરથી ઉડી ગઇ. ત્યાર પછી શ્રીયુત નીલમણિ બસાકનું પુસ્તક મ્હેં જોયું,

ના તેમાં પણ એજ સ્થિતિ હતી. અન્તે રાયસાહેબ હારાણ ચંદ્ર રક્ષિતનું પુસ્તક મ્હેં વાંચ્યું. આ પુસ્તકમાં આ વયોવૃદ્ધ પુજનિય પુરૂષે વરાહ મિહિર અને ખનાના જીવન ઉપર શ્રમ વેઠીને ઘણો સારો પ્રકાશ પાડયો હતો. આ નવલકથા તેમના શુભ શ્રમને અને તેમની આંતરિક સહાનુભૂતિને આભારી છે. એ બદલ લેખક તેમનો ખરા અંતઃકરણથી આભાર માને છે.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવાના કાર્યમાં રા. ભાઈશ્રી ત્રિભુવનદાસે જે ખંત અને ઉત્સાહ બતાવ્યો છે, તે માટે હું તેમનો અત્યંત આભારી છું. આ ઉત્સાહી ગ્રહસ્થનું ગુણગ્રાહકપણું તથા સદ્સાહિત્યના પ્રચાર માટેનો તેમનો આગ્રહ અતિ પ્રશંસનીય છે. આ નવલકથા તેમનાં સ્તુતિપાત્ર પ્રયત્નથીજ આટલી વહેલી પ્રસિદ્ધીમાં આવી છે.

અન્તમાં પરમકૃપાળુ પાસે આર્યાવર્ત્તની ઉન્નતિ ઇચ્છી આ ભૂમિકા સમાપ્ત કરવામાં આવે છે.

## ( બીજી આવૃત્તિની પ્રસ્તાવના. )

વસ્તુ કથાનક વિકાસનો અંત અંતરમાં આલેખાય છે, તેમ છતાં કદરદાન આલમની અભિરૂચી વધવાથી બીજી આવૃત્તિ પ્રગટ કરવામાં આવી છે. વર્ત્તમાન મોંઘવારીમાં સારી સારી નવલકથાઓ પણ મુદ્રણની છાપ અને કાગળ સાથે રૂશણાં કરે છે, તો પ્રસ્તુત નવલકથા જર અને જેહમતનો ભોગ આપી ઉત્તરોત્તર અધિક ચિત્રદર્શન કથા સાથે મુદ્રણ-મંદિરની સૌંદર્યતામાં ઝબોળીને મુદ્રાંકિત કરવામાં આવી છે. વાંચકવૃંદની જીજ્ઞાસાને તૃપ્તિ કરવામાંજ લેખક અને પ્રકાશક ઉભયસ્વ ફરજ બજાવી કૃતાર્થ થાય છે.

નાંદોદ–રાજપિપલા સ્ટેટ
જન્માષ્ટમી. વિ. સંવત ૧૯૭૮.

છ. ના. મેશ્રી.

# અનુક્રમણિકા.



# વિધિનું વિધાન.

## ૧

**આમુખ.**

ઉજ્જયિની મૃત્યુલોકની મહાનગરી છે, પ્રકૃતિનું લીલાક્ષેત્ર છે, સૌન્દર્યનું નિકેતન છે અને લક્ષ્મી તથા સરસ્વતિની આવાસભૂમિ છે. એ "નવરત્ન"થી શોભિત, સુખસમ્પદથી ભુષિત, અતૂલ ઐશ્વર્યમયી નગરી પરદુઃખભંજન વિક્રમાદિત્યથી પ્રસિદ્ધ છે. કવિ–કુલ તિલક કાલિદાસની અમૃતમયી વાણીનો પ્રવાહ અહિંથીજ પ્રવાહિત થયો હતો! અહિંથીજ "નવરત્ન" સભાનાં નવ રત્નોએ પોતાની વિદ્યાના બળે જગતને ચકિત બનાવી દીધું હતું! જ્યોતિર્વિદ્યા–વિશારદ મહાન્ પંડિત વરાહ, વિક્રમાદિત્યનાં નવ રત્નોમાં એક શ્રેષ્ઠ રત્નરૂપ હતો. એ વરાહનો પુત્ર "મિહિર" અને તેની પ્રિયતમા પત્ની પ્રતિભાસુંદરી "ખના" આ નવલકથાનાં મુખ્ય પાત્રો છે.

"ખના" અને "મિહિર"નું જીવનચરિત ઘણા અલૌકિક બનાવોથી પૂર્ણ છે. આ દુર્ભાગ્ય દમ્પતી સંબંધી ઘણી દંતકથાઓ અને પ્રવાદો પ્રચલિત છે. તેમાંથી નવલકથાને અનુરૂપ આવે એવા બે ચાર વિષયો લઇને આ નવલકથાની યોજના કરવામાં આવી છે.

કવિ કાલિદાસના મેઘદૂતમાં ઉજ્જયિનીનું જે વર્ણન કરેલું છે તે અતિ અપૂર્વ અને મનોહર છે. પાર્થિવ સમ્પદની સાથે પ્રાકૃતિક

સૌન્દર્યની શોભાથી ઉજ્જયિનીમાં મણિ–કાંચનનો યોગ થયેલો દેખાય છે ! ચારે તરફ નદનદી, વનઉપવન અને લતા કુંજોથી એમ સમજાય છે કે, કોઇ ચતુર કારીગરે પોતાની નિપુણતા બતાવવાને માટે સૌન્દર્યનો એકજ ઠેકાણે સમાવેશ કરી દીધો છે ! નાના પ્રકારનાં ફળફુલથી, સંગીત–પ્રાણ વિહંગોના મધુર સ્વરથી, મયુર મયુરીના સુંદર નૃત્યથી ને ઘેરેઘેરથી નીકળતા આનંદ ધ્વનિથી જાણે આખો દેશ કોઇ અલૌકિક આનંદમાં મગ્ન થયેલો જણાય છે ! અહિં જરા, વ્યાધિ, શોક તાપ અથવા હિંસા કે હાહાકાર કોઈ જાણતુંજ નથી ! લોકોનાં હસતાં મુખ પર કદિ મલિનતાની છાયા જણાતી નથી ! જાણે મલિનતામાં પાપ હોય તેમ એ શબ્દનો અનુભવ સરખો કોઇને થયો હોય એમ અહિં દેખાતું નથી ! અહિં અનાથનો આર્તનાદ નથી, દમ્ભીનો દમ્ભ નથી, હિંસકની હિંસક–વૃતિ નથી; અહિં છે, કેવળ સાર્વજનિન પ્રીતિ, સ્નેહ અને શાન્તિ ! નગરીમાં ચારે દિશાએ દેવદેવીનાં મંદિરો છે. પ્રતિદિન ષોડશોપચારે તેમનું યજન પુજન થાય છે. દેવતાઓ પણ સંતુષ્ટ હોય તેમ તેમણે ઉજ્જયિનીને આવી ચિર–ઉલ્લાસિત અને પ્રફુલ્લિત કરી મુકી છે !

ઉજ્જયિની પૃથ્વી પરનું સ્વર્ગ છે ! તે આવું સ્વર્ગ તુલ્ય સ્થાન ન હોત તો વિદ્વજ્જન–પાલક, પરદુઃખભંજન, વિક્રમાદિત્યનું સિંહાસન અહિં સુપ્રતિષ્ઠિત થાતજ નહિ ! તેની અક્ષય કીર્તિરૂપ " નવરત્ન " સભાની વાતો આજે પણ લોકોના મ્હોંડે આપણે સાંભળીયે છીએ, તેનું કારણ એજ છે, કે તે કાળે ઉજ્જયિની નવનિધિ અને અષ્ટમા સિદ્ધિથી ભરેલી હતી.

ઉજ્જયિનીના રાજાધિરાજ વિક્રમાદિત્યના સભાપંડિત વરાહને ત્યાં એક પુત્રનો જન્મ થયો. એ પુત્ર " મિહિર " નામે પ્રસિદ્ધિ પામતા પહેલાં તેના ભાગ્યમાં એક મોટો ફેરફાર થયો હતો અને એ ફેરફારથી તેને ઘણાં સંકટો સહન કરવાં પડયાં હતાં.

૩

ભારતવર્ષમાં જ્યોતિષશાસ્ત્ર પર જે આદર અને સન્માન છે, તે આજનું નથી પણ પહેલાંથીજ એના પર લોકો વિશેષ આસ્થા રાખતા હતા. આજના કરતાં પહેલાંના લોકોની જ્યોતિષશાસ્ત્ર પર કેટલી બધી આસ્થા હતી તે વરાહના એકજ કૃત્યથી આપણને સારી રીતે જણાય તેમ છે.

જ્યોતિષશાસ્ત્ર–વિશારદ વરાહે, પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય પુત્રને એજ જ્યોતિષશાસ્ત્ર ઉપરની આસ્થાથી પોતાને હાથે જાણી જોઇને મરણના મ્હોંડામાં મૂક્યો હતો !

પરંતુ એનું મૂળ શું? જ્યોતિષશાસ્ત્ર કે બાળકનું મંદ ભાગ્ય ?

૨

## વિષમ–ભ્રાન્તિ !

જ્યોતિષની ગણનાથી કહો, કે બાળકના દુર્ભાગ્યથી કહો, પરંતુ જે બન્યું તે ઠીકજ બન્યું ! એકજ વસ્તુ પ્રસંગવશાત્ એકને અહિત-કર્ત્તા થાય છે ત્યારે તે બીજાને હિતકર્ત્તા નીવડે છે ! વરાહે જ્યોતિષ પર આસ્થા રાખીને પોતાના બાળકને તજી દીધો પરંતુ એથી પૃથ્વીનું કલ્યાણ થયું અને જ્યોતિષશાસ્ત્રનો ઉદ્ધાર થયો !

વરાહે જ્યોતિષની ગણના કરીને જોયું કે, બાળકે જે લગ્નમાં, જે ક્ષણમાં, જે નક્ષત્રમાં અને જે રાશિમાં જન્મ ગ્રહણ કીધો છે, તે લગ્ન, તે ક્ષણ, તે નક્ષત્ર અને તે રાશિ એવી છે, કે તેથી તેનું આયુષ્ય અતિ અલ્પ–માત્ર દશ વરસનું જ થાય ! આવાં દશ વરસને માટે, આવા અતિ અલ્પ કાળની સ્નેહ–મમતાને માટે, પરમજ્ઞાની તત્વદર્શી વરાહ શું સાધારણ માણસની પેઠે માયાજાળમાં ગુંથાય ?

વરાહે વિચાર્યું:–" ના એ માયાને તજવી જ સારી ! આ બાળ-કનું લાલન પાલન કરવું વૃથા છે: દશ વરસ જેવા અલ્પ આયુષ્યવાળો બાળક માબાપના દુઃખનું કારણ છે ! એનાથી શું ઇષ્ટ સિદ્ધિ થવાની

છે ? એ સંસાર અને સમાજને શું કામ લાગશે ? ખરેખર ! એ બાળકને તજી દેવો એજ ઉત્તમ છે !"

વરાહ પોતાના મનમાં આવો વિચાર કરે છે ત્યાં એક વખત તેને પોતાની ગૃહિણી સાંભરી આવી ! "તેને આ વાત કેવી રીતે કહેવી ? કારણ કે તે સ્વાભાવિક અપત્ય-સ્નેહથી મને એમ કરતાં અટકાવશે !" પરંતુ અંતે તેના અંતરની એકાંત ઇચ્છા ફળી અને નિયતિનો જય થયો !

બાળક જન્મ્યા પછી એક માસની અંદર માતાનો કાળ થયો ! બાળકનું ભાગ્ય અંધકારથી ઘેરાઇ ગયું ! આટલા દિવસ સુધી આશાની એક ક્ષીણ રશ્મિ મંદપણે બળતી હતી તે માતાના અવસાનની સાથે હોલવાઇ ગઇ ! દુર્ભાગી બાળક પર દુઃખનો દાવાનળ ઉલટયો !

વરાહે વિચાર્યું:-"હવે શા માટે જંજાળ જોઇએ ? જેને માટે આ માયાનું બંધન હતું તેતો માયાપાશ તોડીને અને મને એકલો મૂકીને ચાલી ગઈ; ત્યારે શું મ્હારાથી આ માયાપાશ તોડી શકાશે નહિ ? કઠોર દાર્શનિકનું અંતર લઇને શું મ્હારાથી આ માયાજાળ તોડાશે નહિ ? આ બાળક તે કોણ ? એ મ્હારી શાસ્ત્ર-ચર્ચામાં અંતરાયરૂપ છે, પારત્રિક મંગળમાં વિઘ્નરૂપ છે ! એ બાળક મ્હારે શું કામનો ? દશ વરસ પછી એનું મૃત્યુ જરૂર થવાનું છે તો એવા અલ્પ આયુષ્યવાળા બાળકનું લાલન પાલન કરવાથી પણ શું લાભ ? એથી તો માત્ર દુઃખનો વધારો થશે, શાન્તિમાં અશાન્તિ ઉપજશે ! ત્યારે જાણીજોઇને એવી અશાન્તિમાં શા માટે પડવું ? ના ના મ્હારો વિચાર બરોબર છે; માયા જન્મતા પહેલાં તેનું મૂળ કાપવું એમાંજ શ્રેય છે !"

મનુષ્ય-જીવનમાં બધું સંભવે છે ! જે પિતા વાત્સલ્યભાવને વશ થઇને આનંદથી પોતાના પ્રાણની આહુતિ આપે છે તેજ પિતા અવસ્થા વિશેષે કઠિન હૃદયનો થઇને પોતાના પ્રાણ સમાન પુત્રને તજી

દે છે! આ ઠેકાણે વરાહ એનું ઉજ્વળ ઉદાહરણ છે.

ખરેખર! વરાહે પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય પુત્રને તજી દીધો! પોતાના હાથે તે નિષ્કલંક બાળકને હંમેશને માટે દૂર કરી દીધો! અદૃષ્ટ, કાળ અને પ્રકૃતિને વશ થઇને જ્યોતિષ–ગણનાને નિમિત્તરૂપ આગળ કરીને પોતાની ઇચ્છાથી તેણે વિધિ–લિપિ પૂર્ણ કરી!

એમજ બને છે! જગદીશ્વર જીવ પાસે સઘળાં કામ કરાવે છે! જીવ તે મહાન જાદુગરની પાસે દોરી સંચારવાળા પુતળા જેવો છે! તે જાદુગરે દોરી ખેંચી અને પિતારૂપી યંત્રપુતળી પુત્રરૂપી બાળને લઇને નદી કાંઠે આવી! જેણે પિતાના મનમાં પુત્રને વિસર્જન કરવાની ભીષણ ઇચ્છા ઉત્પન્ન કરી તેણે વળી કંઇક વિચાર કરીને તે વિસર્જનની ક્રિયાને મમતાપૂર્ણ બનાવી! વરાહે તાંબાના એક પ્હોળા મ્હોંડાના વાસણમાં બાળકને સુવાડ્યો અને તે વાસણ તેણે નદીમાં છોડી મૂક્યું! વરાહે વિચાર કર્યો:–

"કદાચ આ બાળકને કોઈ ક્હાડશે અને એ જીવતો હશે તો તે માણસ આ દુર્ભાગી બાળકની દશ વરસ સુધી માબાપની ગરજ સારશે! પણ મ્હારાથી એ જંજાળ વેડાય તેમ નથી!"

અનુકુળ વાયુથી તૃણની પેઠે તે પાત્ર બાળકને લેઇને વેગભર ચાલ્યું! શિપ્રાનદી! જા, એવી પ્રબળ ગતિથી વહી જા! ત્હારો પ્રવાહ વેગવાળો છે પણ જોજે વરાહના ભાગ્યદોષથી તું ત્હારો વેગ નરમ કરતી! આજે જે રત્ન તને સોંપવામાં આવ્યું છે તે રત્ન ત્હેં જીવનમાં કદી પણ ધારણ કર્યું નથી! તું રત્નાકરને મળી છે, તને રત્નોનો અભાવ નથી; છતાં આ રત્ન સૌ કરતાં અમૂલ્ય છે માટે એની સંભાળ રાખજે! વેગવતિ નદી! તું સમુદ્રને મળવાને માટે બહુ આતુર છે; સમુદ્રને મળી તું પોતાનું અસ્તિત્વ વિલુપ્ત કરશે પણ જોજે તેની સાથે આ ધાતુપાત્રને વિલુપ્ત કરતી નહિ! ધાતુપાત્ર ગયાથી બીજું ધાતુપાત્ર મળશે પણ એની અંદર જે અમૂલ્ય રત્ન છે તે કુબેરનો સઘળો રત્ન-

ભંડાર ખરચતાં પણ ફરી મળે એમ નથી ! શિપ્રા ! જા, વેગભર જા; પલકમાં યોજન પથ અતિક્રમ કરી જા અને એવી રીતે બહુ યોજન પથ અતિક્રમ કર્યા પછી તું સમુદ્રના એક કાંઠે સ્થિર થજે ! એથી તને મોટું પુણ્ય થશે !

વરાહ ! હવે ઉભો રહીને શું જુવે છે ? હાથમાંથી એક વખત તીર છૂટે છે તે ફરી હાથમાં આવતું નથી ! જીવ દેતાં પણ તે ફરી પાછું આવતું નથી ! હવે નદીકાંઠે ઉભા રહેવામાં શું ફળ ?! જા, હવે ઘેર જા !!

પરંતુ દુર્ભાગી જ્યોતિર્વિદ ! ત્હેં બહુ મોટી ભૂલ કરી ! ત્હેં અતિ વિષમ-સાંઘાતિક ભૂલ કરી ! એક બાળક પણ એવી ભૂલ કરે નહિ, નિરક્ષર અજ્ઞ માણસ પણ એવી ભૂલ કરે નહિ એવી ભૂલ ત્હેં કરી ! આવો મોટો પંડિત થઇને, ગણિત અને જ્યોતિષમાં આવો અદ્વિતીય થઇને ત્હેં ન કરવાનું કર્યું ! અમે ત્હારી વિચારબુદ્ધિની ભૂલ કહાડતા નથી; પોતાના પુત્રને જ્યોતિષ પર આસ્થા રાખીને તજવો એ ઉચિત કે અનુચિત, સ્વાભાવિક કે અસ્વાભાવિક, તે વાત પણ અમે કહેતા નથી પણ ત્હેં અતિ સામાન્ય ભૂલથી પોતાના હાથે પોતાના મર્મસ્થળમાં આઘાત કર્યો છે એજ અમને બહુ લાગે છે ! તું આવો વિદ્વાન થઇને ભૂલ કરે એ અસંભવિત છે; પરંતુ ભાગ્યદોષે એ અસંભવિતને સંભવિત કરી દીધું છે !

ત્હારા પુત્રનું રાશિચક્ર અલૌકિક છે અને ત્હેં જે ગણના કરી છે તે પણ અલૌકિક છે ! આવી ગણના તનેજ સંભવે અન્યને સંભવે તેમ નથી ! આવી અદ્‌ભુત જ્યોતિર્વિદ્યા રાજા વિક્રમાદિત્યની "નવરત્ન" સભાના પંડિતનેજ યોગ્ય છે બીજાને યોગ્ય નથી ! અરે મંદભાગ્ય ! આવી અદ્‌ભુત પ્રતિભા અને પંડિતાઇનો પરિચય આપીને ત્હેં આ શું કર્યું ? ત્હારા પુત્રની જન્મપત્રિકાનાં રાશિચક્રો, તેના અંકો, તેના અંકો એકવાર ફરી તું જો તો ખરો ! એકવાર ફરી તે અંકોને જૂઓ

કાગળ પર મૂકીને ગણુ તો ખરો ! ત્હેં આમ વગર વિચાર્યું શું કર્યું ? !

પણ ઉભો રહે; ત્હારી એ ભૂલ હમણાં ભાંગે તેમ નથી ! એ ભૂલને લઇનેજ તું જીવજે ! કારણ કે એ ભૂલ ઉપરજ ત્હારૂં જીવન અવલંબેલું છે ! " દશ વરસથી વધારે જીવશે નહિ ! " એ સાન્તવના લઇનેજ તું ત્હારા જીવને શાન્ત કરજે ! કારણ કે એના ઉપરજ ત્હારા જીવનની ગતિવિધિનો આધાર રહેલો છે ! વરાહ ! તું વયોવૃદ્ધ છે, તું પ્રવીણ છે, તું જ્ઞાની છે છતાં ત્હારામાં વાત્સલ્યભાવ નથી, તને પ્રેમની કિંમત નથી ! તું અદ્વિતીય પંડિત હોઇ શકે, નવરત્ન સભામાં ત્હારૂં ઉંચું આસન હોઇ શકે; પરંતુ પ્રેમના રાજ્યમાં, સ્નેહમય સંસારમાં ત્હારૂં આસન નથી ! ત્હારા આવા કૃત્યથી લોકો કંપી ઉઠશે ! ત્હારૂં નામ સાંભળીને લોકો તને ધિક્કારશે ! જ્ઞાનવીર ! ત્હારૂં શુષ્કજ્ઞાન તનેજ યોગ્ય હો; મનુષ્ય નામ ધારણ કરનાર કોઇ પણ વ્યક્તિને ત્હારા શુષ્કજ્ઞાનની જરૂર નથી !

વરાહ ! એમાં ત્હારો દોષ નથી ! દોષ ત્હારા જન્માર્જિત કર્મનો અને એ બાળકના અદ્રષ્ટનો છે ! અદ્રષ્ટ–સ્વામી અલક્ષ્યપણે ત્હારા માનસ–પદમાં અધિષ્ઠિત થયા અને તેણે ત્હારી બુદ્ધિને ફેરવી. તેની લીલા તેજ જાણે ! ત્હારામાં કે મ્હારામાં એ લીલા જાણવાની શક્તિ નથી ! જા; જે થયું તે થયું હવે કંઇ વળવાનું નથી !

જગતપિતા મંગળમય છે; તે અમંગળમાં પણ મંગળ કરશે ! તેના અદ્ભુત મહિમા કોણ જાણી શકે તેમ છે ! એકનિષ્ટ વરાહે પોતાના પુત્રને આવી રીતે તજી દીધો એમાં પણ તેનો કોઇ મહાન્ ઉદ્દેશ રહેલો છે !

## ૩

### દૈવરક્ષિત બાળક.

હા ! તેમ ના હોય તો તેના મંગળમય નામને કલંક લાગે ! તેના " દયામય " અને " દયાસાગર " ના નામને દૂષણ લાગે ! એમ

કદી બને નહિ. આ જુઓ અનાથના નાથ, અસાહ્યના સાહ્ય જગત્‌પિતાએ પોતાના સમુદ્રરૂપ વિરાટ દેહ પર બાળકને કેવી સંભાળથી સાચવી રાખ્યો છે !?

અનંત અથાગ સમુદ્રનાં પ્રચંડ મોજાંઓ સાથે ક્રિડા કરતું હોય તેમ પેલું ધાતુપાત્ર પિતાએ તજેલા અસાહ્ય બાળકને લઇને જાય છે ! કેવું આશ્ચર્ય ! બાળકના સજીવ દેહને સાચવીને આ ધાતુપાત્ર દેશ-દેશાંતર વહીને, નદનદી અતિક્રમ કરીને, શત–સહસ્ત્ર યોજન પથ નિર્વિઘ્ને કાપીને, તીર વેગે વહ્યું જાય છે ! કયાં ઉજ્જયિની, ક્યાં શિપ્રાનદી અને કયાં આ અનંત અથાગ સમુદ્ર !? ત્યારે મંગળમય ! ત્હારા મંગળ–વિધાનથી આ નિરાધાર બાળક બચશે ખરો !? ખરેખર ! તું રાખે તેને કોણ મારી શકે એમ છે ?

અથાગ સમુદ્ર ! કેવું ગંભીર, ભીતિ અને વૈરાગ્યપૂર્ણ આ સ્થાન છે !? જ્યાં જુઓ ત્યાં અનંત જળતરંગ ! સીમાશુન્ય અનંત જળપ્રવાહ ! આકાશ અને સમુદ્ર જાણે એક થઈ ગયો છે, રંગે રંગ મળી ગયા છે; એકદમ એક બીજાનો ફેરફાર પણ સમજાતો નથી ! અનંત વિસ્તૃત સમુદ્રની સાથે પ્રકૃતિની આવી અપૂર્વ સંધિ સ્થાપન થઈ છે; જેમાં જ્યોતિર્વિદ વરાહે તજેલો બાળક આશ્રય પામ્યો છે ! પિતા જેના પ્રતિ વામ છે, ગૃહસ્થાશ્રમ જેને પ્રતિકૂલ છે તેને અનંત અથાગ સમુદ્ર આજે અનુકૂલ છે ! સમુદ્ર તેને સહાય થયો, દૈવે તેની રક્ષા કરી અને એક ભક્તકવિની વાણી અહિં શબ્દે શબ્દ ખરી ઠરી.

" જગત્ રૂઠીને શું કરશેરે, પ્રભુ જેના છે બેલી,
કોઇના માર્યા કેમ મરશેરે. પ્રભુ જેના છે બેલી ! "

આ સમયે સમુદ્ર, શાન્ત અને સ્થિર હતો. હવે તેનો પહેલાંના જેવો ગંભીર જળ–કલ્લોલ નથી, ચંચળતા નથી, આવેગ નથી અને તરંગ–ભંગ પણ નથી ! સુનીલ સ્વચ્છ, અગાધ જળ–પ્રવાહે ધીરભાવે પોતાનું વિરાટ અંગ ઢાળી દીધું છે ! તે વિરાટ અંગ ઉપર બાળકનો

સજીવ દેહ લઇને પેલું ધાતુપાત્ર ધીરે ધીરે ચાલ્યું જાય છે!

પ્રભાતનો સમય હતો, રક્તોજ્જવલ સૂર્ય–આભાસે સાગર જળ પર પડીને અપરૂપ શોભા ધારણ કરી હતી. એવા મધુર સમયે આવા શાન્ત–સ્થિર સમુદ્રને કાંઠે કેટલાંક વન્ય સ્ત્રી પુરૂષો જળક્રિડા કરતાં હતાં. તેમનામાંથી એક જણની નજર પેલા તામ્રપાત્ર પર પડી! એક ઉલ્લાસસૂચક વિકટ ચિત્કાર કરીને તે સમુદ્રમાં પડયો અને પેલું પાત્ર પકડવા ગયો! તેને જોઇને બીજા બે જણા તેની પાછળ પડયા. પહેલો માણસ તે પાત્રને પકડે તે પહેલાં, પાછળથી પડેલા બે માણસોમાંથી એકે તે પાત્રને પકડયું અને તેજ વખતે તામ્રપાત્ર લઇને તે માણસ બહાર નીકળ્યો!

તેણે તામ્રપાત્ર બહાર કહાડયું તો ખરૂં; પરંતુ એથી ત્રણેના વચ્ચે મોટો વિવાદ થયો! પહેલાં મ્હોંડે મ્હોંડે, પછી હાથે હાથે અને છેવટે તેઓ મારામારી પર આવ્યા! અંતે વાત વધી ગઇ અને તેના પરિણામે એકનો જીવ જવાનો વખત આવ્યો!

પહેલો માણસ ઉગ્ર સ્વરે બોલ્યો–" એ વાસણને મ્હેં પહેલાં જોયું હતું એટલે એના પર સૌથી વધારે હક્ક મ્હારો છે."

" વાહરે વાહ! આટલી બધી મહેનત કરીને મ્હેં એ વાસણને બહાર કહાડયું અને ભાઇ કહે છે કે એના પર સૌથી વધારે હક્ક મ્હારો છે!" તામ્રપાત્ર કહાડનાર માણસ બોલ્યો.

" અલબત એ મ્હારૂં છે! મ્હેં જોયું ન હોત તો તમે એને ક્યાંથી કહાડી લાવત!" પહેલા માણસે પોતાનો હક્ક સાબીત કરતાં કહ્યું.

" અમે તો આંખે આંધળા હોઇશું કેમ? ત્હેં જોયું, તેમ અમે એને જોયું નહિ હોય કેમ?" ત્રીજો માણસ બોલ્યો.

" લાનત તો જુઓ લુચ્ચાની! મહેનત કરી બીજાએ અને

ધણી થાય છે પોતે ! " ચોથા માણસે તિરસ્કારથી પહેલા માણસને કહ્યું.

એમની સાથે કેટલીક સ્ત્રીઓ પણ હતી. સમય જોઈ તેમણે પણ એમાં ભાગ લીધો ! તેમણે પહેલા માણસને ઉદ્દેશીને તિરસ્કારથી હસવા માંડ્યું અને ધિક્કારથી તેને ગાળો દેવા માંડી !

આ વખતે પહેલો માણસ ક્રોધથી અધીર બનીને કઠોર સ્વરે બોલી ઉઠ્યો—" મને લુચ્ચો કહે છે ? ઉભો રહે હરામખોર હું ત્હારી વલે કરું છું ! "

એમ કહી તેણે ચોથા માણસને જોરથી એક લપડાક ખેંચી કહાડી ! એકજ લપડાકે તે માણસ " બાપરે " કહીને ભોંય પર પડ્યો! એટલે બધાંએ મળીને પેલા મારનારને પકડ્યો ! એકે તેની ચોટલી ઝાલી. બીજાએ તેની કમર પકડી, એટલે ત્રીજા માણસે પગની આંટી મારીને તેને ભોંય પર પછાડ્યો અને તેની છાતી પર ચઢી બેઠો ! કોઈએ લાત કોઈએ મુક્કી તો કોઈએ લપડાક મારીને અને કોઈએ બચકાં ભરીને પોતપોતાની દાઝ હોલવવા માંડી ! ઉપરાછાપરી પડતા મારથી તે બિચારો અંતે અધમુઓ થઈ ગયો !

આવો અનિષ્ટ પ્રસંગ જોઈને એક સ્ત્રી ત્યાંથી નાશી ગઈ. બાકીની બે સ્ત્રીઓએ પેલા તામ્રપાત્રને પોતાના અધિકારમાં લીધું. પાત્રમાં શું છે તે જાણવાને માટે તેમણે કુતુહલથી તપાસવા માંડ્યું ! પાત્ર ભારે લાગવાથી તેમણે મનમાં એવું ધાર્યું કે એમાં કંઈ ખાવાની વસ્તુ હશે; પરંતુ જ્યારે તેમણે અંદર હાથ ઘાલીને જોયું તો કેવું આશ્ચર્ય ! અંદર એક બાળક હતો ! બે હાથ, બે પગ, એક માથું અને સુકોમળ શરીર ! આ બાળક પાત્રમાં ક્યાંથી આવ્યો ?

બાળક જીવતો છે કે મરેલો એ તેમણે તપાસવા માંડ્યું. તપાસતાં તેમને જણાયું કે બાળક જીવતો છે પણ બેભાન છે. આવો સુકોમળ બાળક કોનો હશે ? આવો ગૌરવર્ણ સુંદર બાળક તેમણે જન્મ ધરીને કદી જોયો ન હતો.

૧૦૦૯૬



તે બે સ્ત્રીઓમાંની એક સ્ત્રીએ થોડાક વખત પર એક બાળકને જન્મ આપ્યો હતો તેથી તેનાં સ્તનમાં તે પરાણ એટલું દુધ હતું. તેણે સંભાળથી બાળકને પાત્રમાંથી કહાડયો અને પોતાના ખોળામાં સુવાડયો. ત્યાર પછી પોતાના સ્તનમાંથી દુધ કહાડી તેણે ટીપું ટીપું તે બાળકના મ્હોંડામાં રેડવા માંડયું; પરંતુ તે દુધ બાળકના મ્હોંડામાંથી પાછું નીકળવા લાગ્યું, છતાં પણ ધીરજથી તેણે બે ચાર વાર આવી રીતે ટીપું ટીપું દુધ તેના મ્હોંડામાં રેડયું. અંતે દુધ ટક્યું. દશ બાર ટીપાં દુધ બાળકના પેટમાં ગયું એટલે ધીરે ધીરે બાળક શ્વાસ લેવા લાગ્યો. ત્યાર પછી ધીરે રહીને બાળકે આંખો ઉઘાડી! અંધ માણસને ફરી આંખો મળતાં જેમ તે નવો જન્મ મળ્યો એમ ધારીને આનંદ પામે છે અને પ્રફુલિત દ્રષ્ટિએ આશ્ચર્યથી ઉંચે જુવે છે તેમ તે બાળકે ઉંચું જોયું! વન્ય-સ્ત્રીને જોઇને તેને પોતાની પૂર્વની માતૃસ્મૃતિ જાગ્રત થઈ કે નહિ તે કોણ જાણે; પરંતુ આવી અવસ્થામાં આવા નિરાશ્રય સમુદ્રકાંઠે, ખુલ્લા આકાશ નીચે, પ્રકૃતિની કોમળ શય્યામાં પોઢીને બાળકને સૌથી પહેલાં માતાનીજ સ્મૃતિ થાય છે!

વન્ય-સ્ત્રી ગમે તેવી અસભ્ય જાતિની હોય, તો પણ તે સ્ત્રી તો હતીજ! તે માતૃરૂપિણી વન્ય-સ્ત્રીના પીયૂષપૂર્ણ સ્તનદાનથી અસહાય મુમુર્ષુ બાળકના પ્રાણ બચ્યા! એથી અધિક પુણ્ય બીજું શું હોઈ શકે!

તેણે મનમાં વિચાર કર્યો:—"હાય! આ બાળક કોનો હશે? આવી રીતે એને સમુદ્રમાં કોણે તજી દીધો હશે?"

બીજી સ્ત્રી થોડાંક સુકાં લાકડાં લઇને આ અવસરે આવી પહોંચી. તાપણી કરીને બન્ને સ્ત્રીઓએ બાળકને શેક કરવા માંડયો એટલે તે ધીમે ધીમે શુદ્ધિમાં આવ્યો.

માતૃસ્નેહ! ત્હારો ઉદ્‌ભવ સ્વર્ગની મંદાકિનીની ધારામાંથી થયો

હોય એમ જણાય છે ! તેમ ન હોત તો આવી પવિત્રતા, આવી કોમળતા, આવી મમતા ત્હારામાં ક્યાંથી હોય ? ત્હારી કિંમત થાય તેમ નથી ! જગત્ ત્હારા અસંખ્ય ગુણો આગળ કંઈ વિસાતમાં નથી ! સ્વર્ગની કોઈ પણ વસ્તુ ત્હારી તુલના કરી શકે તેમ નથી ! માતૃસ્નેહ ત્હારામાંજ શાન્તિ છે; ત્હારામાંજ સુખ છે અને ત્હારામાંજ સાચું સ્વર્ગ છે ! આ વિષમય સંસારમાં મનુષ્યને અમૃતનો સ્વાદ આપનાર તુંજ છે ! જેણે ત્હારો પૂરો સ્વાદ ચાખ્યો છે તેના જીવિતને ધન્ય છે !!

આ બન્ને વન્ય-સ્ત્રીઓના હૃદયમાં પણ સ્વર્ગીય માતૃસ્નેહ સંચિત થયેલો હતો; સમય અને પાત્ર મળતાં તે આવી રીતે પ્રકટી નીકળ્યો ! જો કે તેઓ પણ પુરૂષની પેઠે હિંસા દ્વેષ જાણે છે, અને વખત આવ્યે એક બીજાનું લોહી પીવા તત્પર બને છે ! ત્યારે શું પારકાનું લોહી પીવા તત્પર થનારી આ સ્ત્રીઓ ખરેખર રાક્ષસ જાતિની છે ?

હા, એ લંકાની રાક્ષસી છે ! આવાં અસભ્ય અને હિંસક સ્ત્રી-પુરૂષોને લોકો વાત વાતમાં રાક્ષસ-રાક્ષસી કહે છે ! સાત્વિકતામય સત્ય અને ત્રેતાયુગમાં આવી જાતિ એજ નામને યોગ્ય હતી !

ત્યારે શું એ તામ્રપાત્ર વરાહના નિરાધાર બાળકને લઇને ઠેઠ લંકાદ્વિપ સુધી પહોંચી ગયું હતું ? હા, એજ સિંહલદ્વિપ, રાવણની સ્વર્ણલંકા અને પૌરાણિક ઐશ્વર્યમયી ભોગભૂમિ છે ! જ્યોતિષશાસ્ત્રાનુશીલનને માટે સર્વોત્કૃષ્ટ સ્થાન તરીકે પ્રસિદ્ધિ પામેલા અને અતિ અદ્ભુત દંતકથાઓથી જગતની આંખે પૂર્ણ વૈભવવાન કરેલા, સિંહલદ્વિપમાં આજે જ્યોતિર્વિદ વરાહનો બાળક વિધિના વિધાનથી આવી પહોંચ્યો છે અને વન્ય સ્ત્રી પુરૂષ દ્વારા પુનર્જીવિત થયો છે. અનાથના નાથ જેને સહાય છે તેને કોઈ મારી શકતું નથી. જ્યારે હિરણ્યકશિપુએ મદાંધ થઇને પ્રહ્લાદને પર્વત પરથી ફેંક્યો અને બળતા લોઢ-

સ્થંભે બઝાડયો ત્યારે દીનબંધુએ તેને ઠંડા બનાવી કીડીઓની હાર ચલાવીને તેની સહાય કરી હતી તો વરાહે જાતિભ્રમથી તજી દીધેલા નિરાધાર પુત્રની તે સહાય કેમ કરે નહિ ? પ્રહ્‌લાદ પ્રભુભક્ત હતો તો વરાહનો બાળક પિતૃભક્ત હતો; એમાં ને તેમાં કાંઈ અંતર ન હતું !

જ્યારે બાળકને બચાવનારાઓ એક બીજાનો પ્રાણ લેવા તત્પર થયા, ત્યારે તેમના સાથમાંની બે સ્ત્રીઓએ તામ્રપત્ર માંહેના બાળકને ખોળામાં લઈ અનેક યત્નથી તેની પ્રાણરક્ષા કરી. લડતાં લડતાં તેમની નજર જ્યારે પેલી સ્ત્રીના ખોળામાં સુવાડેલા બાળક તરફ ગઈ ત્યારે સૌ આશ્ચર્યચકિત્ થઇને ત્યાં ભેગા થયા ! થોડીવારને માટે તેઓ શાન્ત સ્થિર જડવત્ બની ગયા ! એટલુંજ નહિ પણ તેઓ પરસ્પરની આસુરિક હિંસા, દ્વેષ અને અભિમાન પણ વીસરી ગયા ! થોડીવાર પહેલાં ક્રોધાંધ થઇને જે માણસને તેમણે મૃતઃપાય કરી મૂક્યો હતો તેની પાસે તેઓ વ્હેલા વ્હેલા ગયા અને સ્નેહથી તેની સેવા કરવા લાગ્યા ! ! મૃત જેવો થયેલો તે માણસ પણ સેવાના ગુણે ઉઠીને બેઠો થયો. જ્યારે તેની નજર નિરાધાર બાળક પર ગઇ ત્યારે તે પણ સૌની પેઠે અવાચક બનીને એકી દ્રષ્ટે તેને જોવા લાગ્યો !

પાછી ફરીથી તેમણે મિત્રાચારી બાંધી ! આનંદથી તેઓ એક બીજાને કોટે વળગીને ભેટયા અને " ભાઈ ભાઈ " ના પ્રિય સંબોધનથી તેઓ એક બીજાને સુખી કરવા લાગ્યા ! વૈરભાવને બદલે મિત્રભાવ ઉત્પન્ન થયો, હિંસા અને દ્વેષને બદલે પરસ્પર સ્નેહભાવ જન્મ્યો ! એ બધો પ્રતાપ બાળકનો હતો. જો કે પરસ્પર વૈરભાવ ઉત્પન્ન કરનારજ આ બાળક હતો તો પણ તેનું સુંદર મુખકમળ જોઇને તેઓ સૌ ભૂલી ગયા અને તેનું અનિષ્ટ કરવાને બદલે તેનું જીવન જેથી નિરાપદ થાય અને તેનું નિર્વિઘ્ને પ્રતિપાલન થાય, એ માટે પરસ્પર વિચાર કરવા લાગ્યા.

આ વખતે સિંહલદ્વિપના અધિપતિ ચંદ્રચુડ રાક્ષસરાજનો શાન્તિ-

રક્ષક સરદાર પોતાના માણુસો સાથે ત્યાં આવી પહોંચ્યો. જ્યારે પુરૂષો અંદર અંદર લડતા હતા ત્યારે એક સ્ત્રી ત્યાંથી નાશીને શાન્તિરક્ષકની પાસે ગઈ અને તેને ખબર કહી કે ' સમુદ્ર કાંઠે મોટી મારામારી થાય છે અને તેમાં એક માણુસનો જીવ જવાની તૈયારીમાં છે ! ' શાન્તિ-રક્ષક પોતાના માણુસો સાથે સમુદ્રકાંઠે આવ્યો અને બધું જોઈ સાંભળીને આશ્ચર્ય પામ્યો ! બાળકને જોઇને તેને પણ ઘણો આનંદ થયો. કોઇને કાંઈ કહ્યા વિના બાળકની સાથે બધાને લનેઇ તે રાજસભામાં આવ્યો. તેણે મનમાં વિચાર કર્યો કે, આ સંબંધે મહારાજની જે ઇચ્છા હશે તે પ્રમાણે થશે; બાળકનો જીવ બચ્યો એજ મોટા આનંદની વાત છે ! " આવી સ્થિતિમાં શિક્ષા કે બદલાની વાત કોઈના મનમાં ઉપજે તેમ ન હતું !

ગમે તેમ હોય પરંતુ આ સઘળાનું મૂળ બાળકનું ભાગ્યજ છે ! જે ભાગ્યે બાળકને પિતૃસ્નેહથી હંમેશને માટે વંચિત કરી સમુદ્રમાં નંખાવ્યો તેજ ભાગ્ય આજે તેને અનુકુલ થયું છે ! આજે તેજ ભાગ્ય નરહિંસકની સહાયતાથી તેને રાક્ષસરાજની સભામાં લઇ જાય છે ! એમજ બને છે. જે સર્પવિષથી માણુસની જીવનલીલા પૂરી થાય છે તેજ તીવ્ર વિષ કોઇ કાળે સંજીવની સુધાનું કામ કરે છે ! પ્રકૃતિનો ધર્મજ એવો છે !

ત્યારે પ્રકૃતિ તું ત્હારા ધર્મનું પાલન કર ! ત્હારા વિરાટ જડ દેહમાં જેણે ચૈતન્ય આપ્યું છે તે ચૈતન્યમયના નિર્દેશાનુસારે આ દૈવ-રક્ષિત બાળકને સહાય થા !

૪

**રાજાશ્રય.**

ચંદ્રચુડની રાજસભામાં શાન્તિરક્ષક, વન્ય સ્ત્રી પુરૂષ સહ બાળકને લઇને ઉપસ્થિત થયો. બાળકના અલૌકિક રૂપથી રાજસભા આલોકિત બની ગઇ ! સભાસદો આતુરતાથી અનિમેષ નયને બાળકને

જોવા લાગ્યા ! શાન્તિરક્ષકે સંક્ષેપમાં રાક્ષસરાજને સઘળી વાત નિવેદન કરી—સમુદ્રમાં તામ્રપાત્ર તરતું જતું હતું તેને આ અન્ય બીજા પુરૂષોએ પકડીને તે બાળકને કેવી રીતે બચાવ્યો એ વિગેરે સમસ્ત બનાવ રાજાને કહી સંભળાવ્યો. જે સાંભળીને સઘળા વિસ્મિત બની ગયા !

ચંદ્રચુડ રાક્ષસ હોવા છતાં પણ રાક્ષસનો રાજા હતો. તે સ્નેહ-શીળ ધર્મનિષ્ઠ અને આશ્રિત—વત્સલ રાજા હતો ! તેણે વિચાર કર્યો કે, " આ નિરાશ્રય બાળક દૈવકૃપાથી મ્હારી પાસે આવ્યો છે, માટે એને અવશ્ય આશ્રય આપવો ! "

આ વખતે ચંદ્રચુડનો કુલાચાર્ય રાજસભામાં બેઠો હતો. તે જ્યોતિર્વિદ્યામાં અદ્વિતિય હતો. તેણે પળવારમાં બાળકના અંગપ્રત્યંગ અને બીજાં લક્ષણો જોઇને રાજાને કહ્યું—" મહારાજ ! આ સાધારણ બાળક નથી. એનું લાલનપાલન કરવામાં પુણ્ય છે એટલુંજ નહિ પણ આગળ જતાં આ બાળક સિંહલદ્વિપમાં મોટું નામ કહાડશે અને એની દ્વારા જાંબુદ્વિપ ભારતવર્ષમાં એક મોટું કાર્ય સધાશે. હાય ! આ કયા દુર્ભાગી માણસનો બાળક હશે ! ? "

ચંદ્રચુડે આશ્ચર્ય પામીને પોતાના કુલાચાર્ય જેનું નામ પુરંજય હતું તેને પૂછયું—" આચાર્ય પ્રવર ! આટલી વારમાં તમે એવી શી ગણના કરી ? એની ગણનામાં તમે એવું શું અલૌકિક ફળ જોયું ? "

પુરંજય—મ્હેં જે જોયું છે, તે મહારાજને સવિશેષ કહેતાં હું અચકાઉં છું. જો કે મ્હારા સઘળા સિદ્ધાંતો કદાચ સાચા ન હોય તો પણ એટલું તો નક્કી છે કે દૈવરક્ષિત આ બાળક એક દિવસ મહા-રાજનો પ્રિય પાત્ર થશે; અને તેની સાથે તે ભાગ્યવાન્ વિદ્વાન્ અને યશસ્વી થઇને દેશવિદેશમાં પૂજાશે !

કુલાચાર્યે એકવાર પોતાના આસન પરથી ઉઠીને ફરી બાળકને તપાસ્યો. પછી તે આનંદથી બોલ્યા—" બચ્ચા ! જીવતો રહેજે અને મ્હારી ધારણાને ખરી કરજે ! "

ચંદ્રચુડની આજ્ઞાથી અનુચરો બાળકને અંતઃપુરમાં લઈ ગયા. જે વન્ય-સ્ત્રીના સ્તનપાનથી મુમુર્ષુ બાળકના પ્રાણ બચ્યા હતા, તે વન્ય-સ્ત્રીને હંમેશને માટે આ બાળકની ધાત્રી તરીકે ચંદ્રચુડે નીમી અને બીજાં વન્ય સ્ત્રી પુરૂષો કે જેમણે આ બાળકને બચાવવામાં થોડી ઘણી સહાયતા કરી હતી તેમને ભોજન વસ્ત્ર પરિતૃપ્ત કરીને વિદાય કર્યાં. તેમના આસુરિક કલહની વાત કોઇએ કહાડી નહિ અને તેમને શિક્ષા કરવાની વાત કોઇએ સંભારી નહિ; એટલે તેઓ બાળકને આશીષ દેતાં દેતાં રાજસભામાંથી વિદાય થઈ ગયાં !

કુલાચાર્ય પુરંજયે કહ્યું-“ મહારાજ ! સંતાન વિના તમે હંમેશાં ઉદાસ રહેતા હતા પણ આજથી આ ભાગ્યવાન બાળક તમારો એ અભાવ પૂર્ણ કરશે ! ”

ચંદ્રચુડ-જો મહિષી, આ બાળકને એવા ભાવે જુએ તો એ અભાવ પણ પૂર્ણ થાય તેમ છે !

પુરંજય-તેઓ પણ એને એજ ભાવે જોશે કારણ કે સર્વ જીવ પર તેમની સમાન દયા છે. તેમના પુણ્યથી અને મહારાજના સુશાસનથી આ દ્વિપમાંથી ધીરે ધીરે હિંસકવૃત્તિનો લોપ થતો જાય છે ! જો આવી રીતે થોડો સમય જશે તો “ લંકાના રાક્ષસ ” તરીકેનો અપવાદ ભૂંસાઇ જશે.

ચંદ્રચુડ-તમે કુલગુરૂ છો. તમારા આશીર્વાદથી અને શુલપાણિની દયાથી એમ જલ્દી બને એવું હું ઇચ્છું છુ !

પુરંજય-તે સ્વયંભુ શંકર આ રાજ્યનું કુશળ કરશે. એ મહાકલ્યાણની સૂચના મહારાજથી થયેલી જણાય છે !

એટલામાં શંખધ્વનિ થયો. ઢોલ, શરણાઇ અને બીજાં વાજીંત્રોએ મેદની ગજાવી મૂકી ! રાજમહાલય પાસેના મંદિરમાં ષોડશોપચારે મહાદેવની અર્ચના થવા લાગી !

શિવભક્ત ચંદ્રચુડ, ભક્તિભાવે સિંહાસન પરથી ઉઠી શાન્ત ચિત્તે નિમીલિત નેત્રે, કુલદેવતાને પ્રણામ કરી, મનમાં ને મનમાં બોલ્યો- "હે શંકર ! આ રાજ્યનું કલ્યાણ કરો ! આજે જે અનાથ બાળકના રક્ષણનો ભાર તમે મને સોંપ્યો છે, તે ભાર હું સંપૂર્ણ રીતે વહન કરી શકું એવી મને શક્તિ આપો ! "

આણી તરફ જ્યોતિષવિદ્યા વિશારદ કુલાચાર્ય પુરંજય, પોતાના મન સાથે બોલ્યો-" હે શશાંકશેખર ! તમારી કૃપાથીજ મ્હેં આ વિદ્યા સંપાદન કરી છે ! ત્યારે કહો પ્રભુ, આ બાળક કોણ છે ? એ કોનો સંતાન છે ? એનું જન્મસ્થાન કયાં છે ? આ બાળકનું ભવિષ્ય ઘણું ઉજળું છે, એમાં તો સંદેહ નથી ! કારણ કે એમ ન હોત તો એ રાજપ્રસાદને પામત નહિ. હે ભોળાનાથ ! તમારી કૃપાવડેજ તે આવા નિરાપદ સ્થાનને પામ્યો છે ! નહિ તો સંસારથી તજાયેલો અને સમુદ્રમાં તણાયેલો આ નિરાધાર બાળક રાજાનો આશ્રય કયાંથી પામે ? રાજા એનું પુત્રપેરે પાલન કરશે; પણ ત્યાર પછી ? એ વાત હમણાં નહિ. ગ્રહપુજામાં એ બાળકના અનિષ્ટ ગ્રહનું હું ખંડન કરીશ. પરંતુ હે સદાશીવ ! એ બધું તમારી કૃપા વિના બને તેમ નથી ! "

૫

## કપોત પક્ષીનું જોડું !

રાજમહાલયમાં પિતાથી તજાયેલા બાળકનું પ્રતિપાલન થવા લાગ્યું ! ચંદ્રચુડ અને તેની રાણી ચિત્રાવતી, પોતાના સંતાન પ્રમાણે બાળકનું લાલનપાલન કરવા લાગ્યાં ! કોણ માતા, કોણ પિતા, કયાં જન્મસ્થાન અને કયાં નિવાસ ? જેની કંઈ સ્થિરતા નથી; અરે ! જેને કોઈ જાણતું નથી તે બાળક રાક્ષસાલયે રાક્ષસોના રક્ષણમાં, સઘળાના સ્નેહઆશીર્વાદ, કલ્યાણ અને શુભ ઇચ્છાઓની સાથે દિવસે દિવસે મોટો થવા લાગ્યો ! કયાં ઉજ્જયિની, કયાં શિપ્રાનદી, અને કયાં

નિર્જન સમુદ્રકાંઠા ઉપરનો સિંહલદ્વિપ ! આ દ્વિપમાં વરાહપુત્રને શિક્ષા, દીક્ષા અને સંસ્કાર વિગેરે કાર્યો સંપન્ન થયાં ! પ્રકૃતિએ પોતાના પ્રિય પુત્રનાં શુભ કાર્યો પરિપૂર્ણ કર્યા !

અન્નપ્રાશન સંસ્કાર વખતે કુલાચાર્ય પુરંજયે બાળકનું નામ "મિહિર" મૂક્યું. વરાહપુત્ર સિંહલદ્વિપમાં મિહિર નામે ઓળખાવા લાગ્યો અને પોતાના ઉત્તરજીવનમાં પણ મિહિર નામથીજ તે દેશ-વિદેશમાં પ્રસિદ્ધિ પામ્યો.

શરદની શશિકળાની પેઠે દિવસે દિવસે બાળક વધવા લાગ્યો. તેના સુકુમાર દેહમાં રૂપ સમાતું ન હતું. રાક્ષસો અવાક્ બનીને તે મનોહર રૂપને જોઇ રહેતા તેમ મિહિર પણ તેમના બલિષ્ઠ દેહ ઉપર નજર માંડી રહેતો ! આવી રીતે જોવાથી જાણે તેના પૂર્વના સંસ્કારો જાગ્રત થતા હોય તેમ તે સુકુમાર બાળક મધુર હાસ્યથી તેમને પોતાનાં સમજીને તેમના ખોળામાં જઇને પડતો હતો. રાક્ષસો પણ તેને સ્નેહથી અનેક રીતે લાડ લડાવતા અને આનંદ પામતા હતા. આવા આનંદ અને આદરની સાથે બાળક બે વર્ષનો થયો.

આ સમયે રાણી ચિત્રાવતીએ એક પરમ રૂપવાન કન્યાને જન્મ આપ્યો. તેમને સંતાનની આશા ન હતી અને તેનો સમય પણ એક રીતે વીતી ગયો હતો. વળી મિહિર મળ્યા પછી એ વાત પણ તેમણે વિસારે નાંખી દીધી હતી; પરંતુ પ્રભુકૃપાએ તેમની એ આશાયે પૂર્ણ થઇ ! ઘણા શુભ દિવસે મોહેન્દ્ર ક્ષણે એ ભુવનમોહિની કન્યાનો જન્મ થયો ! તે અલૌકિક લાવણ્યવતી રૂપવાન કન્યા હતી ! રાક્ષસકુળમાં આવી સ્વરૂપવાન કન્યાનો જન્મ થશે એવી કોઇને આશા ન હતી; અને આવું અપરૂપ રૂપ સચરાચર સંભવતું પણ નથી ! રાજદમ્પતી આશાપૂર્ણ હૃદયે આ ક્ષણજન્મા કન્યાને લઈ અંતરમાં ને અંતરમાં નંદનકાનનની રચના કરવા લાગ્યાં !

રાક્ષસ-કુલાચાર્ય પુરંજય આ વખતે મનમાં ને મનમાં હસ્યો.

વિધાતાનું અપૂર્વ વિધાન અને કાર્યકારણનો સંબંધ જોઇને તેને અચંબો આવ્યું ! વિધિલિપિ ઉપર તેને અટલ વિશ્વાસ હતો; તે વિશ્વાસનો એકાંત સફળ થયેલો જોઇને તેને મોટો આનંદ થયો ! પણ પોતાના મનની વાત તેણે કોઇને કહી નહિ !

યથા સમયે રાક્ષસ રાજનંદિનીને પણ અન્નપ્રાશનાદિ સંસ્કાર કરવામાં આવ્યો. કુલાચાર્યે રાશિચક્ર ઉપરથી કન્યાનું નામ ક્ષમાવતી અથવા ક્ષમા એવું પાડ્યું ! એ ક્ષમા ઉપરથીજ રાક્ષસોએ ચલિત ભાષામાં તેને " ખનાં " નું નામ આપ્યું ! સંસારમાં કાંઇ પણ વૃથા જતું નથી; સ્થાનમાં વિશેષે નામનું માહાત્મ્ય પણ ફળે છે ! ચંદ્રગુપ્તની કન્યાએ પોતાના ક્ષમા નામનું માહાત્મ્ય કેવી રીતે પ્રચાર કર્યું તે આગળ ઉપર આપણા જોવામાં આવશે.

જ્યોતિષશાસ્ત્ર વિશારદ પુરંજયે અતિ યત્ને ચંદ્રગુપ્તની કન્યાની એક કોષ્ટી તૈયાર કરી. કોષ્ટીનું ફળ જોઇને તે વિસ્મિત થયો. ચંદ્રગુપ્તે કોષ્ટીનું સવિશેષ ફળ જાણવા માટે આગ્રહ કર્યો પરંતુ પુરંજયે કોષ્ટીની બધી વાત કહી નહિ. ટુંકામાં તેણે જણાવ્યું કે, " મ્હારી ગણના ભ્રમ-શૂન્ય નથી અને તેથી થોડા દિવસ રહીને હું એનું ફળાફળ મહારાજને નિવેદન કરીશ. પરંતુ એટલું તો નક્કી છે કે, આપની આ કન્યા વિધાતાનું કોઇ વિશેષ કાર્ય કરવાને માટે સંસારમાં આવી છે !"

ચંદ્રગુપ્તે આગ્રહથી પ્રશ્ન કર્યો–" કયું કાર્ય પ્રભુ ! ? "

કોષ્ટીનું ફળાફળ થોડા દિવસ ગુપ્ત રાખવાની પુરંજયની ઇચ્છા હતી. પરંતુ રાજાના આગ્રહ આગળ તેનું કંઈ ચાલ્યું નહિ. તે બોલ્યો– " આપની કન્યા જ્યોતિષના માહાત્મ્યનો પ્રચાર કરશે અને જગતમાં અમર થશે ! "

" પ્રભુ ! એમાં અધિક શું છે ? સદાશીવની કૃપાથી આ પામર પણ સાધારણ રીતે એ વિદ્યા જાણે છે ! વળી આપ તો એ વિદ્યામાં

પારાંગત છો; હજારો શિષ્યો આપની પાસે એ વિદ્યા ભણે છે!" ચંદ્રચુડે કહ્યું.

"તે ઠીક છે. પરંતુ મહારાજ! આપની કન્યા આગળ તેઓ કાંઇ વિસાતમાં નથી. હું પણ તેની આગળ સમુદ્રમાં શિશિરબિંદુ જેવો છું!" પુરંજયે જણાવ્યું.

"હાથી પોતે પોતાનું બળ સમજી શકતો નથી! એ વિનય આપનેજ યોગ્ય છે, એમાં સંદેહ નહિ!" ચંદ્રચુડે હસતાં હસતાં કહ્યું.

"ના મહારાજ એ વિનય નથી પણ ખરી વાત છે. આપની આ કન્યા પોતાના અલૌકિક પ્રતિભાબળે એક દિવસ પોતાના ગુરૂને પણ પરાસ્ત કરશે; આખા જગતને સ્તંભિત કરશે અને અસામાન્ય વિદુષી બની અમરોની પેઠે જ્યાં ત્યાં પૂજા પામશે!" કુલાચાર્યે આ વખતે પોતાના મનની વાત કહી!

ચંદ્રચુડ, પુરંજયની વાત સાંભળીને આશ્ચર્ય પામ્યો. ત્યારપછી તે વિનયથી બોલ્યો-"એના એ સૌભાગ્યનું મૂળ તો આપજ છો. કારણ એની શિક્ષાદીક્ષાનો ભાર આપને શીર રહેવાનો છે!"

પુરંજય નીચી નજરે જોઈ રહ્યો. થોડીવાર આંખો મીંચીને તે સ્મિતવદને બોલ્યો-"પ્રતિભાની મનોમયિ મૂર્તિને નવું રૂપ આપવું પડે તેમ નથી! એ પ્રતિભા, પ્રતિમારૂપેજ વિરાજમાન રહેશે! આપને ધન્ય છે અને આપની રત્નગર્ભા મહિષીને પણ ધન્ય છે! હું એ પ્રતિભાસુંદરીને સુશિક્ષા આપીને મ્હારી જ્યોતિર્વિદ્યાનું સાર્થક કરીશ!"

"પ્રતિભાસુંદરી" આચાર્યે ક્ષમાવતીનું નવું નામ પાડ્યું! અમે પણ એ બાલિકાને એજ નામે બોલાવીશું! 'ક્ષમા' અથવા 'બબા' ને બદલે એ બાલિકાનું 'પ્રતિભાસુંદરી' નામજ અનુરૂપ છે!

શરદના ચંદ્રમાને પરાજિત કરી, બાલિકાનો રૂપચંદ્રમા વધવા લાગ્યો! અતુલ ઐશ્વર્યપતિ લંકેશ્વર ચંદ્રચુડના ગૃહરાજ્યમાં એ ચંદ્રમા

અમરાવતીના જાજ્વલ્યમાન સુવર્ણ–દીપની પેઠે વિરાજવા લાગ્યો! વળી એ સુવર્ણ–દીપની પાસે બીજો એક સુવર્ણ–દીપ સ્થિર અચળ ને નિષ્કમ્પભાવે તેના સામું જોઈ રહ્યો હતો! બન્ને દીપ એક બીજાને જાણે પહેલાંથી ઓળખતા હોય તેમ પોતાનો ભાવ બતાવતા હતા; જાણે ભાગ્યદોષથી ખરો રસ્તો ભૂલી અવળે રસ્તે ચઢી ગયા હોય તેમ તેઓ પોતાના મનની ભાષાથી એક બીજાને જણાવતા હતા. ફરી શું પાછા બેના એક ન થાય? બે પ્રાણ એક થઈને શું મિલનની મધુરતાથી જગતમાં માધુર્યરાશિ ફેલાવી નહિ શકે?

મિહિર અવાક્ બનીને પ્રતિભાને જોતો અને પ્રતિભા નિર્વાક્ બનીને અનિમેષ નયને મિહિરને જોઈ રહેતી! તેમના આ વ્યાપારની તેમજ અરસપરસના આકર્ષણની કોઈને ખબર પડતી ન હતી! સાધારણ બાળકની રમત–ગમતની પેઠે લોકો. તેમના આ વ્યાપારને પણ એજ આંખે જોતા હતા! કેવળ એક માણસ એ વ્યાપારને સમજતો હતો. જ્ઞાનવૃદ્ધ પ્રવીણ આચાર્ય પુરંજય એને જૂદાજ ભાવથી જોતો હતો! તે કેવા ભાવથી જોતો હતો તે પોતેજ જાણી શકે એમ હતું! કારણ તે પોતાનો મનોભાવ કોઈને પણ કહેતો ન હતો.

આચાર્યે પ્રથમ જોતાંની સાથે મિહિરનું અદ્રષ્ટ, પોતાના માનસ-પટમાં અંકિત કરી દીધું હતું અને ત્યારપછી તેણે અતિ યત્નથી મિહિરની એક કોષ્ટી તૈયાર કરી હતી; તે કોષ્ટી તેણે કોઈને બતાવી ન હતી, પરંતુ તેનું ભાગ્યફળ મેળવવાને માટે તેણે એ કોષ્ટીને ગુપ્ત-પણે પોતાની પાસે રાખી મૂકી હતી. પુરંજયે જ્યોતિષવિદ્યાને પોતાની જીંદગી અર્પણ કરી હતી; વળી એ વિદ્યામાં તે કુશળ હતો, છતાં મિહિરના સંબંધમાં પોતે ભાખેલું ભવિષ્ય ખરૂં પડે છે કે નહિ તે જોવાને માટે તેને આગ્રહ જન્મ્યો અને તેથી તેણે મિહિરને પોતાની આંખ આગળથી દૂર ખસેડયો નહિ! તે મિહિરના જીવનની પ્રતિ પળ સાથે તેના પ્રારબ્ધને મેળવતો અને તેનું પરિણામ પોતાના બારવા

પ્રમાણે આવે છે કે નહિ તેની શાન્ત ચિત્તે તપાસ કરતો.

આ વખતે મિહિર દશ વર્ષનો અને પ્રતિભા આઠ વર્ષની થઈ હતી. બન્ને બાળકોનાં મ્હોંડાં સદા પ્રફુલ્લિત રહેતાં હતાં! સ્વર્ગીય સુંદરતા તેમનાં મુખકમળ ઉપર સદા વિરાજી રહી હતી! એકજ વેલીનાં બે પ્રફુલ્લિત ફુલ પોતાની સુગંધ અને શોભાથી સંસારને આમોદિત કરવા લાગ્યાં!

રમત ગમતમાં તેઓ એક બીજાનાં સાથી હતાં, પ્રેમભાવનામાં તેઓ એક બીજાનાં અનુરાગી હતાં, ભણુવા ગણુવામાં તેઓ એક બીજાનાં સહપાઠી હતાં અને જય–પરાજયમાં તેઓ એક બીજાનાં સાક્ષી હતાં! અહા! કેવો મધુર યોગ છે! જાણે સ્વર્ગીય વિમાનમાંથી નીચે ઉતરીને આ મધુર કપોતપક્ષીનું જોડું સંસારમાં વિચરવાને માટે આવ્યું હોય એમ જણાતું હતું! આવી રીતે તેમના જીવનની મધુર ઉષા ધીરે ધીરે વીતવા લાગી!

તેમની શિક્ષાનો ભાર આચાર્ય ઉપર હતો. સંસ્કૃત ભાષાનું જ્ઞાન થયા પછી આચાર્યે આ બન્ને બાળક–બાલિકાને ફલિત જ્યોતિષ-શાસ્ત્ર ભણાવવા માંડયું. તેમની શિક્ષા અદ્ભુત હતી તેમ તેમની પાઠ કરવાની રીતિ પણ વિલક્ષણ હતી. આચાર્ય એકજ વાર કહે કે તેઓ તુરત મ્હોડે કરી લેતાં. ફરી આચાર્યને કહેવાની કે સમજાવવાની જરૂર પડતી નહિ. અસાધારણ શક્તિબળે તેઓ પોતાની મેળે નવાં નવાં તત્વો ઉત્પન્ન કરતાં હતાં; જેની ધારણા ગુરૂથી પણ થતી ન હતી! આવા સૂક્ષ્મ વિચારથી બુદ્ધિબળથી અને પૂર્વના સંસ્કારથી તેમણે જ્યોતિષવિદ્યા જેવા જટિલ વિષયમાં જય લાભ કરીને પોતાના ગુરૂને આશ્ચર્યચકિત બનાવી દીધા. પુરંજય તેમના અલૌકિક બુદ્ધિબળથી કદી આશ્ચર્ય પામતા તો કદી આનંદથી આંખમાં આંસુ લાવતા. વખતો-વખત તે પોતાના મન સાથે કહેતા–"મ્હારી પોથીમાંની વિદ્યા પોથી-

સહેજ રસ્તો બતાવું છું તેટલામાં તો એ બાળકો પોતાના શુભ પ્રારબ્ધ અને ઉચ્ચ સંસ્કારનાં બળે તે રસ્તાનો છેડો લાવી મૂકે છે ! પ્રતિભાની સહાય પ્રતિભાજ કરશે ! હું તે કોણુ ? ઈશ્વર ! આ સ્વર્ગભ્રષ્ટ બાળકો છે અને જગતમાં જ્ઞાનનો પ્રચાર કરવાને માટે આવ્યાં છે; તેમ ન હોય તો તેમનામાં આવી અલૌકિક શક્તિ ક્યાંથી હોય ?"

થોડા દિવસની અંદર મિહિર અને પ્રતિભાએ જ્યોતિષશાસ્ત્રનું પુરેપુરૂં જ્ઞાન સંપાદન કર્યું. ભૂગોળ અને ખગોળમાં તેમજ દરેક જાતના ગણિતમાં તેઓ અનેક રીતે સિદ્ધ બની ગયાં ! કેવળ પાતાળ વિષયના ગણિતનો ગ્રંથ ગુરૂએ તેમને બતાવ્યો નહિ, તેમ એ સંબંધી તેમને કંઈ કહ્યું પણ નહિ.

૬

## હું શું બહુ સુંદર છું ?

અંતે પ્રતિભાનોજ જય થયો ! સ્વભાવ સુંદરી પ્રતિભાએ જ્યોતિષવિદ્યામાં મિહિરને પોતાના ગુરૂને અને સિંહલદ્વિપમાં જેઓ એ વિદ્યા જાણુતા હતા તેમને સૌને પાછા હઠાવ્યા ! પ્રતિભાની પ્રતિભાએ બીજી બધી પ્રતિભાઓ મલિન કરી નાંખી ! પ્રકૃતિની પ્રિય પુત્રી પ્રતિભા, પોતેજ પોતાની ગુરૂ બનીને રહી !

આ વખતે પ્રતિભા દશ બાર વર્ષની થઈ હતી. તે સરળ અને પવિત્રભાવે મિહિરની સાથે રમતી હતી. મિહિર પણુ આનંદથી તેની નિર્દોષ રમત–ગમતમાં ભાગ લતો હતો. તેમની રમત–ગમત બીજાં બાળકો કરતાં જૂદાજ પ્રકારની હતી !

મધુર સ્વરે પ્રતિભા મિહિરને પૂછતી કે, "કહે વારૂ મિહિર હું પેલે જન્મે તારી કોણુ હતી ?"

મિહિર તેના પ્રશ્નનો ઉત્તર દેવાને બદલે અવાક્ બનીને સ્થિર દષ્ટિએ તેને જોયા કરતો તે ધરી ધરી બોલવાનં કહેતો પરંત કેવલ

જાણે શા કારણથી તેનાથી બોલાતું ન હતું.

તે વખતે પ્રતિભા સ્નેહથી,–આદરથી મિહિરના બન્ને હાથ પકડીને તેના મ્હોડા પાસે પોતાનું મ્હોડું લઇ જઇને હસતાં હસતાં કહેતી, "ત્હારાથી નથી કહેવાતું, તો હું કહું ?"

"કહે ત્યારે જોઉં !"

"હું કહું તો તું મને શું આપીશ ?"

"મ્હારી પાસે તને આપવા જેવું હવે શું રહ્યું છે ? જે હતું તે તો ત્હેં પહેલાંથી લઇ લીધું છે !"

"જા; ત્યારે તો હું નથી કહેતી !"

"કહે કહે; હું ગુરૂને કહીશ કે, પ્રતિભા આ જન્મની તો શું પણ પેલા જન્મની વાત પણ ગણિતથી કહે છે; ગુરૂ તેથી ત્હારા પર પ્રસન્ન થશે !"

"મ્હારે ગુરૂને પ્રસન્ન કરવા નથી !"

"ત્યારે મને પ્રસન્ન કર !"

"જા ભાઇ તું તો કંઇ સમજતો નથી ! એ પ્રસન્ન કરવાની વાતો નથી; એ બધી ભાવની વાતો છે !"

"એમ તો એમ ! તું કહે છે તેમ; પછી કંઇ ?"

"ત્યારે હું પુછું તેનો પહેલાં જવાબ આપ !"

"પૂછ, ત્હારે જે પૂછવું હોય તે !"

"તું મ્હારા પર ભાવ રાખે છે ?"

મિહિર હસતાં હસતાં બોલ્યો–"ના."

"ના ! ત્યારે તું મને ચાહતો નથી ?"

"ના. !"

"તેની પણ ના ! ત્યારે હું સમુદ્રમાં પડીને મરી જાઉં ?" પ્રતિભાએ દુઃખી થઇને કહ્યું.

"ના ના !" મિહિરે ભયથી ધ્રુજતા શરીરે પ્રતિભાના બન્ને હાથ જોરથી પકડયા અને ત્યાર પછી તે એક અપરાધીની પેઠે વિનયથી બોલ્યો—"પ્રતિભા ! ગુસ્સે થઇશ નહિ; હું તને ચાહું છું કે નહિ તે મ્હારા મ્હોડે હું તને શું કહું ? તુંજ તેની સાક્ષી છે !"

"ત્યારે કહે વારૂ હું મરી જાઉં ત્યારે તું શું કરે ? કેમ કંઇ બોલતો નથી ? તું મને ખરેખર ચાહે છે ?" પ્રતિભાએ પૂછ્યું.

"ભાઇ ! હું ત્હારાથી હાર્યો !"

"જા જા મ્હારાથી હાર ખાય છે !"

"હા, પ્રતિભાની પાસે સઘળા હાર ખાય છે તો હુંયે હાર ખાઉં છું !"

"વારૂ મ્હેં માન્યું કે તું મને ચાહે છે; પણ ચાહનાથી તો એક બીજાના મનની વાત કહી શકાય છે; ત્યારે કહે હમણાં હું શાનો વિચાર કરૂં છું ?" પ્રતિભાએ પાછો પ્રશ્ન કર્યો.

"હું એ વિદ્યા શીખ્યો નથી તું શીખવે તો હું શીખું !"

"ત્યારે તું હમણાં કોનો વિચાર કરે છે તે હું કહું ?"

"હા કહે; હું હમણાં કોનો વિચાર કરૂં છું ?"

"મ્હારો !" એમ કહી પ્રતિભા હસી પડી.

મિહિર, ભોળો મિહિર આથી અતિશય વિસ્મય થયો. ખરેખર ! તે હમણાં પોતાના અંતરમાં પ્રતિભાનોજ વિચાર કરતો હતો તેથી તે કાંઇ પણ બોલ્યા વિના આશ્ચર્યચકિત થઇને પ્રતિભાની સામું જોઇ રહ્યો.

તીક્ષ્ણ બુદ્ધિની પ્રતિભાએ હસતાં હસતાં ફરી પૂછ્યું—"કેમ મ્હારી વાત ખરી કે ખોટી ?"

"[illegible] ખરી; કેમ ના કહેવાય!" મિહિરે કહ્યું.

"વારૂ પણ તું જ્યારે ત્યારે મ્હારી સામું એકી નજરે શું જુએ છે તે કહે?"

"હું તને જોઉં છું, બીજું શું કહું?"

"મ્હારામાં એવું શું છે કે તું ઘડી ઘડી મને આવી રીતે જુએ છે?"

"ત્હારામાં એવી સુંદરતા છે કે જેને ઘડી ઘડી જોવાથી પણ મનની તૃપ્તિ થતી નથી!"

"હું શું બહુ સુંદર છું?" પ્રતિભાએ પૂછ્યું.

"હા." મિહિરે કહ્યું.

"આ આકાશ કરતાંયે? આ સમુદ્ર કરતાંયે?"

"તે હું જાણતો નથી! સુંદરતાની પાસે નાના મોટાનો હિસાબ નથી. તું મ્હારી આંખે સુંદર જણાય છે અને હું ત્હારા સૌન્દર્યમાં, વિશ્વ–બ્રહ્માંડનું સૌન્દર્ય જોઉં છું! નાના મોટાની વાત હું જાણતો નથી!" મિહિરે સરળપણે પોતાના મનની વાત કહી દીધી!.

આ વખતે પ્રતિભા પરાભવ પામી! એ પરાભવની વાત તેણે પોતાના મ્હોડે માની નહિ; પરંતુ મનમાં ને મનમાં માની! તે અનિમેષ નયને મિહિરને જોવા લાગી!

૭

## "નિષ્કામ ધર્મી" માણસો.

પરંતુ આ આનંદ, આ આદર, આ શોભા ને આ સરળતા કાંઈ [illegible] સારી લાગી નહિ! રાજદમ્પતી બન્ને બાળકોને જોઈને અંતરમાં ને અંતરમાં આનંદ અનુભવવા લાગ્યાં; પરંતુ રાજપરિવાર-

[illegible]

વેદનામાં તે અતે અસ્થિર બની ગયો! ધીરે ધીરે એ વેદના તેને વિષમય જણાવા લાગી; તેમ તે જ્વાળામાં તે જર્જરિત થઈ ગયો! તેની એ વેદનાનો ઉપાય ન હતો; તેથી તે પોતાના વિષથી પોતે બળવા લાગ્યો !

એ વિષ કીયું? વિદ્વેષ. શા માટે આ વિદ્વેષ? તેનો કાંઇ ઉત્તર નથી. હિંસા અને ખળતાનું મૂળ કારણ આજે પણ ખોળીએ તો મળે એમ નથી! પોતાની સ્થિતિ કરતાં સામાની સ્થિતિ સારી હોય છે ત્યારે એવા માણસોને આવો વિદ્વેષ ઉત્પન્ન થાય છે! પરંતુ જ્યારે તેની સ્થિતિ પોતાની સ્થિતિ સાથે મળતી થાય છે, ત્યારે તેના અંતરમાં આનંદ ઉપજે છે છતાંએ પોતાનો જાતિસ્વભાવ તો બદલાતો નથી! તે તો જ્યારે ને ત્યારે એવા આનંદ અને ઉદ્વેગમાં સદા બળનાજ રહે છે! વિદ્વેષી માણસની સ્થિતિ આવી છે. તેનાથી સામાનું સારૂં જોઈ શકાતું નથી; એટલે એવા વિદ્વેષી માણસને સામાની સ્થિતિમાં થતા ફેરફારથી જે આનંદ થાય છે, તે આનંદ ખરો આનંદ નથી પરંતુ ઉદ્વેગ છે! એમાં તેમનો કોઇ પણ જાતનો સ્વાર્થ સધાતો નથી ત્યારે શા માટે તેઓ પોતાના અંતરમાં આવાં નીચ વિદ્વેષનું પોષણ કરતા હશે?

સદ્‌ગુણી માણસો સારાસારનો વિચાર કરે છે પરંતુ આવા "નિષ્કામ ધર્મી" જીવોને એવો વિચાર હોતો નથી! કારણ તેઓ કોઈ વિશેષ કામનાને વશ થઇને આવું કામ કરતા નથી; કોઈ પણ રીતે સુખીને દુઃખી જોવામાં અને હસતાંને રડતાં નિહાળવામાં તેઓ પોતાને લાભ થયેલો માને છે! એમાં તેનો સ્વાર્થ જોવા જાઓ તો આજ; એથી વધારે જોવા કે સમજવાનો જો તમે આગ્રહ કરશો તો એમાં સાર નહિ કઢાઓ!

અંજુના પરિવારમાં પણ આવી જાતનો એક જીવ હતો. તે જીવ તેના મરનાર ભાઈની સ્ત્રી દિગ્નાસુંદરી હતી. કોણ જાણે શા

કારણથી તે મિહિર અને પ્રતિભાને આંખના પાટા જેવી જોતી હતી! મિહિરને જોતાં તે તિરસ્કારથી પોતાનું મ્હોડું ચ્હડાવતી, તેની પ્રશંસા સાંભળીને અંતરમાં બળતી અને તેની વાત કોઈ કરતું તો તેને અટકાવીને બીજો પ્રસંગ કહાડતી હતી! તેની આવી વૃત્તિથી સ્વાભાવિક રીતે મિહિર અને પ્રતિભા તેનાથી દૂર ને દૂર રહેતાં. એટલુંજ નહિ પણ તેઓ તેનાં સંતાનો સાથે પણ મળતાં હળતાં ન હતાં. એથી હિંગનાને બહુ દુઃખ થતું હતું અને એ દુઃખમાં તે કોઇ કોઇ વાર રડતી પણ હતી! પરંતુ રડવાથી તેના મનની જ્વાળા હોલવાતી નહોતી પણ ઉલટી વધતી હતી! કોઈ કોઈ વાર તે ક્રોધથી અધીર બનીને પોતાના મન સાથે કહેતી હતી કે, "શું કરૂં? એ બાળક ઉપર રાજા–રાણીનો પ્રેમ વધારે છે, નહિ તો એને કયારનોયે હતો ન હતો કરી નાંખ્યો હોત!"

રાક્ષસીએ સંસ્કારને વશ થઇને એક વાર પોતાનું ઇર્ષાજ્વાળાથી જર્જરિત થયેલું મ્હોડું પ્હોળું કર્યું! શા માટે? તે નિરપરાધી કમનિય કાન્તિવાળા બાળકને ગળી જવાને માટે!!

પાસે પરિચારિકા ઉભી હતી તે બોલી–"કેમ બા! આજે એમ કેમ કરો છો? શરીરે શું સારૂં નથી?"

"અરે જુલુ! જોને પેલો અભાગીઓ મિહિર...હા તે તે!"

યોગ્યા નારીની યોગ્યા અનુચરી પોતાની બાઇના મ્હોડામાંથી મિહિરના સંબંધમાં નીકળેલાં અર્ધાં વચનો સાંભળીને તેનો મનોભાવ સમજી ગઇ! તે ઉત્સાહથી બોલી–"ખરૂં કહો છો, બા! ખરૂં કહો છો. એ છોકરોજ બધા અનર્થનું મૂળ છે! એને લીધે આ રાજ્યમાં કોઇને સુખ નથી! કોઇને શાન્તિ નથી! તમો કહો તો એને રાતોરાત પૂરો કરી નાંખું. કોઈના ફૈવાને પણ ખબર પડવા નહિ દઉં!"

બોલતાં તો બોલાઈ ગયું પણ પાછળથી તેને વિચાર થયો તેથી તે પોતાના મનમાં બોલી–"અહિંયાં કોઈ છે તો નહિ? રાણીમાતાનાં

માણસો ચોતરફ ફરે છે; કોઇએ સાંભળ્યું કે આપણું તો આવીજ બન્યું એમ સમજવું. "

હિંગના—ના બ્હેન, તું પારકાની છોકરી તેને એવું જોખમ ભરેલું કામ મ્હારાથી કેમ સોંપાય ? પણ હવે એ થોડા દહાડાનો પરોણો છે. આજે નહિ તો કાલે, કાલે નહિ તો પાંચ દિવસ પછી, પણ એનું મોત નક્કી છે ! પણ મુવા ભીખારીના છોકરાને આટલું બધું રૂપ ક્યાંથી ?

દાસી—કોણ જાણે બા ! આવું રૂપ તો ક્યાંઈ જોવામાં આવ્યું નથી. કાચા સોના જેવો રંગ, ઉંચું કપાળ, મોટી મોટી આંખો અને જોતજોતામાં મનને હરી લે એવું મનોહર મુખડું ! કંગાલના છોકરાને આટલું બધું રૂપ ક્યાંથી ?

હિંગના—નસીબ ! જુલુ નસીબ ! નસીબ વિના કાંઈજ મળતું નથી ! વળી રાજકન્યા ક્ષમા તો તેની પાછળ પાછળ ફર્યા કરે છે ! ઘડી વાર પણ તેને વીલો મૂકતી નથી ! જાણે વર વહુનું જોડું !

દાસી—ખરૂં કહો છો બા ! ક્ષમાબહેનના મનમાં શું છે તે કોણ જાણે ? પણ ઘરમાં ભુષણભાઈ છે, બીજા છોકરાઓ છે, છતાં સૌને પડતા મૂકીને એતો એનેજ દેખી રહ્યાં છે !

હિંગના—મ્હારો ભુષણ જીવતો રહે ! એ હશે તો બીજી ઘણીયે ક્ષમા આવી મળશે !

આટલું કહ્યા પછી તે પોતાના મનમાં બોલી—" તે તો મળશે પણ આ રાજપાટ તેમજ આવી દેવરૂપ જેવી કન્યા મળશે નહિ ! "

દાસી—કેમ નહિ મળે બા ! ભુષણભાઇને તો એવી એકસોને એકવીસ પગે પડતી આવશે ! પણ હેં બા ! એ છોકરાએ ક્ષમાબહેનને જાદુબાદુ તો નહિ કર્યું હોય ?

હિંગના—તેમે હોય ! કોણ જાણે એ કીયા દેશનો હશે ! નથી

આપનું ઠેકાણું કે નથી માનું ઠેકાણું; તેમ એની વાતવાતની પણ પ્રભુને ખબર નથી ! કોણ જાણે એનાં [illegible] કે [illegible] ! તેમ ન હોય તો તેઓ પોતાના છોકરાને આવી રીતે સ્કુલમાં નાંખી દે !

દાસી—અને પેલો ખરડો ઝુવડ તો ઘડી વાર એને નથી જોતો તો આંધળો ભીંત બની જાય છે ! કેમ એને બીજા છોકરા નહિ મળતા હોય કે એ છોકરાને શીખવવાથીજ એનું નામ રહેવાનું છે ?

હિમના—અરે ! પણ એને આવડે છે શું ? ગુણગુણ ચાર વરસ સુધી એની પાસે ભણ્યો પણ એણે કંઈ શીખવ્યું નહિ. આવડતું હોય તો શીખવેને ?

દાસી—ત્યારે રાજારાણી એને અમસ્તાંજ વળગી રહ્યાં છે કે ?

હિમના—અમસ્તાં નહિ તો બીજું શું ?

દાસી—પણ આ લોકો તો એને બહુ માન આપે છે ! જ્યોતિષ-વિદ્યામાં એના જેવો આપણા દેશમાં કોઈ નથી એવું જે તે કહે છે તે શું જુઠું ?

હિમના—જુઠું નહિ તો સાચું ? જોને આજથી આઠમે દહાડે મ્હેં ગુણગુણભાઈને માટે એક પ્રશ્ન એની પાસે જોવડાવ્યો હતો પણ તેમાં એનું કંઈ ખરૂં પડયું નહિ !

દાસી—તમે કહો છો તે ખરૂં હશે.

હિમના—હું કહું તે ખોટું હોયજ નહિ ! એ બધો કળિકાળનો મહિમા છે ! આજે તો ઢોંગીઓ પૂજાય છે સાચાને કોઇએ પૂછતું નથી !

દાસી—હા બા ખરૂં છે. કળિકાળમાં તો ધર્મને નામે ઢોંગ થાય છે અને એવા ઢોંગને દુનિયા સાચો ગણીને પૂજે છે ! કળિયુગમાં ધર્મનો વિચાર કોણ કરે છે ?

કલિની સાક્ષાત્ ધર્મપુત્રીઓએ આવી રીતે ધર્મનો વિચાર કરવા માંડ્યો અને આવી રીતે તેમણે ભાગ્યવાન મિહિરની સાથે આચાર્ય પુરંજયનો અને તેની સાથે નિર્દોષ રાજકન્યા ક્ષમાનો પણ ન્યાય ચૂકવી નાંખ્યો. તેમના આવા ન્યાયથી મિહિરનું કે ક્ષમાનું કાંઇ જતું આવતું ન હતું! તેમ તેમના જુઠા અપવાદોથી આચાર્ય પુરંજયને પણ કાંઇ નુકશાન થાય એમ ન હતું! પરંતુ આવી રીતે આ બે "નિષ્કામ ધર્મી" જીવો બોલી ચાલીને અને પોતાની મેળે શાન્ત થયા; એજ સંતોષ માનવા જેવું છે!

ત્યારે મિહિર! આજે પણ ત્હારૂં જીવન નિરાપદ નથી! ધર્મશીલ રાજા ચંદ્રચુડના આશ્રય નીચે ત્હારૂં પુત્ર પ્રમાણે પ્રતિપાલન થાય છે અને અનેક દાસદાસીઓથી ત્હારી સંભાળ લેવાય છે છતાં તું શત્રુશૂન્ય તો નથીજ! પણ એમાં તું શું કરે! ત્હારૂં ભાગ્યજ ત્હારા શત્રુને પેદા કરે છે અને ત્હારા અતુલ ગુણોજ બીજાના અંતરમાં દ્વેષનો અગ્નિ સળગાવે છે! પરંતુ એથી બ્હીશ નહિ, ભગવાન તને સહાય છે; પરિણામે ત્હારોજ જય છે!

## ૮

## તમે મ્હારા અને હું તમારી!

જ્યોતિષવિદ્યાની સાથે ચિત્ર, સંગીત અને બીજી કળાવિદ્યાનો આચાર્ય પુરંજયે, મિહિર અને પ્રતિભાને અભ્યાસ કરાવ્યો. તીક્ષ્ણ બુદ્ધિની સાથે ઉચ્ચ સંસ્કાર અને આંતરિક અનુરાગે સમય, સુયોગ અને સહાયતા પામીને તેમની કેળવણીના માર્ગને સરળ કરી દીધો! બાળક-બાલિકા ગુરૂની કૃપાથી અને પોતાના બુદ્ધિબળથી સઘળી કળાવિદ્યાઓમાં પારદર્શી બની ગયાં.

એ સિવાય ગુરૂએ તેમને મલ્લવિદ્યા પણ શીખવી. તે સમયે સિંહલદ્વિપમાં ધનુર્વિદ્યાનો ઘણો આદર હતો; પુરંજય જેવા વિદ્વાન

ગુરૂની પાસેથી તેમણે ધનુર્વિદ્યાનો પણ થોડો ઘણો અભ્યાસ કર્યો. પરંતુ એ બધી કળાવિદ્યામાં તેમનો મુખ્ય વિષય જ્યોતિર્વિદ્યાનો હતો. સિંહલદ્વિપમાં જેને માટે તેમને માન હતું અને ભારતવર્ષમાં આજે પણ તેમનું નામ લોકોને મ્હોડે આપણે સાંભળીએ છીયે. જ્યોતિર્વિદ્યાને તેઓ મેરૂદંડ સ્વરૂપ ગણીને બીજા વિષયો ઉપર ધ્યાન દેવા લાગ્યાં.

તેમની બાલ્યાવસ્થા ધીરે ધીરે વીતવા લાગી. પ્રતિભા અને મિહિરનો બાળસ્નેહ ધીરે ધીરે દઢ થવા લાગ્યો. રાજપ્રાસાદમાં, ચિત્તની પ્રફુલ્લતામાં, એકત્ર સ્થાનમાં અને તેમના અંતરમાં પ્રેમનાં અંકુર ફૂટયાં ! આ વખતે મિહિર સોળ અને પ્રતિભા ચૌદ વરસનાં થયાં હતાં.

સુવર્ણ–લંકામાં હંમેશાં વસંત વિરાજમાન હતો. મૃદુ મંદ વાયુ હંમેશાં વાતો હતો. ત્યાં પ્રકૃતિની હંમેશાં પરિપૂર્ણતા જણાતી હતી. આવા મનોહર સ્થાનમાં પ્રકૃતિના આવા પ્રમોદ–નિલયમાં પ્રતિભા અને મિહિરનું પ્રેમતરૂ ધીરે ધીરે પલ્લવિત થવા લાગ્યું ! હવે ઉષાની કનક કાન્તિ જતી રહી છે. પ્રથમ પ્રભાતનાં મધુરાં બાળકિરણોને બદલે હવે મધ્યાહ્નનો રવિ તપે છે ! બાળક–બાલિકાનો કાન્તિવાન દેહ પ્રફુલિત પદ્મની પેઠે સ્વચ્છ સલીલમાં શોભા પામે છે ! તે અપરૂપ રૂપની છબિ સૌ કોઈ મુગ્ધ નેત્રે જુએ છે અને જોઇને આશ્ચર્ય પામે છે ! વળી આવા રૂપની સાથે તેમનો કંઠ પણ તેવોજ મધુર હતો. તે કંઠમાંથી વિણાધ્વનિની પેઠે સંગીતધ્વનિ સંભળાતો હતો ! તે સંગીતથી પાષાણ પીગળી જતો હતો, પશુ પક્ષી સ્થિર થતાં હતાં અને શુષ્ક તરૂ પાછાં પલ્લવિત બનતાં હતાં !

મધુરી ચાંદની રાત હતી. તે ચાંદનીમાં પૃથ્વી સ્નાન કરી રહી હતી. આકાશમાંનો ચંદ્રમા જગતને હસાવી રહ્યો હતો. પ્રકૃતિની આવી હસતી મૂર્તિ જોતાં જોતાં અને અંતરમાં એ મધુર ભાવનું પોષણ કરતાં

કરતાં પ્રતિભા પ્રફુલ્લ ચિત્તે ગાતી હતી! કોકિલના પંચમ સ્વરને પરા-જિત કરી પ્રતિભાનો સ્વરસંગીત ઉડતો હતો! એ સ્વરસંગીતથી ચંદ્રમાનું હાસ્ય ઉજ્જવળ આભાસથી પ્રકટી નીકળતું હતું અને જ્યોત્સ્ના પણ અધિક પરિસ્ફુટ થઈને ચોતરફ સુધા વરસાવતી હતી.

હસતી રજની, હસતી પ્રકૃતિ અને હસતી બાલિકા, અહા! કેવો મધુરો સંયોગ પ્રાપ્ત થયો છે! જ્યોત્સ્નાથી પૃથ્વી પુલકિત બની રહી છે. વાયુથી પ્રતિભાના પરવાળાં સમાન હોઠો કમ્પે છે. સંગીતનો મધુરો સ્વર હજુ ચોતરફ અથડાય છે અને તેથી મન પ્રાણ શીતળ થાય છે! મધુરી રાત, મધુરૂં ગાન અને મધુરી મનમોહિની મૂર્તિ કોને આનંદ ન થાય?

રાજપ્રાસાદ ઉપરની અગાશીમાં છૂટા કેશ મૂકીને મનના આનંદે પ્રતિભા આમતેમ જોતી ઉભી છે! ચકોર ચકોરી આનંદે અધીર બનીને ચંદ્રની જ્યોત્સ્નાનું પાન કરે છે! ઉજ્જવળ જ્યોત્સ્નાને દિવસ સમજીને પપૈયા વચ્ચે વચ્ચે પિયુ પિયુ શબ્દથી બોલી ઉઠે છે. ચોતરફ શાન્તિ અને પ્રફુલ્લતા છે. એ પ્રફુલ્લતાની વચ્ચે પ્રતિભાને ઉદ્દેશી મિહિર ગાતો ગાતો ત્યાં આવી પહોંચ્યો! મિહિરની બન્ને આંખો ઉજ્જવળ હતી અને મ્હોડું હસતું હતું! આનંદથી તેઓ એક બીજાની સામાં ઉભાં રહ્યાં! મિહિરે પ્રતિભાનો હાથ પકડ્યો. પ્રતિભાએ પોતાના કોમળ કર–પલ્લવ, મિહિરના હાથમાં મૂકીને સ્નેહપૂર્ણ દ્રષ્ટિએ મિહિરની સામું જોયું! તેની દ્રષ્ટિ કરુણાપૂર્ણ હતી; મિહિર તે સૌન્દર્યની છબિને મુગ્ધ નેત્રે જોવા લાગ્યો!

મધુર રજની, શિતળ ચંદ્રાલોક અને નિર્જન અગાશી, ઉંચે અનંત આકાશ, નીચે મનોહર પુષ્પ શય્યા અને જનમાનવમાં જોવા જાઓ તો મિહિર ને પ્રતિભા, છતાં કોઈથી કંઈ બોલાતું નથી! પ્રતિભા બોલું બોલું કરે છે પણ તેના મ્હોડામાંથી શબ્દ સરખો નીકળતો નથી! ફક્ત તેના પરવાળાં સમાન હોઠો કમ્પે છે. પરંતુ તેનું હસવું

મુખ-કમળ કંઈક મનનો ભાવ આપે છે!

થોડીવારે પ્રતિભા બોલી–" મિહિર હજુ તમને અવિશ્વાસ છે?"

મિહિર–પ્રતિભા ! ત્હારો અવિશ્વાસ હોય એ વાતને તું સ્વપ્ન પણ મનમાં લાવીશ નહિ. મને મ્હારા ભાગ્ય પ્રતિ સંદેહ છે. કોણ જાણે ત્હારૂં અને મ્હારૂં શું શું થવાનું છે! ત્હારા અને મ્હારા મધુર મિલનમાં કોઈ આડે ન આવે એજ હું પ્રભુ પાસે માગું છું!

પ્રતિભા–મિહિર ! તમે મ્હારા અને હું તમારી છું ! આપણા આ મિલન–મંદિરમાં પ્રવેશ કરવાની કોઇને પણ શક્તિ નથી !

મિહિર–પ્રતિભા ! પ્રતિભા ! આ શું તું ખરૂં કહે છે? જો ચાર દિવસ પછી આ સિંહલદ્વિપનું સુવર્ણ સિંહાસન ત્હારા અધિકારમાં આવશે; પરંતુ આ અનાથ યુવકનું સૌભાગ્ય એવું ક્યાંથી હોય કે જે ત્હારી સાથે રહીને એવાં સ્વર્ગીય સુખને ભોગવી શકે?

પ્રતિભા–મિહિર ! સૌભાગ્ય અને દુર્ભાગ્યની વાત તમારા કે મ્હારા હાથમાં નથી; તે પ્રભુના હાથમાં છે. સમુદ્રમાંથી સંપૂર્ણ અસહાય સ્થિતિમાં તમારી રક્ષા કોણે કરી ?

મિહિર–પ્રભુએ.

પ્રતિભા–તેના પર તમે વિશ્વાસ રાખો છો ?

મિહિર–તને કેમ લાગે છે ?

પ્રતિભા–મને તો એમ લાગે છે કે તેના પર તમારો જોઇએ તેવો વિશ્વાસ નથી ! આ વાત પ્રતિભાએ દૃઢતાની સાથે કહી. મિહિર મનમાં માન્યું કે, પ્રતિભા તેના મર્મસ્થળ સુધી પહોંચી ગઇ છે; તે અંતરની વાત જાણી ગઇ છે. તેણે મનમાં ને મનમાં પોતાનો પર ભાવ માન્યો.

" પ્રતિભા ! ત્હારા જેવું જો મનોબળ મ્હારૂં હોત, ત્હારા જેમ જો પ્રભુ પર મ્હેં વિશ્વાસ રાખ્યો હોત..."

તેને બોલતો અટકાવી પ્રતિભા વચ્ચે બોલી ઉઠી–" તો તમારા મનનો મેલ ધોવાઈ જાત !"

મિહિર–ખરૂં છે, પ્રતિભા ખરૂં છે ! નારીજાતિમાં જન્મ ધરીને ત્હેંજ જીવનનું સાર્થક કર્યું છે !

પ્રતિભા–અને પુરૂષજાતિમાં જન્મ ધરીને તમે તો તમારા જીવનને ભાર રૂપ ગણતા હશો, નહિ ?

મિહિર–હા; ત્હારી તુલના મ્હારાથી થઇ શકે એમ નથી. હું તેને યોગ્ય નથી ! આખા સિંહલદ્વિપમાં પણ ત્હારા યોગ્ય કોઈ પ્રાણીને હું જોતો નથી !

પ્રતિભા–સિંહલદ્વિપની વાત શું કરો છો, સાથે સાથે આખી પૃથ્વીની વાત કરી નાંખોને એટલે થયું !

મિહિર–ખરેખર ! ત્હારી તુલના તુંજ કરી શકે એમ છે ! તે બીજા કોઇથી થાય એમ નથી.

પ્રતિભા–જ્યોતિષવિદ્યાનો અભ્યાસ કરતાં કરતાં, તમે કવિ ક્યારના થઇ ગયા ?

મિહિર–પ્રતિભા ! ત્હારી કમનીય કાન્તિ અકવિને પણ કવિ કરે છે !

પ્રતિભા–અને તમારી આ તદાકાર કુત્સિત મૂર્તિ જોઇને સ્વાભાવિક કવિનું કવિત્વ પણ નાશી જતું હશે કેમ ?

બન્ને એક બીજાના મ્હોડા સામું જોઇને હસી પડયાં !

થોડી વાર પછી પ્રતિભા ગદ્‌ગદ્ કંઠે કહેવા લાગી–" મિહિર ! તમારા કરતાં અધિક સુંદર આ સંસારમાં કોઇ છે એનું હું જાણતી નથી ! તમે મને સુંદર જુઓ છો, તે તમે સુંદર છો તેથીજ !"

મિહિર સ્થિર દૃષ્ટિએ પ્રતિભાની સામું જોઇ રહ્યો. તે પોતાના

મનમાં બોલ્યો–" મ્હારા જીવિતને ધન્ય છે કે હું આવી પ્રેમાળ મનોરમાનો પ્રેમ પામ્યો છું ! "

થોડી વાર બન્ને જણાં મૌન રહ્યાં. માથા ઉપર ચંદ્રમા હસતો હતો અને તેના સ્નિગ્ધ માધુર્યે ચારે દિશાને આલોકિત કરી મૂકી હતી. મિહિર તે માધુર્યને જોઇને મનમાં વિચાર કરતો હતો.

પ્રતિભાએ પૂછ્યું–" આમ ઉંચે શું જુઓ છો ? "

મિહિરે ઉત્તર દીધો–" પ્રકૃતિની સુંદર શોભાની સાથે હું ત્હારી સુંદર છબિને જોઉં છું ! જો કેવી સુંદર ચાંદની રાત છે ! આકાશ તરફ જો. ચંદ્રનો કેવો અલૌકિક વિમળ આભાસ છે ! દૂર સમુદ્ર તરફ દૃષ્ટિ કર. ચંદ્રોદયથી સમુદ્રે કેવી શોભા ધારણ કરી છે ! તેનું જળ કેવું મનોહર નૃત્ય કરી રહ્યું છે ! તું સૌન્દર્યની મૂર્ત્તિ છે. ત્હારા સૌન્દર્યમાં હું વિશ્વનું સૌન્દર્ય જોતાં શીખ્યો છું ! ત્હારો અને મ્હારો સ્નેહ આવી રીતે અવિચળ રહે એજ પ્રભુ પાસે હું માગું છું ! "

પ્રતિભા– પાછી એની એજ વાત ! હજુ તમને વિશ્વાસ નથી ?

મિહિર–પ્રતિભા ! ગુસ્સે થઇશ નહિ; દુઃખીનું મન ઘડી ઘડીમાં ડગી જાય છે !

પ્રતિભા–એ તમારા મનની દુર્બળતા છે. મંગળમયના આ વિશ્વમાં અમંગળની શંકા કેમ કરો છો ? શંકા એ એક જાતનું પાપ છે !

મિહિર–ખરૂં છે; શંકા એ પાપ છે. પણ...

પ્રતિભા–વળી પણ શું ?

મિહિર–પણ ત્હારો અને મ્હારો આ પવિત્ર પ્રેમ...

પ્રતિભા–તમને શાથી ખાત્રી થાય ?

મિહિર–ત્હારૂં વચન એજ મ્હારી ખાત્રી !

પ્રતિભા—ત્યારે સાંભળો; તમારી સાથે મ્હારાં લગ્ન થશે; એની વચ્ચે કોઈથી પડાશે નહિ, કોઈથી ના કહી શકાશે નહિ; કારણ વિધિના લેખ કોઈથી મિથ્યા થનાર નથી ! તમે નચિંત રહો. તમે મ્હારા સ્વામી અને હું તમારી સ્ત્રી છું એ ખાત્રીથી માનજો !

પ્રતિભાએ પોતાના કંઠમાંથી ફુલનો હાર કાઢી મિહિરને પહેરાવ્યો અને સ્મિત મુખે તે તેને જોવા લાગી !

મિહિર આનંદથી અધીરો બનીને બોલી ઉઠયો—" પ્રતિભા ! આજે મ્હારા જીવનનું સાર્થક થયું ! આ મનોહારિણી નિશા, આ મધુર જ્યોત્સ્ના અને આ માથા ઉપરનો ચંદ્રમા આપણા આ પુણ્યવ્રતનો સાક્ષી રહેશે ! "

૯

## નનામો કાગળ!

પરંતુ આવો મધુરો પ્રેમ ! આવું મધુરૂં મિલન ! શું નિરાપદ રહેશે ? આદિથી અંત સુધી શું એનું માધુર્ય, એનું સૌન્દર્ય, સમભાવે રહેશે ? એને વિઘ્ન નહિ નડે ? એનો ઉત્તર અતિ સહજ છે. સ્વાભાવિક રીતે જે બનવું જોઇએ તે અહિં બનશેજ; ચંદ્રને ગ્રહણ લાગશેજ ! પ્રેમ ચંદ્રમા છે. ચંદ્રમાને જ્યારે ત્યારે ગ્રહણ લાગે છેજ ! ચંદ્ર સૂર્ય વિના કાંઇ તારાઓને ગ્રહણ લાગતું નથી ! આ ઉપરથી સહજ સમજાશે કે જ્ઞાન અને પ્રેમની પાછળ શત્રુ લાગેલાજ છે ! એ શત્રુરૂપી રાહુ તેમને ગ્રાસ કરવાને માટે સદા તત્પર રહે છે ! પરંતુ પૂરતા સામર્થ્ય વિના તે પરાજય પામતો નથી ! જ્યારે જ્ઞાન અથવા પ્રેમ પૂર્ણ પ્રભાથી પ્રકાશે છે ત્યારે રાહુ સેવક રૂપે સ્વામીને શરણાંગત થાય છે ! પરંતુ નીચ પોતાની નીચતા મૂકતો નથી. તે પળમાં હસતાં મ્હોડાંને રડતાં બનાવે છે અને તેની પ્રભાને મલિન કરી નાંખે છે ! પ્રેમ-રાજ્યને પણ આજ નિયમ લાગુ પડે છે ! પ્રેમના

શત્રુ પગલે પગલે છે. પ્રતિભા અને મિહિરને પણ થોડા દિવસ એ શત્રુનો કોપ સહન કરવો પડશે !

એમનો શત્રુ કોણ છે તે હિંગનાસુંદરી અને જુલુની વાતચીત ઉપરથી વાંચકોને થોડું ઘણું સમજાયું હશે; બાકીનું ભુષણસિંહ સમજાવશે. ભુષણ હિંસાજ્વાળાથી જર્જરિત બનેલી હિંગનાસુંદરીનો પુત્ર છે અને પ્રતિભાના પ્રેમનો ભિખારી છે !

ભુષણ–( વિચાર કરે છે ) "ક્ષમા કદી મિહિરની થાય–એ અભાગીના ગળામાં ક્ષમા ખરેખર વરમાળા આરોપે તો ? થઇ રહ્યું ! એમ થાય તો મ્હારી આશા ધુળમાં મળી જાય ! મ્હારૂં જીવન વ્યર્થ બની જાય ! શું એ મિહિરની થશે ? એમ તે બને ? ના; એમ કદી નહિ બને; આ પ્રાણ છે ત્યાં સુધી તો એવું નહિ બને ! એને મારૂં કે હું મરૂં પણ ક્ષમાને હું એની નહિ થવા દઉં !"

ભીરૂ, કાયર ભુષણ પહેલાં તો કોઇ પણ રીતે મિહિરની સાથે શત્રુતા બાંધી શકયો નહિ, ખુલ્લી રીતે તેના વિરૂદ્ધ કોઇ પણ કૃત્ય કરવાને તેને હિંમત થઈ નહિ તેથી તેણે મિહિરને એક પત્ર લખ્યો. તે વખતે ચીઠ્ઠીપત્રીનો પ્રચાર ન હતો, વૃક્ષનાં પાંદડાં પર લખવા કરવાનું કામ થતું હતું. ભુષણે વૃક્ષના પાંદડા પર એક કુત્સિત નનામી ચીઠ્ઠી લખી અને તે કોઈ પણ રીતે તેણે મિહિરને પહોંચાડી. એ ચીઠ્ઠીમાં મિહિરના અજાણ્યા કુલશીળની, તેના જીવન અને જન્મની તથા તેનાં માતપિતાની વાત ઘણી અશ્લિલ ભાષામાં તેણે લખી હતી. એ સિવાય અનેક પ્રકારના નઠારા શબ્દોમાં અને એક જારજ સંતાન તરીકે તેને સાબિત કર્યો હતો. આવો એક જારજ સંતાન શું મ્હોઢું લઇને સિંહલપતિ ચંદ્રચુડની એકની એક પુત્રીનો પ્રણય–પ્રાર્થી થાય છે ? વિગેરે ઘણી બાબતો તેણે એ પત્રમાં દર્શાવી હતી !

પત્ર વાંચીને મિહિરનું કોમળ અંતઃકરણ દુઃખથી ભેદાઈ ગયું ! પગમાં તીક્ષ્ણ શૂળ વાગવાથી તેની વેદના વેઠાય છે, છાતીમાં એકદમ

ઝેરી તીર વાગવાથી તેનું પ્રાણઘાતક દુઃખ પણ સહન થાય છે; પરંતુ આ દુઃખ સહન થાય એમ નથી ! પોતાની જાતની સાથે માતાપિતાનું આવું અપમાન કેમ સહન થાય ? સર્પદંશના દુઃખ કરતાં પણ અધિક તીવ્રતર નિષ્ઠુર શબ્દોથી મિહિરના કોમળ પ્રાણ હચમચી ગયા; તેની છાતી ચીરાઇ ગઇ અને ઉંડા નિશ્વાસ મૂકી મૂકીને તેના શરીરનું લોહી સુકાઈ ગયું ! તેનાથી મન મૂકીને રડાતું ન હતું અને તેથી તેના શોકમાં ઘટાડો થવાને બદલે પળે પળે વધારો થતો હતો !

" આ પત્ર કોણે લખ્યો હશે ? મ્હેં કોઇનું કાંઈ બગાડયું નથી છતાં મ્હારા પર આવો અત્યાચાર કોણે કર્યો હશે ? ભયંકર વ્યાધિથી મને ગમે તેવી કઠિન પીડા થઇ હોત તો તે હું સહન કરત ! પરંતુ વિના કારણ આ દુઃસહ્ય કષ્ટ મ્હારાથી સહન થતું નથી ! પ્રભુ ! ત્હારા રાજ્યમાં શું આવુંજ વિધાન છે ? પ્રતિભાને હું ચાહું છું ને તે મને ચાહે છે એમાં મ્હારો શું અપરાધ ? સમુદ્રમાંથી ડુબતો બચાવી પ્રભુ ! ત્હેં રાજા-રાણીનો આશ્રય અપાવ્યો; તેઓ મને સંતાન પ્રમાણે ચાહે છે, મ્હારૂં લાલનપાલન કરે છે તેમાં મ્હેં કોઇનું શું બગાડયું ? જગદીશ્વર ! ત્હેં મને શા માટે સમુદ્રમાંથી બચાવ્યો ? હું મરી ગયો હોત તો મ્હારા જીવન અને જન્મ ઉપર આવો નિષ્ઠુર વચન પ્રહાર કોઈ કરી શકત નહિ ! માતા-પિતાનું આવું અપમાન કરવાની કોઇ હિંમત કરી શકત નહિ ! અરેરે ! જેણે સ્વપ્ને પણ કોઇનું ભુંડું ઇચ્છયું નથી તેને જગત્ આવો બદલો આપે છે, તેને માથે આવાં કલંક ચ્હડાવે છે ! હરિ હરિ ! ! "

મિહિરની આંખોમાં આંસુ આવ્યાં. વિચાર કરતાં કરતાં મિહિરના અંતરમાં તુફાનળ સળગ્યો ! તેના અગ્નિથી મિહિરની છાતી બળી જવા લાગી ! પરંતુ એથી તે ભસ્મીભૂત થઈ નહિ ! જો એમ થયું હોત તો દુઃખ ઓછું થાત, હૃદયની વેદના ઓછી થાત; પરંતુ એમ થાય ક્યાંથી ?

આવી વેદનાથી છાતી ચીરાય છે, પ્રાણ વ્યાકુળ થાય છે અને તરસથી કંઠ સુકાઈ જાય છે ! મિહિરે નિર્મળ ઝરણમાંથી પાણી પીધું પણ તેથી કાંઈ જોઇએ એવી શાન્તિ થઈ નહિ ! દુઃખ તો જેવું ને તેવું ઉભું રહ્યું. મ્હોડા પરની મલિનતા ગઈ નહિ, શોક તાપની છાયા દૂર થઇ નહિ ! અરેરે નિષ્ઠુર ખળતા ! ત્હારા હાથમાંથી કેવી રીતે છૂટાય ?

એક ઉપાય છે; ખરેખર ! તેના હાથમાંથી છૂટવાનો એક ઉપાય છે; પરંતુ એ ઉપાય સૌને માટે નથી ! કારણ ખળ જાતે દયા ખાઈને સામા માણસને જતો કરતો નથી ! પરંતુ જ્યારે તે પોતાના મનમાં એમ સમજે છે, કે જેની સાથે મ્હેં ખળતા વાપરી છે, તે માણસ દુઃખી થવાને બદલે ઉલટો આનંદમાં રહે છે; અને તેથી તેના મનને સહેજ પણ દુઃખ થતું નથી ત્યારે તે પોતાની જાળ પાછી ખેંચી લે છે અને એ પાછી ખેંચી લીધેલી જાળમાં તે કોઈ બીજા કોમળ મનના માણસને ફસાવે છે ! ખળની ખળતાથી દુઃખી ન થતાં આનંદમાં રહેવું એજ તેના હાથમાંથી છૂટવાનો ઉપાય છે !

પરંતુ મિહિરના જેવો ભોળો અને ભલો બાળક એ ઉપાય ક્યાંથી જાણી શકે ? સંસારના ઘાત પ્રતિઘાતથી અજાણ્યો બાળક એ ઉપાય જાણ્યા વિના તેના દુઃખમાંથી પણ કેવી રીતે છૂટી શકે ? આ કારણને લીધેજ તેનું દુઃખ અસહ્ય થઈ પડ્યું છે !

પરંતુ એ દુઃખનો પણ અવસાન છે. એ વાદળું વીખરાઇ જશે અને રાહુથી ઘેરાયેલો સૂર્ય પાછો પૂર્ણ કળાથી પ્રકાશશે ! નહિ તો વિધાતાની સૃષ્ટિ દૈત્યની રચનામાં ફેરવાઇ જાય ! પરંતુ એમ થાય નહિ, પ્રભુના રાજ્યમાં એવો અવિચાર થાય નહિ ! આ જુઓ ! રાહુથી ઘેરાયેલા સૂર્યનો ધીરે ધીરે ઉદય થાય છે ! આ જુઓ ! તીક્ષ્ણ બુદ્ધિની પ્રતિભાના પ્રભાવે મિહિરનું મલિન મુખ પાછું હસતું થાય છે ! તોપણ તે ઘણું ધીમે ધીમે અને બ્હીતે બ્હીતે થતું હોય એમ

જણાય છે !

એનું શું કારણ ? એનું કારણ એજ છે કે ખળનું પ્રભુત્વ કોઇને પણ મન મૂકીને હસવા દેતું નથી ! જો તે હસે છે તો ખળ ગુસ્સે થાય છે અને ફરી પાછો તેના અનિષ્ટ સાધનની ચેષ્ટા કરે છે ! તેનો અપરાધ એજ કે એ હસ્યો કેમ ? એનું ભલું કેમ થાય ? એ લોકોની નજરે કેમ પડે ? એ અંધકારમાં રહે, દુઃખમાં સડે અને એનું અસ્તિત્વ સુદ્ધાં લોપ થઈ જાય. ખળની કામના અને ઇચ્છા જોવા જાઓ તો આજ ! બીજી ભલી ઇચ્છા,–પરોપકારની ઇચ્છા તેના અંતરમાં જન્મતીજ નથી !

પરંતુ ખળની ઇચ્છા કદી પણ સફળ થતી નથી ! તેથી મિહિર ! તું બ્હીશ નહિ ! સૂર્યરૂપી આ ખળના ઝેરી દાંત જલ્દીથી કોઇ ભાગી નાંખશે ! ત્હારૂં કોઇ અનિષ્ટ કરી શકનાર નથી ! તો પણ તું થોડા દિવસ ધીરજ ધર !

૧૦

## અવસાદ પછીની તૃપ્તિ !

મન માનતું નથી, સમજાવ્યું સમજતું નથી. દુઃખી મન ઘડી ઘડીમાં ડગી જાય છે, વેદનાથી વ્યાકુળ થાય છે અને વિચાર–સાગરમાં ગોથાં ખાય છે ! મનની વેદનાની સાથે તનની વેદના કાંઇ ઓછી નથી ! છાતી ધડકે છે, શરીર કમ્પે છે, આંખમાંથી અગ્નિ વર્ષે છે અને મ્હોડામાંથી પ્રતિ પળે ઉંડા નિશ્વાસ નીકળે છે ! અહો ! કેવું દુઃખ ! મિહિર પત્ર વાંચીને દુઃખ અને શોકથી વ્યાકુળ બની ગયો ! તે કોઈ પણ રીતે પોતાના મનને શાન્ત કરી શક્યો નહિ ! આ પત્ર કયા દુષ્ટે લખ્યો હશે ? તેને વિના કારણે મને દુઃખ દેવાનું શું કારણ હશે ? એ વિચારમાં મિહિર બન્ને હાથવતી પોતાનું મ્હોડું ઢાંકીને ઘડી ઘડી દીર્ઘ નિશ્વાસ મૂકવા લાગ્યો ! આવી સ્થિતિમાં તે ઘણો વખત

બેસી રહ્યો છતાં તેનું મન કોઇ પણ રીતે શાન્ત થયું નહિ !

સાયંકાળનો શાન્ત સ્નિગ્ધ સમય હતો. મધુરો વાયુ વાતો હતો. રાજ-ઉપવને અપૂર્વ શોભા ધારણ કરી હતી. તેની સૌરભથી ચારે દિશા આલોકિત થઇ રહી હતી. તેમજ ઉપવનની અપૂર્વ શોભાથી અને પક્ષીઓના કલરવથી આ સ્થાન એવું મનોરમ દેખાતું હતું કે જેથી ગમે તેવું અશાન્ત મન પણ ઘડીવાર શાન્તિ પામે ! પરંતુ કોણ જાણે શા કારણથી આવું સુખદ સ્થાન મિહિરના મનને શાન્તિ આપતું નહોતું ! તે તો પહેલાંના જેવીજ સ્થિતિમાં મ્લાન મુખે ચિંતાતુર અંતરે બે હાથ વડે પોતાનું મ્હોડું ઢાંકીને જેમનો તેમ બેઠો છે !

એટલામાં પ્રફુલ્લમુખી પ્રતિભાએ દૂરથી મિહિરને જોઇને બૂમ પાડી—" મિહિર ! મિહિર ! તમે અહિંયાં છો ? "

મિહિર કંઈ બોલ્યો નહિ. તે તો પોતાના વિચારમાં મગ્ન હતો તેથી તેણે કંઈ ઉત્તર આપ્યો નહિ. એટલે પ્રતિભા પાસે આવી અને અતિ આદરથી સ્નેહપૂર્ણ સ્વરે બોલી—" આ શું ? તમે આમ બેઠા બેઠા શું વિચાર કરો છો ? કેમ બોલતા નથી ? તમને શું થયું છે ? મિહિર, બોલોને ! "

આરસના એક આસન ઉપર મિહિર બેઠો હતો તેની પાસે જઇને પ્રતિભા બેઠી. સ્નેહથી તેનો હાથ પોતાના હાથમાં લઇને તે ફરી સ્નેહ સ્વરે બોલી—" શું થયું છે મિહિર ! મને કહોને ? "

મિહિરે એક ગંભીર નિશ્વાસ મૂક્યો. તે બોલું બોલું કરતો હતો પરંતુ તેનાથી કાંઇ બોલાતું ન હતું. તેની આંખમાં આંસુ આવ્યાં. આંસુ ભરેલી આંખે તેણે પ્રતિભા સામું જોયું !

પ્રતિભા ચમકીને બોલી—" આ શું ? તમે રડો છો ? કેમ શા માટે ? મિહિર ! કેમ બોલતા નથી ? "

" પ્રતિભા " ગદ્‌ગદ્ કંઠે એટલું બોલી મિહિરે આંખમાંનાં

આંસુ લુછ્યાં; ફરી એક નિશ્વાસ મૂકીને તે બોલ્યો–" પ્રતિભા ! ત્હારાથી કોઈ વાત હું છાની રાખતો નથી, પરંતુ આજની વાત તને કહેવાય એવી નથી ! "

પ્રતિભા–શા માટે મને કહેવાય એવી નથી ? શું મ્હારો તમને વિશ્વાસ નથી તેથી તમે મને વાત કહેતાં અચકાઓ છો ?

મિહિર–ના ના; મ્હારા કહેવાનો અવળો અર્થ ન કર. મ્હારી વાત સાંભળીને તને દુઃખ થાય તેથી મ્હેં તને એમ કહ્યું હતું !

પ્રતિભા–મને દુઃખ થાય ? તમારા દુઃખ કરતાં મ્હારૂં દુઃખ વધારે ?

મિહિર આનો સંતોષકારક ઉત્તર આપી શક્યો નહિ. તે પહેલાંના જેવા દુઃખી સ્વરે બોલ્યો–" પ્રતિભા ! મ્હારા જેવો અભાગી આ જગતમાં બીજો કોઈ નહિ હોય ! "

પ્રતિભાએ સ્નેહથી પોતાના પાલવ વડે મિહિરની આંખો લુછી અને તેના મ્હોડા પાસે પોતાનું મ્હોડું લઈ જઇને અતિ કોમળ કંઠે તે બોલી–" મિહિર ! આજે એમ બોલવાનું તમને શું કારણ મળ્યું છે ? તમારૂં આવું ઉદાસ મ્હોડું મ્હેં કદી પણ જોયું નથી ! મને કહો; શું થયું છે ? મ્હારાં માતા–પિતા તો તમને કંઈ બોલ્યાં નથી ? "

મિહિર–તેઓ તો દેવતા છે–દેવતા શું કોઇને દુઃખ દે ?

પ્રતિભા–ત્યારે તમારા દુઃખનું કારણ કોણ છે, તે કહો.

મિહિર–કોઈ નહિ; મ્હારૂં ભાગ્યજ મ્હારા દુઃખનું કારણ છે.

પ્રતિભા–મિહિર ! એવું ન બોલો. તમારા જેવું ભાગ્ય જગતમાં કોઈનું પણ નહિ હોય !

મિહિર–ના પ્રતિભા ! સમુદ્રમાં મ્હારૂં આયુષ્ય પુરૂં થયું હોત તો મ્હારાં સઘળાં દુઃખનો અંત આવત !

પ્રતિભા–મિહિર ! એવું શા માટે બોલો છો ? આ ઉપરથી તો

તમે મને પારકી ગણો છો !

પ્રતિભાનું પ્રફુલ્લિત મુખ મ્લાન બની ગયું ! તેણે જોરથી એક નિશ્વાસ મૂકયો. તે નિશ્વાસથી મિહિર ચમકયો. કૃતજ્ઞ હૃદયે, ગદ્ગદ કંઠે મિહિર બોલ્યો:–

" તને પારકી ગણાય ત્યારે આ સંસારમાં મને મ્હારૂં કહેવા જેવું બીજું કોણ રહ્યું ? અરેરે ! કોણ માતા, કોણ પિતા અને કયાં જન્મસ્થાન ? હું આમાંનું કાંઇ જાણતો નથી; છતાં મ્હારૂં મન કહે છે કે, આવી સ્નેહાળ જનની, આવા ધર્મશીલજનક, આવી સુંદર સુવર્ણ લંકા મને મળી છે, તે મ્હારાં પરમ સૌભાગ્ય છે; પરંતુ–"

પ્રતિભા–" પરંતુ " શું ? શું કહેવાનું છે તે કહો ?

મિહિર–પરંતુ હવે મને મ્હારાં ખરાં માતા–પિતા જોવાની તેમજ મ્હારૂં જન્મસ્થાન જાણવાની જરૂર છે !

પ્રતિભા–ત્યારે તો અમે તમારા અંતરમાંથી સમૂળગાં ભુંસાઇ જઇશું !

મિહિર–ના, પ્રતિભા ! તેમ નહિ બને. તમે આ જન્મે તો શું પણ પેલા જન્મે પણ મ્હારા અંતરમાં રહેશો. કારણ તમારૂં રૂણ મ્હારાથી કોઈ કાળે ફેડી શકાવાનું નથી !

પ્રતિભા–ત્યારે આવી બધી વાતો કરવાનું કાંઇ કારણ ?

મિહિર–પ્રતિભા ! મ્હારે મ્હોડે હું તને શું કહું ? તું મ્હારા દુઃખે દુઃખી થાય છે, તો તું ત્હારા મન વડે મ્હારૂં દુઃખ શોધી કહાડ !

મિહિરે પેલો મર્મભેદી પત્ર પ્રતિભાના હાથમાં મૂકયો. પ્રતિભાએ વિસ્મયતાથી, કુતૂહલતાથી તે પત્ર વાંચ્યો. વાંચતાની સાથે તેને અતિશય ક્રોધ ઉપજ્યો. પત્ર હાથમાં લઇને તે વિચારમાં પડી. થોડી વાર વિચાર કર્યા પછી તે પોતાના મનમાં બોલી–" બરાબર; હવે સમજણ પડી. આને માટેજ ભુષણ મને જોઇને ચોરની પેઠે નાશી ગયો ! શું

મ્હોંડું લઇને તે મ્હારી સામો ઉભો રહે ? હા ! ભાગ્ય ! એ પાપી મ્હારો પ્રેમ માગે છે !" ત્યાર પછી તે મિહિરને કહેવા લાગી–"આને માટે તમે આટલા બધા ઉદાસ થાઓ છો ? મિહિર ! શા માટે તમે ખળની શઠતાથી ચિત્તની પ્રફુલ્લતાને ગુમાવો છો ? આ પત્રની ભાષા જેવી કઠોર છે તેવી રીતે એની મતલબ અતિ નીચ છે. એના શબ્દે શબ્દમાં દ્વેષ ભરેલો છે. એ નીચ તમને આવી રીતે ગાળો દઇને પોતાના મનમાં આનંદ પામતો હશે; તો પણ તે તમારી દયાને પાત્ર છે ! એને માટે તમે સંતાપ ન કરો ! કારણ ગાળો દેવાથી અથવા કટુ વચન બોલવાથી કોઇ તમારા ભાગ્યમાંથી કાઢી લેવાનું નથી !"

પ્રતિભા ઉપલા શબ્દો એવા સરળભાવે અને દૃઢતાની સાથે બોલી કે જેથી મૃતકલ્પ મિહિર જાણે પુનર્જીવિત થયો ! તેના દવદગ્ધ અંતર ઉપર જાણે સહાનુભૂતિની અમૃતશીતળ ધારા પડી ! થોડીવાર પછી તેણે એક નિશ્વાસ મૂકયો. તે નિશ્વાસ ગંભીર હોવા છતાં ઘણો આરામપ્રદ હતો. એથી છાતીની મુંઝવણ દૂર થઇ અને તેની આંખમાં સાંત્વનાનાં આંસુ આવ્યાં !

ત્યારે અત્યાર સુધી એ નિશ્વાસ શું બંધ હતો ? મિહિરની અવસ્થા જાણ્યા વિના એ સમજાય તેમ નથી ! અતિ શોકથી, દુઃખથી અથવા પરિતાપથી છાતી રૂંધાઇ જાય છે અને તેથી જોઇએ તેવો નિશ્વાસ મૂકાતો નથી. પરંતુ પ્રિય જનની આંતરિક સહાનુભૂતિથી, અને સાંત્વનાથી તે અશ્રુ જળ રૂપે બહાર પડે છે. મિહિરના એ અશ્રુ-જળે હૃદયનો ભાર દૂર કર્યો !

પ્રતિભા બોલી–" આવી રીતે મનને સંતાપશો તો કેમ ચાલશે ? તમારા જીવન ઉપર હજુ પ્રચંડ તોફાન ઉઠવાનાં છે; અનેક પિશા-ચોનાં કુટીલ કટાક્ષ હજુ તમારે સહન કરવાનાં છે; એટલુંજ નહિ પણ અનેક હિંસાખોર અને ખળ પુરૂષોનાં અવનવાં સંકટો તમારે માથે હજુ ગાજવાનાં છે ! એ બધી વાતનો વિચાર કરવા જતાંએ

તો જીવન નિરાશાપૂર્ણ બની જાય અને તેના ઉપરની મમતા ઉડી જાય !

ઘણીવારે મિહિર બોલ્યો–" આનું નામ તે સંસાર ? એમ હોય તો જીવનધારણ વિડંબના છે ! "

પ્રતિભા–એનું નામજ સંસાર. પરંતુ જીવનધારણ વિડંબના નથી ! આ જુઓ અનંત આકાશ, સુંદર તરૂલતા અને ઉચ્ચ ગિરિ-કંદરા ! અહા ! પ્રકૃતિના આવા હસતા મુખમાં, ખળનું શું સામર્થ્ય છે કે તે તેમાં વિષ રેડી શકે ? મિહિર ! જીવનને વિડંબના ન ગણો ! એ જીવનથી તમે પ્રેમ શીખ્યા છો. પ્રેમ પારકાને પોતાના કરે છે; અને એજ પ્રેમ તે પરમપુરૂષને ઓળખાવે છે ! તમે આવા જ્ઞાની થઇને એક ખળ પુરૂષનાં કટુ વચનોથી પોતાના જીવનને વિડંબના જેવું ગણો તો બીજાની શી વાત કરવી ?

મિહિર–પ્રતિભા ! ત્હારી પ્રતિભા આગળ હું હંમેશાં હાર ખાઉં છું અને આજે પણ મ્હારી એજ સ્થિતિ છે ! ખરેખર ! ત્હેં સ્ત્રી જન્મ ધરીને પુરૂષનું ઉચ્ચ હૃદય પ્રાપ્ત કર્યું છે ! આવી ઉદાર બુદ્ધિ. આવું અસાધારણ માનસિક બળ, તનેજ સંભવે છે ! પ્રતિભા ! હું તને અયોગ્ય છું. તું મ્હારી આશા ત્યાગ કર.

પ્રતિભા–પાછી એની એજ વાત ! મિહિર ! એટલામાં તમે તમારી પ્રતિજ્ઞા ભૂલી ગયા ?

મિહિર–પ્રતિભા ! મને ક્ષમા કર ! ખરેખર ! હું તારે માટે અયોગ્ય છું અને તેથીજ મને આ પત્ર કોઇએ લખ્યો છે.

પ્રતિભા–મિહિર ! પ્રેમરાજ્યમાં યોગ્ય અને અયોગ્યનો વિચાર નથી ! વિધિના વિધાનમાં અવિચાર થઈ શકતો નથી !

થોડીવાર બન્ને જણાં કંઇ બોલ્યાં નહિ; એટલામાં તેમના માથા પર એક કોયલડીએ ટૌકાર કર્યો !

પ્રતિભા બોલી–" આ પત્ર કોણે લખ્યો છે અને એ લખવાનો

હેતુ શું છે તે તમે કંઈ જાણો છો ?"

મિહિર—ના.

પ્રતિભા—એ પત્ર ભુષણે લખ્યો છે. ઈર્ષાને વશ થઇને તેણે આવું નીચ કામ કર્યું છે.

મિહિર—ત્હેં કેવી રીતે જાણ્યું ?

પ્રતિભા—તેનો વ્યવહાર જોઇને જાણ્યું !

મિહિર વિસ્મય પામીને બોલ્યો—"ભુષણ ! રાજકુમાર ભુષણ ! તમારો ભાઈ ! મ્હેં એનું શું બગાડયું છે કે તેને આવો પત્ર લખવો પડયો ?"

પ્રતિભા—ખળ માણસને એ વાતનો વિચાર હોતો નથી. તમે મને ચાહો છો અને હું તમને ચાહું છું એ તેનાથી સહન થતું નથી.

મિહિર—ત્યારે એમાં કાંઇ એનો સ્વાર્થ હશે ? પરંતુ વિના કારણ મ્હારા જન્મ પ્રતિ, મ્હારાં માતા–પિતા પ્રતિ એણે શા માટે આવું લખ્યું હશે ?

પ્રતિભા—એમાં એનો સ્વાર્થ રહેલો છે. તે એમ સમજે છે કે આવો અપમાન ભરેલો પત્ર લખવાથી તમારા મનને પરિતાપ થશે અને તેથી તમે મ્હારાથી દૂર રહેશો !

મિહિર એક દીર્ઘ નિશ્વાસ મૂકીને બોલ્યો—"તેથીજ કહું છું કે, હું તારે માટે અયોગ્ય છું !"

પ્રતિભા—ત્યારે તે નીચ અધમ મારે યોગ્ય છે ? મિહિર ! તમે શું એમ કહેવા માગો છો કે તે પાપી મ્હારા પ્રેમને પાત્ર છે ?

"એટલે તે શું ?—" એટલા શબ્દો મિહિરે આશ્ચર્ય પામીને કહ્યા.

પ્રતિભા—હા. તે પાપીની ઇચ્છા એવી છે કે હું તેની સાથે પ્રેમ બાંધું અને તેની સાથે લગ્નની ગાંઠથી એક થાઉં !!

મિહિરનું મ્હોડું ચિંતાથી ઘેરાઈ ગયું ! તેને માથે અચાનક વજ્ર-ઘાત થયો હોય એમ લાગ્યું ! પ્રેમીને પોતાના પ્રતિદ્વંદ્વીની વાતથી આવુંજ દુઃખ થાય છે !

પ્રતિભા–શું વિચાર કરો છો ? અમારા રાજકુળમાં એવાં લગ્ન થાય છે !

મિહિર–ત્યારે...

પ્રતિભા–ત્યારે શું એવા ઇર્ષાખોરને હું મ્હારૂં હૃદય વેચીશ ? એવા નરાધમને શું હું આત્મ સમર્પણ કરીશ ? મિહિર ! તમે મને આવી રીતે ચાહો છો ?

મિહિર એથી શરમાયો. તે બોલ્યો–" હું તેમ નથી કહેતો, પણ હું એમ જાણવા માગું છું કે શું કુમાર ભુપણ ત્હારો પ્રણય–પ્રાર્થી છે ?

પ્રતિભા સહેજ હસીને બોલી–" હા તે મ્હારો પ્રણય–પ્રાર્થી છે અને તમારો પ્રતિદ્વંદ્વી છે ! પરંતુ હવે હિંમત રાખજો, આટલેથી તે અટકવાનો નથી !

મિહિર–ત્યારે તે હજુ પણ મને દુઃખ દેશે ?

પ્રતિભા–હા; એ ખળ કોઈ પણ વાતે બાકી નહિ રાખે ! પરંતુ તેથી તમે બ્હીશો નહિ, કારણ કે અંતે જય તમારો છે !

મિહિર–મ્હારો જય થવો ત્હારા હાથમાં છે ! કારણ કે પ્રતિ-ભાની પ્રતિભા આગળ સૌ કોઈ પરાભવ પામે છે !

પ્રતિભા–પણ સૂર્યની પ્રભાને લીધેજ ચંદ્રની પ્રભા છે ! મિહિરની પ્રભાથીજ પ્રતિભામાં તેજ અને સ્ફુર્તિ છે એ વાત કદી પણ ભૂલી જશો નહિ !

મિહિર–હવે મારે શું કરવું તે કહે ?

પ્રતિભા–મિહિર ! મનની ગ્લાનિને દૂર કરીને હિંમત રાખો

અને ભુષણ જેવા કાયર પુરૂષના આવા નિંદ્ય પત્રને પગ નીચે કચડી નાંખો. ત્યાર પછી તે દઢતાથી મિહિરને કહેવા લાગી–"મિહિર! હવે તમારા નામનું માહાત્મ્ય દેખાડો! સૂર્યના જેવું તેજસ્વીપણું હું જોવા માગું છું! ગભરાશો નહિ, શત્રુથી બ્હીશો નહિ; તમે હવે પર્વતની પેઠે અચળ અને અટલ રહો; જોઇએ કેમ બને છે!"

મિહિર– એ બધું ઠીક છે. પરંતુ હું જ્યાં સુધી મ્હારો જન્મવૃત્તાંત જાણું નહિ ત્યાં સુધી મને કાંઇ ચેન પડવાનું નથી!

પ્રતિભા–તે પણ વખત આવે તમે જાણશો.

મિહિર–હું ગુરૂદેવને વારંવાર મ્હારા જન્મવૃત્તાંત માટે પૂછું છું; પરંતુ તેઓ મને કાંઈ પણ ઉત્તર દેતા નથી. હજુ સુધી એ વિદ્યા પણ પુરેપુરી હું જાણતો નથી. એટલે મ્હારો જન્મવૃત્તાંત જાણવાની મને બહુ ઉત્કંઠા થાય છે!

પ્રતિભા–તમે ગભરાશો નહિ. હું તમારો જન્મવૃત્તાંત તમને કહીશ.

મિહિર આશ્ચર્ય પામીને બોલ્યો–"તું કહીશ? મ્હારો જન્મવૃત્તાંત તું શું ગણિતથી જાણવા પામી છું?!"

પ્રતિભા–જાણ્યા વિના શું સિંહલ–રાજકુમારીએ અપાત્રે પ્રેમ સ્થાપન કર્યો હશે?

મિહિર અતિશય વ્યગ્રતાની સાથે બોલ્યો–"ત્યારે કહે, મ્હારો જન્મવૃત્તાંત ત્વરાથી મને કહે! મ્હારી ઉત્કંઠા દૂર કર. પિતા માતાનું આવું અપમાન હવે મ્હારાથી સહન થતું નથી!!"

પ્રતિભા–અતિ ઉચ્ચ કુળમાં તમારો જન્મ થયેલો છે. પરમ પંડિત જ્યોતિર્વિદ્યા વિશારદ તમારા પિતા છે! પુણ્યવતી તમારી જનની છે; પરંતુ તે સ્વર્ગે સીધાવેલી છે! દુર્ભાગ્યને લીધે તમે આટલે દૂર આવ્યા છો; બાકી સ્વદેશમાં તમે દેવતાની પેઠે પૂજાત!!

મિહિર–ત્યારે શું ભુષણનો પત્ર તદ્દન ખોટો છે ?

પ્રતિભા–હા; તે કેવળ ઇર્ષાભાવથી લખેલો છે.

મિહિર–વારૂ; હું એમ પૂછું છું કે મને મ્હારી જન્મભૂમિનાં દર્શન ક્યારે થશે ?

પ્રતિભા–તેને હજુ વિલંબ છે. મ્હેં હજુ સુધી એનું સૂક્ષ્મ રીતે ગણિત કર્યું નથી, તેથી એ સંબંધી કોઇ પણ કાળ નિર્ણય કરી શકાય નહિ; તો પણ હવે પછી હું એને માટે પ્રયત્ન કરીશ.

મિહિર–ગુરૂદેવે આ વાત મને અત્યાર સુધી કેમ નહિ કહી હોય ?

પ્રતિભા–તેમના મનની વાત આપણે શું જાણીએ ? પણ હું તો એમ ધારૂં છું કે તમારો જન્મવૃત્તાંત જાણ્યા પછી તમે અહિંયાં રહો નહિ એમ ધારીને તેમણે કંઇ કહ્યું નહિ હોય !

મિહિર–હા; એમ પણ હોય.

પ્રતિભા–કેમ હવે ભુષણના પત્રથી ઉપજેલી ગ્લાનિ દૂર થઇ ને ?

મિહિર વિચારમાં પડયો, તેથી તેણે કંઈ ઉત્તર આપ્યો નહિ.

પ્રતિભાએ પૂછ્યું–"કેમ શાનો વિચાર કરો છો ?"

મિહિર–મ્હારા ભાગ્યનો !

પ્રતિભા–ભાગ્યનો વિચાર કરો છો ? પરંતુ તેનો આદિયે નથી ને અંતે નથી. તો પણ તમારૂં ભાગ્ય ઉજ્વળ છે !

મિહિર–અને ત્હારૂં ?

પ્રતિભા–તે સાંભળીને તમારે શું કામ છે ? મ્હેં મ્હારા ભાગ્ય સંબંધી હજુ પુરેપુરૂં જોયું નથી એટલે હું તમને શું કહું ? પરંતુ એટલું તો નક્કી જાણજો કે, તમે મ્હારા જીવન સર્વસ્વ છો. તમે મ્હારા આલોક અને પરલોકના અધિષ્ઠાતા છો ! !

મિહિર પાછો શાન્ત થયો. શાન્તિએ વિશ્વાસ આણ્યો અને વિશ્વાસે બળ આપ્યું ! બળથી ચિત્ત પ્રફુલ્લિત અને આનંદિત થયું !! આ જુઓ ! વાદળાંઓથી ઘેરાયેલું આકાશ પાછું ખુલ્લું થયું છે ! રાહુથી ઘેરાયેલો ચંદ્ર પાછો પોતાનાં સુધાકિરણનો વિસ્તાર કરે છે ! સ્નિગ્ધ કૌમુદીથી પાછી ચારે દિશા આલોકિત થઇ રહી છે ! અહા ! કેવી શોભા ?!

એમજ બને છે ! અવસાદ પછીની તૃપ્તિ બહુ મધુરી હોય છે! મનુષ્યજીવન આવાજ ભાવથી ભરેલું છે !

હવે મિહિરને સંસાર સુંદર જણાવા લાગ્યો ! પોતાનું દુઃખી જીવન હવે તેને સુખમય જણાવા લાગ્યું ! પ્રતિભાની પ્રતિભા જોઇને અને તેના દેવદુર્લભ સૌન્દર્યનું પાન કરીને મિહિર હવે પોતાને ધન્ય અને કૃતકૃત્ય માનવા લાગ્યો !

## ૧૧

## એ કાંટો કેમ નીકળે?

" બેટા, હવે શું કરવું ? એ ભીખારીને લીધે ત્હારૂં બધું બગડવા બેઠું છે ! "

" પણ એ ભીખારીને હું સ્હેજે છોડવાનો નથી ! એનું જડમૂળ ઉખેડી નાંખું ત્યારેજ મ્હારૂં નામ ભુષણ !"

" ત્હેં પત્ર લખ્યો છે, એવું તેના જાણવામાં આવ્યું હશે ? "

" ના; એ જાણે ત્યારે તો થઇજ રહ્યું ! મ્હેં એવી યુક્તિથી એને પત્ર પહોંચાડયો છે કે એના રૂંવાને પણ ખબર નહિ પડે કે એ પત્ર મ્હેં લખ્યો છે ! "

" પત્રમાં ત્હેં શું શું લખ્યું છે ? "

" મ્હેં એવું લખ્યું છે કે તું જારજસંતાન છે, ત્હારાં માતા–

પિતાની તને ખબર નથી, ત્હારા જાતિકુળની વને માહીતી નથી; છતાં તું રાજકુમારીની આશા રાખે છે, તે વ્યર્થ છે !"

"પણ ક્ષમાની બુદ્ધિ કેવી ? પોતે રાજકુળમાં જન્મી છે, છતાં એ ભીખારીની પાછળ પાછળ ફર્યાં કરે છે ! મ્હારૂં જો ચાલતું હોય તો એને ચાર દિવસમાં સીધીદોર કરી નાંખું !"

"એની મેળે સૌ સીધાંદોર થઇ જશે ! આ વખતે જો મ્હારા પિતા જીવતા હોત તો મારે કોઇને પૂછવા જેવું ન હતું !"

"બેટા ! એ વાતને સંભારવાથી ફળ શું ? તે જીવતા હોય તો વળી આ વખત આપણો હોય ?"

"પણ મા ! રાજરાણીનો વિચાર શું છે, તે કંઇ ત્હારા જાણવામાં આવ્યો છે ?"

"તેનો વિચાર હશે તો પણ રાજા ક્ષમાની સાથે મિહિરને નહિ પરણાવે, કારણ કે કુલધર્મને તે એકદમ વિસારી દે એવા નથી. ક્ષમા એકની એક છોકરી છે, લાડકોડમાં ઉછરી છે, અને તે હઠ લે તો કદાચ એમ બની શકે ખરૂં."

"એમ થાય તો ક્ષમાની સાથે રાજપાટનો ધણી પણ મિહિરજ થાય ! ત્યારે તો એ કાંટો સવેળાએજ કહાડવો જોઇએ !"

"હા; પણ તું એકલો શું કરીશ ? ત્હારામાં એટલી હિંમત છે ?"

"હું શું કરીશ તે હમણાં હું તને નહિ કહું; તું થોડા દિવસ ધીરજ ધર !"

ભુષણ અને હિંગનાસુંદરી મિહિરના અનિષ્ટ સાધન માટે આવી વાતચિત કરતાં બેઠાં છે એટલામાં જુલુ આવી. તેને જોઇને હિંગનાએ હર્ષથી પૂછ્યું–"કેમ જુલુ ! કેવી ખબર છે ?"

જુલુ–ખબર તે બીજી શી હોય બા ! ભુષણભાઇએ પેલા છોકરા પર પત્ર ફેંક્યો. પત્ર વાંચતાની સાથે તે તો બિચારો પછાડા ખાઇને

રડવા લાગ્યો ! હું ઝાડને ઓથે રહીને જોતી હતી એટલામાં ખના બ્હેન આવ્યાં અને તેને બહુ બહુ રીતે સમજાવવા લાગ્યાં; પણ કેમે કરતાં તે છાનો રહ્યો નહિ ! ત્યારપછી તેમણે પોતાના પાલવથી તેનાં આંસુ લુછીને તેના કાનમાં કંઇ કહ્યું એટલે તે છાનો રહ્યો. ભુષણભાઇ ! તેમની વાતચિત ઉપરથી મ્હને તો એમ સમજાય છે કે જ્યારે ત્યારે ખનાબહેન એ ભીખારીના છોકરાની સાથે પરણશે !

ભુષણ—હું જીવતો છું ત્યાં સુધી તો એમ નહિ બને. દુષણ ક્યાં છે ?

જુલુ—તેની વાત હું શું જાણું ? કોણ જાણે ક્યાં રખડતો હશે.

દુષણની વાતથી જુલુ વિચારમાં પડી.

તેને વિચારમાં પડેલી જોઇ હિંગનાએ પૃછ્યું—"જુલુ શું વિચાર કરે છે ?"

મનોભાવ ગુપ્ત રાખીને જુલુ બોલી—"મને એ વિચાર થાય છે કે ભુષણભાઇ બેઠા છતાં ખનાબહેન એ છોકરાને પરણશે ?"

ભુષણ ઉત્તેજિત થઇને બોલ્યો—"એમ પરણવું શું રસ્તામાં સામું કરી મૂક્યું છે ?"

જુલુ મનમાં બોલી—"એ તો રસ્તામાં હોય કે ઘરમાં હોય, પણ ખના તને પરણવાની નથી !"

"મા ! હું દુષણની શોધમાં જાઉં છું. એને મળીને કોઈ નવો ઉપાય શોધી ક્હાડીશ અને મિહિરને પરણતા પહેલાં પરલોક પહોંચાડીશ !" એટલું કહી ભુષણ ત્યાંથી ચાલ્યો ગયો.

હાયરે રૂપ ! ત્હારી રશ્મિમાં પતંગે પડે છે અને ઐરાવત પણ ઝંપલાવે છે ! આખું વિશ્વ ત્હારામાં મોહિત થયેલું છે ! મારામારી, કાપાકાપી અને ઝપાઝપી એ સૌ ત્હારે લીધે થાય છે ! ત્યારે મિહિર હવે તૈયાર થા; ત્હારે કઠિન પરીક્ષા આપવાનો સમય હવે પાસે આવ્યો છે !

## ૧૨

## સ્વાર્થ મોટો કે ધર્મ મોટો?

" ક્ષમાને માટે હવે આપણે શું કરવું ?"

રાજમહાલયના એક સુરમ્ય ખંડમાં સુવર્ણ હીંચોળે બેઠા બેઠા મહારાજ ચંદ્રચુડે પોતાની રાણીને પૂછ્યું કે " ક્ષમાને માટે હવે આપણે શું કરવું ?"

રાણી ચિત્રાવતીએ સ્વામીની ચરણુસેવા કરતાં કરતાં ઉત્તર દીધો–

" ક્ષમાની સાથે મિહિરનાં લગ્ન કરો એટલે સૌ સારાં વાનાં થશે !"

" તે ઠીક છે. પરંતુ–"

" એમાં વળી પરંતુ શું ? શુભ કર્મમાં વિલંબ ન કરતાં તેને જલદીથી પુરૂં કરવું એમાંજ સારૂં છે !"

" રાણી ! તમે આપણા કુલધર્મની રીતિ જાણો છો ? પરાપૂર્વથી ચાલતા આવેલા કુલધર્મને બાજુ પર મૂકીને એક અજાણ્યા બાળકને કેવી રીતે કન્યાદાન દેવાય ? તેના કુલશીલની, તેના માતા–પિતાની અને તે સાથે તેની જ્ઞાતિની પણ આપણુને ખબર નથી. જો કે તેના ઉપરના સ્નેહને લીધે આપણે તેને સંતાન પ્રમાણે ચાહીયે છીએ; પરંતુ આવી અવસ્થામાં તેની સાથે આપણે ક્ષમાનાં લગ્ન કરીએ તો તે આપણા કુલાચાર અને લોકાચારથી વિરૂદ્ધ ગણાય. સ્નેહને લીધે કાંઇ કુલધર્મથી વિરૂદ્ધ કામ થાય ?"

ચંદ્રચુડે આ પ્રમાણે કહ્યું એટલે ચિત્રાવતી થોડીવાર વિચારમાં પડી ગઇ. દેશકાળ અને સમાજભેદથી તે કાળે સિંહલદ્વિપમાં લગ્નવિધિ આ પ્રમાણે હતી.

ચિત્રાવતીએ પૂછ્યું–" ત્યારે તમે એને માટે કેવો નિશ્ચય કર્યો છે ?"

ચંદ્રચુડ–મ્હેં હજુ સુધી કાંઈ પણ નિશ્ચય કર્યો નથી અને તેથી મ્હારૂં મન વારંવાર ઉદ્વેગ પામે છે. આ તરફ ભુષણ છે, પરંતુ તેનું ચરિત્ર સારૂં નથી; તેના જેવા અત્યાચારી અને નિર્દય માણસને કન્યા-દાન દેતાં મ્હારૂં મન કંપે છે. પરંતુ કુલધર્મ એનેજ કન્યાદાન દેવાનું કહે છે! હવે શું કરવું?

ચિત્રાવતી–કન્યાના સુખ દુઃખ કરતાં શું કુલધર્મ મોટો?

ચંદ્રચુડ–હા; કુલધર્મ મોટો. ધર્મ સઘળી સ્થિતિમાં મોટો છે!

ચિત્રાવતી–ત્યારે શું ભુષણની સાથે ક્ષમાનાં લગ્ન કરશો?

ચંદ્રચુડ–હું તેનોજ વિચાર કરૂં છું. ક્ષમાનાં લગ્ન એવી રીતે થાય, કે જેથી કુલધર્મ સચવાય અને તેને સત્પાત્રે દેવાય! જો પ્રભુ કાંઇ માર્ગ સૂઝાડે તો આ વાત બની શકે!

ચિત્રાવતી–ગુરૂદેવ શું કહે છે?

ચંદ્રચુડ–ગુરૂદેવ પણ મન મૂકીને વાત કહેતા નથી. કારણ તેઓ મિહિરને પોતાના પ્રાણથી પણ અધિક ચાહે છે. તો પણ પોતે કુલ-ગુરૂ ઠર્યા એટલે મને કુલધર્મથી વિરૂદ્ધ વર્તવાનું પોતાના મ્હોડેથી કેવી રીતે કહી શકે? તેમની પણ ઇચ્છા એવી છે કે ક્ષમાની સાથે મિહિરનાં લગ્ન થાય તો સારૂં.

ચિત્રાવતી–તેમની ઇચ્છા એવી હશે તો તેઓ કોઈ નવી વિધિ શોધી કહાડશે. કારણ તેઓ કુલગુરૂ છે; કુલધર્મ ચલાવવો એ તેમના હાથમાં છે.

ચંદ્રચુડ–રાણી! એ બધી સ્વાર્થની વાતો છે. તમારા મ્હોડે આવા શબ્દો સાંભળવાની મ્હેં આશા રાખી ન હતી! તમે સ્વાર્થની આગળ ધર્મને વિસારી દો છો, પરંતુ મ્હારાથી તેમ નહિ થાય! પૂર્વજોના નિયમોનું ઉલ્લંઘન કરવાનું અને આપણા સ્વાર્થને માટે ગુરૂને કલંક ચોંટાડવાનું કામ કોઇ પણ રીતે ઉચિત ન કહી શકાય!

થોડી વાર કોઇ કાંઇ બોલ્યું નહિ. અંતે ચંદ્રચુડ હીંચકા પરથી ઉઠીને ચિત્રાવતીને એક લિપિ આપતાં બોલ્યો—"ક્ષમાને લીધે મ્હારા મનમાં કેવો પરિતાપ થાય છે તે હું તમને શું કહું ? લ્યો આ પત્ર વાંચો !"

ભુષણે વૃક્ષના પાંદડા પર કુત્સિત ભાષામાં મિહિરને જે પત્ર લખ્યો હતો તેજ આ પત્ર હતો. ચિત્રાવતીએ પત્ર વાંચ્યો. વાંચ્યા પછી તે હસતાં હસતાં બોલી—"આ પત્ર કોઈ શત્રુએ લખ્યો છે; મિહિરને હલકો પાડવાને માટે તેણે આ કૃત્ય કર્યું છે !"

ચંદ્રચુડ—એ શત્રુ બીજો કોઇ નહિ પણ ભુષણ છે એ હું સારી રીતે જાણું છું; પરંતુ હવે મિહિરના સાથે ક્ષમાને સ્વતંત્રપણે ફરવા દેવી એ ઠીક નહિ !

ચિત્રાવતી—અંતે તમે આવાજ નિશ્ચય પર આવ્યા ? મ્હેં મિહિરને જન્મ આપ્યો નથી છતાં તેના પર મારો પ્રેમ એક જન્મ દેનારી માતા કરતાં વધારે છે ! હું ક્ષમા અને મિહિરને સરખાં ગણું છું. તેથી મ્હારાથી મિહિરને ભિન્નભાવે કેવી રીતે જોવાશે ? તમે પણ શત્રુથી ઠગી ગયા ?

ચંદ્રચુડ—હું શત્રુથી ઠગતો નથી પરંતુ શત્રુતાની અંદર જે કાંઈ સત્ય રહ્યું છે, તેનું પાલન કરવું એ આપણું કર્તવ્ય છે ! ક્ષમા હવે વયમાં આવી છે તેથી મિહિરની સાથે એને વધારે મળવા દેવી નહિ.

ચિત્રાવતી—તમે આ શું કહો છો ? તમારી સ્નેહમમતા ક્યાં ગઇ ? ક્ષમા અને મિહિરને હું જૂદાં ગણુતી નથી. પ્રથમ તેને પેટના સંતાન જેવો ગણીને પાલન કર્યું હવે તેને પારકો ગણીને મ્હારાથી કેમ જૂદો કરાય ? ક્ષમા અને મિહિરને મ્હેં એક આંખે જોયાં છે. હવે તમે એક આંખ બંધ કરીને એક આંખે જોવાનું કહો છો તે કેવી રીતે બનશે ? તમે આવા કઠણ હૃદયના કેમ થઇ ગયા ?

ચંદ્રચુડ દીર્ઘ નિશ્વાસ મૂકીને બોલ્યો–" રાણી ! તમે કહો છો તે ખરૂં છે. પરંતુ કર્તવ્ય અને ધર્મને લીધે મ્હારે આમ કઠણ હૃદયના થવું પડે છે. તમે મિહિર પર સ્નેહ રાખો છો અને હું નથી રાખતો એવું મનમાં સમજશો નહિ. આપણને સંતતિ ન હતી, તેમાં દૈવકૃપાએ મિહિર મળ્યો અને તેનું આપણે સંતાન પ્રમાણે પાલન કર્યું; વળી એનાં પગલાંથીજ પ્રભુએ આપણે ત્યાં પુત્રી આપી, એ આનંદ કંઇ જેવો તેવો નથી ! તમને વધારે શું કહું ? ! મિહિર અને ક્ષમા એ બેમાં મને વધારે કોણ પ્રિય છે, તે હજુ સુધી મ્હારાથી નક્કી થઇ શકયું નથી ! તમે વિના કારણ મ્હારા પર સંદેહ કરો છો !

ચિત્રાવતી હું તમારા પર સંદેહ કરતી નથી; પરંતુ તમે જ્યારે આમ કહોછો ત્યારે મ્હારે તમને કહેવું પડે છે કે તમે મિહિર અને ક્ષમાને કેવી રીતે જૂદાં કરી શકશો ? તેઓ પોતાની બાલ્યાવસ્થામાંથી એક બીજાની છાયાની પેઠે ફરે છે. આ જુઓ તેઓ કેવાં હસતાં મ્હોડે આપણી તરફ આવે છે ! એમના મુખ પર સરળતા અને પવિત્રતા સિવાય બીજું કાંઇ તમારા જોવામાં આવે છે ? અહા ! આવા મુખને તમે કેવી રીતે મલિન કરી શકશો ?

ચંદ્રચુડ પોતાના મનમાં બોલ્યો–" ખરેખર ! એવા મુખને કેવી રીતે મલિન કરી શકાય ? અહા ! ભાગ્ય ! "

મિહિર અને પ્રતિભા રાજા–રાણી પાસે આવ્યાં. બન્ને જણાંએ ભક્તિપૂર્વક તેમને પ્રણામ કર્યા. પિતાનું મુખારવિંદ મલિન જોઇને પ્રતિભાએ પૂછ્યું–" પિતા ! આજ કેટલા દિવસ થયાં હું તમને ચિંતાતુર જોઉં છું, એનું શું કારણ ? "

મિહિરે પ્રતિભાના પક્ષને પુષ્ટિ આપતાં કહ્યું–" પ્રતિભા કહે છે તે ખરૂં છે. હું પણ આપને હંમેશાં ચિંતાતુર જોઉં છું. પિતા ! એ ચિંતાનું કારણ શું છે તે અમને નહિ કહો ? "

ચંદ્રચુડ મનોભાવ ગુપ્ત રાખીને બોલ્યો–" મિહિર ! તું હવે મોટો

થયો છે તેથી રમત-ગમતમાં ત્હારે ત્હારો સમય ગાળવો યોગ્ય નથી. હવે ત્હારે રાજકાર્યમાં મન પરોવી કોઈ કાર્ય ઉપાડી લેવું જોઇએ."

સરળ, શાન્ત અને શિષ્ટ મિહિર દીનભાવે બોલ્યો-"જેવી આજ્ઞા!"

ત્યારપછી ચંદ્રચુડ પ્રતિભા તરફ જોઇને બોલ્યો-"ક્ષમા! હવે ત્હારે અંતઃપુરની બહાર જવું આવવું નહિ. તારે હવેથી રાજ-કુલોચિત શિલતા અને સંસારધર્મ તરફ લક્ષ આપવું."

પ્રતિભા કંઈ મિહિર ન હતી તે સહજમાં પિતાનો મનોભાવ સમજી ગઇ! પાપી ભુવણે પિતાના મનને વિકૃત કર્યું છે અને તેથી પિતા આવી રીતે કહે છે, એવું તે તુરત સમજી ગઈ. તેને મનમાં ને મનમાં હસવું આવ્યું. પરંતુ મ્હોડે પિતૃવાક્યનો કાંઈ પણ પ્રતિવાદ નહિ કરતાં તે બોલી-"એ સિવાય મને કાંઇ બીજી આજ્ઞા છે?"

ચંદ્રચુડે પોતાનું મન કઠણ રાખવાને માટે નિશ્ચય કરેલો હતો છતાં તેનાથી વધારે કંઈ કહી શકાયું નહિ. મિહિરનું સરળ મુખારવિંદ જોઇને તેનું મન દ્રવી ગયું! તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો-"મિહિર અને ભુવણમાં સ્વર્ગ ને નર્કનો ફેર છે!" ત્યાર પછી તે પ્રકાશપણે બોલ્યો-"ના બેટા! તું હવે મોટી થઈ છે એટલે સંસાર-ધર્મ પણ થોડો ઘણો શીખવો જોઇએ, બીજું શું?"

પ્રતિભાએ જોયું કે, તેનો પિતા આટલું બોલ્યા પછી સંકુચિત થઈ ગયા છે. તે બીજું કંઇ બોલી નહિ; પરંતુ એક વાર તેણે મિહિર તરફ જોયું. મિહિરે પણ કરુણાપૂર્ણ દૃષ્ટિએ તેના તરફ નિહાળ્યું. તેઓ એક બીજાને નિહાળીને પોતાના મનમાં સમજી ગયાં કે પિતાની આટલી વાતચિતથી તેમની વચ્ચે મોટું અંતર પડી ગયું છે. પ્રથમ મિહિર આમાંનું કાંઈ સમજ્યો નહિ પણ અંતે તેના પણ સમજવામાં આવ્યું કે આજનો દિવસ તેના જીવનમાં અતિ દુઃખદાયક છે. ધીરે ધીરે બન્ને જણાંએ નિશ્વાસ મૂક્યા. તે નિશ્વાસની ઉષ્ણતા

તેમણે બીજાને જણાવા દીધી નહિ. નિરાશ ચિત્તે તેઓ જૂદી જૂદી દિશામાં ચાલ્યાં ગયાં ! જાણે પિતાના વિશ્રામભુવનમાં તેમણે પોતાનો અમૂલ્ય–નિધિ ગૂમાવ્યો હોય તેમ તેઓ વિદાય થઈ ગયાં !

## ૧૩

### આશાનાં કિરણો !

નિરાશ ચિત્તે વિદાય થયેલાં મિહિર અને ક્ષમાને જોઇ રાણી ચિત્રાવતીને ખેદ થયો. તેણે પોતાના સ્વામીને કહ્યું–" તમે આ શું કર્યું ? સ્વચ્છ દર્પણમાં શા માટે ડાઘો પાડયો ! "

ચંદ્રચુડ–તેની ચિંતા નહિ, એ ડાઘો વખત આવ્યે એની મેળે ભુંસાઇ જશે.

ચિત્રાવતી–ડાઘો ભૂંસાશે પણ તેનું ચિહ્ન રહી જશે !

ચંદ્રચુડ–સંસારધર્મનું પાલન કરતાં એવાં એક બે ચિહ્ન રહે તો તેની ચિંતા નહિ. તમે પોતે રાજરાણી છો. શું તમારા હૃદયમાં એવું ચિહ્ન નથી ?

ચિત્રાવતી–પહેલાંની વાત પ્રભુ જાણે; પરંતુ તમારા આજના વ્યવહારે મ્હારા હૃદયમાં એક નવા ચિહ્નની સૃષ્ટિ કરી છે ! અહા ! મિહિરનું મ્હોડું કેવું દયામણું દેખાતું હતું ? !

ચંદ્રચુડ–અને ક્ષમા ?

ચિત્રાવતી–તે સ્ત્રી છે એટલે સઘળું સહન કરી શકશે. અસાધારણ સહનશીલતાના બળે તે પોતાના મનનું દુઃખ કોઇને જણાવા નહિ દે.

ચંદ્રચુડ–વળી તે અસાધારણ બુદ્ધિમતિ છે એટલે પિતાનું કર્ત્તવ્ય શું છે તે પોતે સમજે છે. તે મિહિરને સમજાવશે એટલે કોઈના મનમાં કષ્ટ રહેવા નહિ પામે !

ચિત્રાવતી–તેથી શું થશે ? તેઓ પોતાના મનમાં તમે કહો છો તેમ સમજશે; પણ ત્યારપછી ?

ચંદ્રચુડ કાંઇ બોલ્યો નહિ. તે કેવળ ચિત્રાવતીની સામું જોઇ રહ્યો.

ચિત્રાવતી–કેમ કાંઈ બોલતા નથી ? તમારો વિચાર શું ક્ષમાને ભુષણની સાથે પરણાવવાનો છે ?

ચંદ્રચુડ–તે નરાધમની વાત મ્હારા મ્હોડા આગળ કહાડીશ નહિ. જે પાપી પોતાના સ્વાર્થને માટે બીજાનું અનિષ્ટ કરવા તૈયાર થાય, એક નીચમાં નીચ માણસ પણ લખતાં કંપે એવો ગ્લાનિકર. વિદ્વેષપૂર્ણ પત્ર લખતાં જેના મનમાં સહજ પણ સંકોચ ન થાય તેવા એક અધમની સ્મૃતિમાં પણ પાપ છે !

ચિત્રાવતી–હા; પાપ તો છે પણ એ પાપનેજ તમે કોટે બાંધશો !

ચંદ્રચુડ–ત્હેં શાથી જાણ્યું ?

ચિત્રાવતી–તમે કુલધર્મને વળગો છો એટલે એના વિના છૂટકો નથી.

ચંદ્રચુડ–રાણી ! તમે કહો છો તે ખરૂં છે. પરંતુ આપણો કુલધર્મ સચવાય અને ક્ષમાને યોગ્ય પાત્રે અપાય એવું શું નહિ બને ?

ચિત્રાવતી–પ્રભુ ! તે કેવી રીતે બને ? જગતનો સ્વાભાવિક નિયમજ એવો છે કે જે તે એક માર્ગ સચવાય. એકજ માણસથી કાંઈ બે માર્ગ સચવાય નહિ. ચાહો તો કુલધર્મને વહાલો ગણો કે ચાહો તો પુત્રીને વહાલી ગણો !

ચંદ્રચુડ પોતાના મનમાં બોલ્યો–" હે પાર્વતીપતિ ! આ સંકટ માંથી મ્હારો ઉદ્ધાર કરો ! મ્હારો કુલધર્મ સચવાય અને ક્ષમા યોગ્ય પાત્રને અપાય એવો કંઇ માર્ગ બતાવો ! હે ભોળાનાથ ! તમારી ઇચ્છા હોય તો સૌ કાંઇ થઇ શકે તેમ છે ! "

એટલામાં વૃદ્ધ કુલાચાર્ય પુરંજયે ત્યાં પ્રવેશ કર્યો. તેમને જોઇને ચંદ્રચુડ ઉભો થયો અને ભક્તિભાવે પ્રણામ કર્યા. રાણીએ પણ સાષ્ટાંગ

પ્રણામ કરી ગુરૂને સંતોષ્યા.

કુલાચાર્યે આશીર્વાદ દીધો કે, " શુભે ! ચિરાયુષ્મતી થાઓ ! તમારી મનકામના પૂર્ણ થાઓ ! "

ચિત્રાવતી–દેવ ! મનની કામના શું પૂર્ણ થશે ? ક્ષમાને શું યોગ્ય પાત્ર મળશે ?

પુરંજય–કેમ નહિ મળે ? નિશ્ચય મળશેજ.

ચિત્રાવતી–દેવ ! વેદવાક્યની પેઠે તમારો આશીર્વાદ સફળ થાઓ !

પુરંજય–મા ! હું તે કોણ ? મ્હારા આશીર્વાદનું મૂલ્ય શું ? ઉપરથી તે અનંતદેવનો અમોઘ આશીર્વાદ તમારા ઉપર વરસે છે ! મહારાજ આજે કેમ ચિંતાતુર જણાઓ છો ?

ચંદ્રચુડ–દેવ ! તમે અંતર્યામી છો. પોતાના અંતરથી કિંકરનું અંતર જુઓ. ક્ષમાના પરિણય પ્રસંગે આજે મને આવો ચિંતાતુર બનાવી દીધો છે.

પુરંજય–એ બધી મનની ભ્રમણા છે. આપણાથી શું થઇ શકે એમ છે ? જેણે એ રૂપની પ્રતિમા ઘડી છે, જેણે એ અસામાન્ય ગુણવતી–વિદ્યાવતિને સંસારમાં જન્મ આપ્યો છે, તેણે એને માટે જે વિધાન કર્યો હશે તે યોગ્યજ હશે અને તે કદી પણ વ્યર્થ થવાનો નથી ! પ્રતિભામયી ક્ષમા યોગ્ય પાત્રને વરશે અને તે યોગ્ય પાત્ર તમારા ગૃહમાંજ વિદ્યમાન છે !

ગુરૂનાં વાક્યો સાંભળી રાજા–રાણી વિસ્મિત થયાં ! " ગૃહમાંજ વિદ્યમાન છે. ત્યારે તે કોણ ભુષણ ? "

રાજા–રાણીને એ સંબંધી ગુરૂને પૂછવું પડ્યું નહિ. કારણ પુરંજય પોતે બોલી ઉઠ્યો–" હું ભાગ્યવાન મિહિરને ઉદ્દેશીને આ વાત કહું છું. કુલાંગાર ભુષણને સંભારીને ઉદ્વેગ પામશો નહિ. તે અપવિત્રની સાથે સદ્દગુણી ક્ષમાનો સમાવેશ થાય એમ નથી ! એમ

થાય તો વિધિનું વિધાન વ્યર્થ થયું સમજવું !"

આ વખતે ચિત્રાવતીના દેહમાં પ્રાણ આવ્યો. તેના હૃદય પરથી એક મોટો ભાર ઉતરી ગયો. પ્રફુલ્લતાની પૂર્ણ છટા તેના મ્હોડા પર પ્રકટી નીકળી !

ચંદ્રચુડે અંતરમાં ને અંતરમાં આનંદ અનુભવ્યો. તેણે કંઇક સંશય પામીને પૂછ્યું–" પરંતુ ગુરૂદેવ ! રાજકુલનો લૌકિક ધર્મ તો સચવાવો જોઇએ !"

પુરંજય–ધર્મજ ધર્મને સાચવશે. તેજ તેની રક્ષા કરશે. કેવી રીતે અને કયા સૂત્રે થશે તે તેજ જાણે ! એને માટે આપણે વિચાર કરીએ તે શા કામનું ?

ચંદ્રચુડ–ત્યારે હવે શું કરવું ?

પુરંજય–હમણાં એ વાત નહિ બને. તમે ગમે તેમ કરશો તો પણ એ વાત હમણાં થવાની નથી. જ્યારે સમય આવશે ત્યારે એના મેળે થશે. ભગવાન ઉપર ભરોંસો રાખો, તે સૌ સારૂં કરશે !

ચંદ્રચુડ–દેવ ! તમે કહો છો તેમ સઘળાં વિઘ્નો દૂર થશે ?

પુરંજય–હા, નક્કી. કારણ વિધિ–લિપિ કોણ ખંડન કરી શકે એમ છે ?

ચંદ્રચુડ–મને એક સંદેહ રહે છે; કૃપા કરીને મ્હારો એ સંદેહ ભાગો. ભુષણ છતાં એ લગ્ન થશે ?

પુરંજય–જુઓ, સંદેહજ માણસને સંકટમાં નાંખે છે. તે આપણા ધર્મ–વિશ્વાસને મલિન કરી મનમાં અશાન્તિ ઉપજાવે છે, માટે મહારાજ ! સંદેહને મનમાંથી દૂર કરો. ક્ષમાના લગ્ન પ્રસંગે ભુષણ આ જગતમાં રહેવાનો નથી !

ચંદ્રચુડ ચમકીને અને વિસ્મિત થઇ બોલ્યો–" દેવ ! એ શું ખરૂં કહો છો ? તમે શું ધ્યાનયોગથી એવા નિશ્ચય પર આવ્યા છો



રાજ-ઉપવનમાં મિહિર પ્રતિભાની છબી ચિતરવામાં એવો તો તલ્લીન બની ગયો છે કે ખુદ પ્રતિભા તેની પાછળ આવીને ઉભી રહી જ છતાં તેનું તેને ભાન નથી. જુઓ પાનું ૬૩ મું.

U RAY & SONS, CALCUTTA

કે ક્ષમાના લગ્ન વખતે ભુષણ આ જગતમાં રહેશે નહિ ?"

પુરંજય–દૈવની કૃપાથી જે મ્હારા જાણવામાં આવ્યું છે તે હું મહારાજને નિવેદન કરૂં છું. દુર્ભાગી ભુષણ પોતાનું મૃત્યુ પોતાને હાથે બોલાવી લાવશે. તે ઇર્ષાથી પરવશ થઇને મિહિરને હણવા જતાં પોતે હણાશે! મહારાજ! દૈવની લીલા દૈવજ જાણી શકે છે. તે જાણવાની આપણામાં શક્તિ નથી!

ચંદ્રચુડ અને ચિત્રાવતી એ સાંભળી અતિશય વિસ્મિત થયાં. તેમનું સર્વ શરીર રોમાંચિત બની ગયું. તેઓ અનિમેષ નયને પોતાના કુલાચાર્ય તરફ જોઇ રહ્યાં.

પુરંજયે કહ્યું–"આ વાત કોઇને કહેશો નહિ. તમને પણ આ વાત કહેવા જેવી ન હતી, તો પણ તમને બહુ ઉત્કંઠીત જોઇને મ્હેં કહી છે માટે એટલું ધ્યાનમાં રાખજો!"

ચંદ્રચુડ અતિ ભ્રમભાવે બોલ્યો–"દેવ! મ્હારે એક વાત પૂછવી છે; કૃપા કરીને તે મને કહો. મિહિરના જીવનવૃત્તાંત સંબંધી તમે કંઇ જાણો છો?"

પુરંજય–હજુ સુધી મ્હેં પુરેપુરૂં કંઇ જાણ્યું નથી; છતાં એના જીવનવૃત્તાંત સંબંધી હું જે કંઇ જાણું છું તે સાંભળવાની તમને જરૂર નથી; તોપણ એના માટે હું તમને એટલું તો કહી શકીશ કે મિહિરની સાથે ક્ષમાનાં લગ્ન કરવાથી તમારૂં કુળ ઉજ્વળ થશે, તમારા વંશનું ગૌરવ વધશે. સદાશિવ એ શુભ દિવસ વહેલો મેળવે એજ તેની પાસે મ્હારી પ્રાર્થના છે!

ચંદ્રચુડ–ગુરૂનો આશીર્વાદ કદી પણ વ્યર્થ જશે નહિ.

પુરંજય–ભવિતવ્ય કોઇ ફેરવી શકે તેમ નથી!

ચિત્રાવતી–દેવ! તમેજ અમારા ભવિતવ્ય છો! તમારી વાણી કદી પણ વિફળ થાય તેમ નથી!

ચંદ્રચુડ–દેવ ! આજે મ્હારી ચિંતા દૂર થઇ. તમારી વાણીથી મ્હારા પ્રાણ શિતળ થયા. આજે મ્હારો સુપ્રભાત છે.

પુરંજય–એ બધું વિધાતાને હાથ છે. પરંતુ મ્હારી વાત ધ્યાનમાં રાખજો, આ વાત કોઇને મ્હોડે જાય નહિ.

## ૧૪

### અપૂર્વમધુર જીવન !

કુલગુરૂના કહેવા પ્રમાણે રાજા–રાણીએ એ વાત કોઇને કહી નહિ, પરંતુ મિહિર અને ક્ષમા એ વાત પહેલેથી જાણતાં હતાં. તેઓ એક બીજાના મન ઉપરથી તેમજ જ્યોતિષવિદ્યાથી નિશ્ચયપૂર્વક જાણતાં હતાં કે એમ થશેજ; તથાપિ ચંદ્રચુડના એક વાક્યથી તેઓ નિરાશ બની ગયાં !

અહિંયાં પ્રશ્ન ઉઠે છે કે તેઓ પોતાના ભાગ્યનું શુભ ફળ જાણ્યા છતાં શા માટે નિરાશ બની ગયાં ?

એનો ઉત્તર એ છે કે મૃત્યુ તો એક દિવસ માનવને છેજ; એ અભ્રાન્ત ધ્રુવ–સત્ય સારી પેઠે જાણ્યા છતાં પણ આપણે મૃત્યુનું નામ સાંભળીને કેમ ભયભીત બનીએ છીએ ?

ક્ષમા અને મિહિરના પ્રસંગમાં એમ બને તે કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી ! ચંદ્રચુડે કેવળ મર્મમાં તેમને જૂદાં પડી જવાને જણાવ્યું હતું; તેથી તેઓ જાણ્યા છતાં અજાણ રહ્યાં અને ભય તથા મોહથી આત્મવિસ્તૃત બની ગયાં. એ આત્મવિસ્તૃતથી ધ્રુવ–સત્યમાં સંશય ઉપજ્યો અને એ સંશયમાંથી નિરાશા અને સંકટે જગ્યા લીધી ! એનું નામજ અદૃષ્ટ–ભોગ ! વિધિનું વિધાન ! !

મિહિર રાત દિવસ વિચાર કરે છે–" ત્યારે શું એ રત્ન મને નહિ મળે ? મિલનના મધ્ય માર્ગમાં આવું અંતર શા માટે પડયું

હશે ? જીવનના મધુર વસંતમાં વર્ષાનાં કાળાં વાદળાં હૃદય ઉપર શા માટે છવાયાં હશે ? ત્યારે શું જ્યોતિષવિદ્યા જુઠ્ઠી હશે ? એ જુઠ્ઠી ઉપાસનામાં મ્હેં શા માટે મ્હારો કાળ વ્યર્થ ગૂમાવ્યો ?"

ભુપણુના ગ્લાનિયુક્ત પત્રથી એક દિવસ મિહિર ક્ષમાને એમ કહેતો હતો કે "હું તને અયોગ્ય છું ! તું મ્હારી આશા ત્યાગ કર !" અને હવે ? હવે તો તે ક્ષમા મ્હારી થશે કે નહિ તેની ચિંતામાં અસ્થિર બની ગયો છે !

ખરેખર ! મનુષ્ય-જીવન આવી રીતે પરાધિન છે. મનની ઉપર તેનું આધિપત્ય નથી; પરંતુ મન તેના પર આધિપત્ય ચલવે છે !

તો પણ અહિંયાં એમ છે કે મિહિર તે વખતે પોતાના મનથી બોલ્યો હતો; પરંતુ હવે જ્યારે તેની વાત કાર્યમાં પરિણત થવા બેઠી છે ત્યારે તે બીજાના ઉપર આધાર રાખે છે ! માનવ પોતાની કોઈ પણ પ્રિય વસ્તુને ઇચ્છાપૂર્વક તજી દે છે તો તેને વધારે સંતાપ થતો નથી. જો કે પાછળથી એ પ્રિય વસ્તુનો અભાવ અને તેનું વિયોગ-દુઃખ તેને સાલે છે અને પશ્ચાત્તાપ કરાવે છે; પરંતુ પારકાને હાથે પોતાની પ્રિય વસ્તુનો થતો વિયોગ તેને બહુ દુઃખદાયક નિવડે છે ! સ્વાભાવિક નિયમજ એવો છે કે હાથે ખેંચી લીધેલા દુઃખને માનવ દુઃખ તરીકે ગણતો નથી: પરંતુ પારકાએ દીધેલું દુઃખ તેને દાવાનળ જેવું દોહ્યલું લાગે છે ! એમાં મૂળ પ્રભુત્વ જોવા જઇએ તો કાંઇ નથી. કેવળ આત્મપ્રભુત્વના અભિમાનથી માનવ આમ અધીર થાય છે ! વળી નિરાશાભરેલી સ્થિતિમાં માનવની સુખ મેળવવાની ઇચ્છા વધારે બળવાન બને છે; તેથી મિહિરને આમ દુઃખમાં ડૂબેલો આપણે જોઇએ છીએ.

અને ક્ષમા ? તે અસાધારણ બુદ્ધિમતિ હોવા છતાં પણ પિતાના એક વાક્યથી વિચલિત બની ગઇ ! હમણાં તો તે પણ મિહિરના જેવી સ્થિતિ ભોગવે છે ! તેનું મન સ્થિર નથી; તે હંમેશાં ચિંતાતુર

રહે છે; હવે તેની પહેલાંના જેવી સ્ફુર્તિ નથી. હવે તે પહેલાંના જેવું ચિત્તને ઉન્માદ સ્થિતિમાં લાવી મૂકે એવું નૈશ સંગીત ગાતી નથી, તે કોઇની સાથે મન મૂકીને બોલતી નથી; કેવળ વિચારમાં ને વિચારમાં તેનો સમય જાય છે! કદાચ તે મિહિરને મળે છે તો પણ તેનો પહેલાંના જેવો આનંદ તેના મુખ પર પ્રકટી નીકળતો નથી! જાણે તે ભાવના અભાવથી સંકુચિત અને ભયથી શૂન્ય મનની બની ગઇ હોય એમ જણાય છે! તે ઘડી ઘડી વિચાર કરે છે–"અરેરે, ત્યારે શું મ્હારી આશા પૂર્ણ નહિ થાય? જન્મ ધરીને જે આશાનું મેં હૃદયમાં પોષણ કર્યું છે તે આશા શું મ્હારી નિષ્ફળ નીવડશે? ખરે-ખર! પિતા શું એમજ કરશે? અરે ચાંડાળ ભૂપાળ! ત્હેંજ મ્હારું બગાડ્યું! પરંતુ ભાગ્ય! તું પણ આમ પ્રતિકુળ થાય છે? દૈવ! હવે કાંઇ દયા કર; મને અબળાને આમ બાળીશ નહિ!"

આવા દુઃખી વિચારથી, મનના આવા બળાપાથી ક્ષમા વ્યાકુળ બની ગઇ! એથી તેનું સુંદર મુખકમળ નિસ્તેજ બની ગયું! તેનો આનંદ, તેની સ્ફુર્તિ હરાઇ ગયાં! તેની હરાયેલી સંપત્તિ કોણ જાણે તેને ક્યારે મળશે?!

મનની આવી વ્યાકુળ અવસ્થા મટાડવા મિહિર અને ક્ષમાએ ચિત્રવિદ્યામાં પોતાનાં મન પરોવ્યાં. તેઓ પ્રથમ ગુરૂની પાસે એ વિદ્યા શીખ્યાં હતાં. તેનો ઉપયોગ તેમણે કરવા માંડ્યો. પ્રેમી હૃદય વિઘ્નથી પાછું હઠતું નથી. તે પોતાની પ્રિય વસ્તુને જૂદા જૂદા રૂપમાં ગોઠવીને, તેની વચ્ચેનું અંતર દૂર કરીને તેને કોઇ પણ રીતે તે પોતાની સાનિધ્ય કરવા મથે છે! જેવી રીતે કવિ શબ્દચિત્રથી પોતાના મનનો ભાવ વ્યક્ત કરે છે તેવી રીતે ચિત્રકાર પણ હૃદયની છબી કુશળતાથી અંકિત કરી શકે છે. મિહિર અને ક્ષમા આવી રીતે ચિત્ર-કળાથી પોતપોતાના મનની છબી જૂદી જૂદી રીતે આંકવા લાગ્યાં!

લતા–પત્ર, ફળ–ફુલ, અરણ્ય–પર્વત, પશુ–પક્ષી, નર–નારી.

દેવ–દેવી વિગેરે કોઇ પણ ચિત્રમાં તેઓ એવો મધુરભાવ લાવી મૂકતાં હતાં કે જેથી જોનારનું મન સ્વાભાવિક રીતે આનંદ પામ્યા વિના રહે નહિ. તેમના પ્રત્યેક ચિત્રમાં તેમના હૃદયનો કોમળ મધુરભાવ પરિવ્યક્ત થતો હતો. તેમના ચિત્રમાં ઠેકાણે ઠેકાણે સહાનુભુતિ, સ્નિગ્ધતા અને સ્નેહનો પ્રકાશ પડતો હતો. એ સિવાય તેનામાં અલૌકિક ભાવ સૌન્દર્ય દર્શાવવાની સાથે તેઓ એવું કાંઈ મોહકપણું મૂકતાં હતાં કે જેથી જોનારનું મન સહજમાં તેના તરફ આકર્ષાતું હતું.

ચિત્ર આંકયા પછી જ્યારે ક્ષમા અને મિહિર એકાંતમાં મળતાં ત્યારે તેઓ એક બીજાનું ચિત્ર બતાવતાં અથવા સંકેતથી એ સંબંધી કંઇ વાતચિત કરતાં હતાં ! અરેરે ! ચંદ્રચુડના એકજ વાકયથી તેમને કેટલું બધું સંકટ સહેવું પડે છે ! તેમનાથી પૂરી વાતચિત થતી નથી, પોતાનો મનોભાવ એક બીજાને કહેવાતો નથી, એટલુંજ નહિ પણ એક બીજાને જોતાં તેમને લજ્જા અને ભય ઉપજે છે ! તેમનાં હૃદયદ્વાર જે એક બીજાને માટે સદા ખુલ્લાં રહેતાં હતાં તે જો કે પુરેપુરાં બંધ થયાં ન હતાં; તો પણ તેઓ બહારથી બંધ કરવાને માટે અથવા અન્યને તે બંધ થયેલાં છે એવું દેખાડવાને માટે મથતાં હતાં ! આ કાંઈ જેવું તેવું દુઃખ નથી ! પ્રેમની અપૂર્વ જ્યોતિથી આલોકિત થયેલાં હૃદયને ગુરૂજનના ભયથી બહાર અંધકારમય દેખાડવું એ પ્રેમની પરાકાષ્ટા છે ! પ્રેમી વિના અન્ય સ્થળે એ વાત સંભવતી નથી !

સાયંકાળનો સમય છે, મધુર વાયુ મૃદુભાવે વિચરે છે, મધુર કંઠે પક્ષીઓ મધુરાં ગાન ગાય છે; ફુલની સૌરભથી ચારે દિશા આમોદિત થઇ રહી છે. પ્રકૃતિના આવા શાન્ત સ્નિગ્ધ મધુર સમયે રાજ–ઉપવનમાં બેસીને મિહિર એક છબી ચીતરે છે ! તે પોતાની છબી ચિતરવામાં તલ્લીન બની ગયો છે. છબીમાં આલોક કયાં મૂકવો, છાયા કયાં લાવવી, છબીમાં કયે ઠેકાણે કયો રંગ પૂરવાથી તેનું સૌન્દર્ય વધે અને જોનારનું મન મોહીત થાય, તેના વિચારમાં તે

આત્મજ્ઞાન શૂન્ય થઈને બેઠો છે! માથા પર અનંત આકાશ છે, આજુબાજુ શ્યામ શોભા વિસ્તારતી વૃક્ષલતા છે; થોડે દૂર પાણીનું એક નિર્મળ ઝરણુ વહે છે અને તેમાંથી શ્રુતિ સુખકર રવ કર્ણગોચર થાય છે.

પ્રકૃતિની આવી મધુર શોભા જોતી જોતી પ્રતિભા ત્યાં આવીને ઉભા રહી! અહા! એ કેવી માધુર્યમયી મૂર્ત્તિ છે. યૌવનના સઘળા સૌન્દર્યનો તેમાં પૂર્ણ સમાવેશ થયેલો છે. જાણે કોઇ અપ્સરા સ્વર્ગ-માંથી પૃથ્વી પર ઉતરી આવી હોય એમ લાગે છે! તેના મુખ પર સ્નિગ્ધ ગાંભીર્ય દેખાય છે અને એ ગાંભીર્યથી જોનારના મનમાં કોઈ સ્વર્ગીય ભાવની ઉત્પત્તિ થાય છે!

દૂરથી પ્રતિભા મિહિરને જોવા લાગી. પાસે જતાં તેનું મન કંઈક સંકુચિત થયું! પરંતુ સ્થાન અને સમય ગુણે એ સંકુચિત-પણાને વધારે વાર ટકવા દીધું નહિ. પ્રતિભાએ સ્નેહસ્વરે મિહિરને બોલાવ્યો, “ મિહિર, મિહિર ! ”

મિહિરનું ધ્યાન પોતાની છબીમાં હતું. તે એકાગ્રચિત્તે પોતાની છબી ચીતરતો હતો એટલે પ્રતિભાનો સ્વર તેણે સાંભળ્યો નહિ.

પ્રતિભા તેની પાસે ગઇ. લતાકુંજના એક આસન પાસે જઇને તે ઉભી રહી અને જોયું તો મિહિર તન્મયભાવે એક ચિત્ર ચીતરે છે!

અહા! કેવું મનોહર ચિત્ર છે! પ્રકૃતિની શોભા તે ચિત્રમાં પ્રકટી નીકળી છે. ઉંચે આકાશ છે, આકાશ અને તરૂલતામાં શ્યામ રંગનો સમાવેશ થયેલો છે, તેમાં અશોકના વૃક્ષ નીચે એક બાળા પ્રિય સમાગમની આશાથી મંદપણે હસતી ઉભી છે! ચિત્ર સર્વાંગ સુંદર થયું છે; પરંતુ ચિત્રકારનું મન હજુ માનતું નથી! “ ના, બરાબર નથી, સમય અને શ્રમ વ્યર્થ ગયો! હૃદયની છબી હૃદયમાંજ રહેલી છે, તે કોઈ પણ રીતે બહાર નીકળે તેમ નથી ! ”

નિરાશાથી તેની આંખમાં આંસુ આવ્યાં, એટલે ચિત્રને પડતું મૂકીને સજળ નયને મિહિરે પાછળ ફરીને જોયું તો તેનું સજીવ

ચિત્ર—તેની મનોમયી પ્રતિમા તેના જોવામાં આવી ! મિહિરે આશ્ચર્ય-ચકિત થઇને કહ્યું:—

" કોણ પ્રતિભા ? ! તું અહિં ક્યારની ઉભી છે ? ! શું ત્હેં મ્હારી છબી પૂરી કરી ?"

પ્રતિભા—તમે પૂરી નથી કરી તો હું ક્યાંથી પૂરી કરી શકું ? ચિત્ર શું પૂરૂં થાય છે ?

મિહિર—ખરૂં છે, ચિત્ર પૂરૂં થતું નથી. મન મૂકીને કામ કરવાની પણ એ વસ્તુ કોઈ પૂરી કરી શકે તેમ નથી.

પ્રતિભા—જોઉં તમારી છબી; વાહ ! ઘણી સુંદર ચીતરી છે ! હજુ એથી તમારી તૃપ્તિ થતી નથી ?

મિહિર—ના એથી મ્હારી તૃપ્તિ થતી નથી. કારણ કવિતા અને કળાવિદ્યા કેવળ અતૃપ્તિકર છે !

પ્રતિભા—તમે એમ માનતા હો તો કેવળ કવિતા અને કળાવિદ્યા નહિ પણ સંસારની સઘળી વસ્તુ અતૃપ્તિકર છે ! તૃપ્તિ મૃત્યુ અને અતૃપ્તિ જીવન છે ! આખું જગત્ એ અતૃપ્તિમાંજ તપતું જણાય છે !

થોડીવાર કોઇ કાંઇ બોલ્યું નહિ. અતિતની સઘળી સ્મૃતિ તેમના હૃદયમાં જાગી ઉઠી ! એવામાં તેમના માથા ઉપરની લતા—કુંજમાંથી એક કોયલે ટૌકાર કર્યો !

અહા ! એ કેવો પ્રાણોન્મત્તકર સ્વર છે ! મિહિરનું સર્વ શરીર રોમાંચિત બની ગયું ! તે પોતાના મનમાં બોલ્યો—" તૃપ્તિ મૃત્યુ અને અતૃપ્તિ જીવન છે !" ત્યારે હું શા માટે જીવન તજીને મૃત્યુને શરણે જતો નથી ?"

પ્રતિભાએ પૂછ્યું—" કેમ શું વિચાર કરો છો ?"

મિહિર—હું જીવન તજીને મૃત્યુને શરણે કેમ જતો નથી, તેનો વિચાર કરૂં છું ! તિક્ષ્ણ બુદ્ધિની પ્રતિભાએ જોયું કે મિહિરનો વિચાર-

પ્રવાહ ઘણો આગળ વધી ગયો છે. તે સ્નેહથી ધીરે રહીને બોલી—"જીવન શા માટે તજો છો? જીવનજ તમને વાંચ્છીત વસ્તુ મેળવી આપશે!"

મિહિર—પ્રતિભા! તું એવી ખોટી આશા મને ન આપ! વાંચ્છીત વસ્તુ મને નહિ મળે પણ તને તો મળશેજ. કારણ તું રાજનંદિની છે એટલે તને વાંચ્છીત વસ્તુ ઇચ્છા માત્રથી મળી શકે તેમ છે!

પ્રતિભા—અને તમને તે કેમ નહિ મળે?

મિહિર—મને તે ક્યાંથી મળે? હું નિરાધાર છું; પારકી આશા પર જીવનારો છું એટલે મ્હારી વાંચ્છીત વસ્તુ મને કેવી રીતે મળે?

પ્રતિભા—તમે શા માટે દુ:ખી થાઓ છો? તમને પણ તમારી વાંચ્છીત વસ્તુ મળશે!

મિહિર—ક્યારે?

પ્રતિભા—સમય આવશે ત્યારે. ફળ પાકું થાય છે ત્યારે તે પોતાની મેળે નીચે પડે છે!

મિહિર—પરંતુ પ્રતિભા...

પ્રતિભા—શું કહો છો, કહો?

મિહિર—ના, આજે નહિ. વળી કોઇ દિવસ કહીશ.

પ્રતિભા—તમારા મનની વાત આજે મ્હારાથી ગુપ્ત રાખશો?

મિહિરે દીર્ઘ નિશ્વાસ મૂક્યો. ચંદ્રચુડના શબ્દો તેને સાંભરી આવ્યા. તે નીચી નજરે બોલ્યો—"ના આજે નહિ કોઈ દિવસ કહીશ."

પ્રતિભા કાંઇ બોલી નહિ. તે નીચી નજરે ચાલી ગઇ. મિહિર અનિમેષ નયને પ્રતિભાની મધુર મૂર્તિ જોવા લાગ્યો.



## માતા-પિતાનો પરિચય.

" મિહિર ! કોઇ દિવસ શું કહેવાનો હતો; આજેજ કહેને ? "

લતાકુંજની એક બાજુથી ઉપલા શબ્દો બોલી એક મૂર્ત્તિ મિહિરની સન્મુખ આવીને ઉભી રહી ! મિહિર આશ્ચર્યચકિત થઇને જડ જેવો ઉભો રહ્યો. તે બોલ્યો–" આ શું ? તમે અહિં ક્યાંથી ? "

" હા; હું અહિં ક્યાંથી તે પછી કહીશ; પણ તું રાજકુમારીને એક દિવસ શું કહેવાનો હતો તે મને કહે ! "

તે મૂર્ત્તિ બલિષ્ઠ હતી; તેના માથા પર લાંબા લાંબા વાળ હતા; આ મૂર્ત્તિને અચાનક આવી સ્થિતિમાં જોઇને મિહિરનો અંતરાત્મા ફરી ગયો !

મૂર્ત્તિ તેવાજ સ્વરે પાછી બોલી–" આવી રીતે એકાંત સાધીને મ્હેં વાતચીત કરવાનો ઠીક પ્રસંગ હાથ કર્યો છે. "

આ સમયે મિહિર બોલ્યો–" તમે આ શું કહો છો ?

તે મૂર્ત્તિએ કહ્યું–" ના, બીજું કાંઈ નહિ; હું તો એમ કહું છું કે આવો વિશ્વાસઘાત કરવાનું કામ શું ત્હારા બાપદાદાથી ઉતરતું આવે છે ? "

મિહિર–મ્હેં કોની સાથે વિશ્વાસઘાત કર્યો ?

મૂર્ત્તિ–પોતાના આશ્રયદાતાની સાથે. તેમના નિષ્કલંક કુળને કલંક લગાડતાં તને શરમ આવતી નથી ? ત્હારા હાથમાં આ શું છે? બતાવ ! જોઉં એ કોની છબી છે ? "

મિહિર–મ્હેં મ્હારા આશ્રયદાતાની સાથે વિશ્વાસઘાત કીધો અને તેમના કુળને કલંક લગાડ્યું એમ તમે શા ઉપરથી કહો છો ? શું...

મૂર્ત્તિ–કેમ ત્હારો વિચાર લડવાનો છે ? નહિ પણ હમણાં મ્હારી

પાસે શસ્ત્ર નથી !

આ સમયે મિહિર કંઇક ઉત્તેજિત થઇને બોલ્યો–" એમ હોય તો શસ્ત્ર લઇ આવો. "

" મિહિર ! તું મોટો ભાગ્યશાળી છે કે ત્હેં રાજગૃહમાં આશ્રય મેળવીને રાજકન્યાની સાથે..."

મિહિર–પણ તમે ક્યાં ઓછા ભાગ્યશાળી છો.

" શું તું મ્હારી મશ્કરી કરે છે ? "

" એમ તે હોય ? તમે મહારાજાના ભત્રિજા છો, ભવિષ્યના રાજા છો; મ્હારાથી તમારી મશ્કરી થાય ? હું તો જે ખરૂં છે તે કહું છું ! "

" તું શું ખરૂં કહે છે મિહિર ! "

આ મૂર્ત્તિ તે બીજી કોઇ નહિ પણ હિંગનાસુંદરીનો ગુણવાન પુત્ર ભુષણ હતો !

ભુષણ ધીરે ધીરે ઉત્તેજિત થવા લાગ્યો. તેના સ્વર ગંભીર બન્યો. હાથની મુઠ્ઠીઓ વળી ગઈ. તે ક્રોધથી લાલચોળ આંખો કરીને ફરી બોલ્યો–" મિહિર ! તું ત્હારો જન્મ અને જીવનવૃત્તાંત શું ભૂલી ગયો ? તું કોણ ? ક્યાંથી આવ્યો ? કોના આશ્રય નીચે મોટો થયો? એ વાત શું ત્હારા મનમાં કોઈ દિવસ ઉદય થતી નથી ?

મિહિર–કોઇ દિવસ કેમ, દરરોજ ઉદય થાય છે ! આપની કૃપાથી તો તે વળી વિશેષરૂપે ઉદય થાય છે ! એ બાબતજ એવી છે કે તે મ્હારા મનમાં સદાય ઉદય થાય છે અને જીવનપર્યંત તે ઉદય થતી રહેશે !

ભુષણ–તું કહે છે કે મ્હારી કૃપાથી તે વિશેષરૂપે ઉદય થાય છે એનો શું અર્થ ?

મિહિર–આપે કૃપા કરીને એક દિવસ નનામો પત્ર લખીને મ્હારી

ચૌદ પેઢીનો ઉદ્ધાર કર્યો હતો તે શું હું એટલામાં ભૂલી જઈશ ?"

આ વખતે ભુષણુ કંઈક ગભરાઈને બોલ્યો—" શું મ્હેં લગ્યો હતો ? ના ના; એવું તને કોણે કહ્યું ? હું એવો કાયર નથી; તે તો હું જાણું છું કે તમે એવા નીચ ને કાયર નથી; પણ તમે મ્હારી સાથે આવો વ્યવહાર કેમ ચલાવો છો તે મને કહેશો ? તમારા મનમાં મ્હારા માટે શું છે તે જણાવશો ?" મિહિર કંઈક દૃઢ સ્વરે બોલ્યો.

ઈર્ષાથી અંધ બનેલો—દાંભિકતાથી પૂર્ણ થયેલો ભુષણુ ઉત્તેજિત સ્વરે બોલ્યો—" મ્હારા મનમાં બીજું શું હોય પણ તું રાજકુમારીનો પ્રણયપ્રાર્થી થયો છે તે કયા સાહસથી ? કયી યોગ્યતાથી ? એ શું ત્હારી દુરાકાંક્ષા નથી ? વળી તું તેની છબી ચીતરે છે, હંમેશાં તેના વિચારમાં તલ્લીન રહે છે એનું પરિણામ કેવું આવશે તે તું હજુ સુધી જાણતો નથી ?"

મિહિર—મ્હારા માટે તમારે આટલી બધી ચિંતા કરવાનું પ્રયોજન નથી ! મ્હારા કાર્યનું ગમે તેવું પરિણામ આવશે, તે ભોગવવાને હું તૈયાર છું; પણ તમે શા માટે મ્હારા જેવા એક નિર્દોષ માણસને આવાં કટુ વચન કહેછો ? શા માટે મ્હારા જન્મ અને જીવનને તમે દોષરૂપ જુઓ છો ?

ભુષણુ—ખરી વાત કહેવાનો સૌને અધિકાર છે. તું ત્હારાં માતા પિતાનો કોઈ પણ પરિચય આપી શકે તેમ છે ? તને ત્હારા કુલ. શીલ, વંશ અને જાતિની કંઈ ખબર છે ?

ચાંડાળનાં આ નિષ્ઠુર વાક્યો, વિષોક્ત બાણુની પેઠ મિહિરના હૃદયમાં વાગ્યાં ! તેનું મ્હોડું લેવાઈ ગયું અને આંખમાં આંસુ આવી ગયાં !

પરંતુ તેજ વખતે દેવવાણીની પેઠે તેના કાનમાં કોઈએ અમૃતધારા રેડી ! " હા—હા એ મને બધી ખબર છે ! ઉજ્જયિનીપતિ પરદુઃખ ભંજન વિક્રમાદિત્યના સભાપંડિત, જ્યોતિર્વિદ વરાહ એમના

પિતા છે અને એમની જનની સ્વર્ગવાસી થઈ છે; પરંતુ ત્હારામાં એવી શી યોગ્યતા છે કે તું એમનો પરિચય મેળવવા વ્યર્થ વળખાં મારે છે ?"

વિસ્મિત થયેલા મિહિરે રોમાંચિત શરીરે, મુગ્ધ નેત્રે જોયું તો મૂર્ત્તિમાન આશાની પેઠે પ્રતિભા તેના સામે ઉભી હતી ! તેના મુખ પર અપરૂપ દીપ્તિ હતી–આંખમાં અલૌકિક તેજસ્વિતા હતી !

હર્ષથી અને વિષાદથી મિહિર બોલી ઉઠયો–"પ્રતિભા ! પ્રતિભા ! ત્હેં આજે મને જીવિતદાન આપ્યું ! મ્હારા મૃત પ્રાણમાં સંજીવની સુધા રેડી ત્હેં મ્હારા પર મહદ્ ઉપકાર કર્યો ! શું મહાત્મા વરાહ મ્હારા પિતા થાય છે ? કર્મક્ષેત્ર ભારતભૂમિ–ઉજ્જયિની શું મ્હારૂં પ્રિય જન્મસ્થાન છે ? શુભે ! ત્હારી જ્યોતિર્વિદ્યાને ધન્ય છે ! રાજકુમાર ભુષણ ! પરમેશ્વર તમારૂં ભલું કરો. તમારા લીધેજ મને મ્હારા જન્મનો જાણવા જેવો વૃત્તાંત મળ્યો છે ! હવે મને કોઇપણ વાતનો ખેદ નથી; જો પરમેશ્વર હમણાં મને મૃત્યુ આપે તો હું આનંદથી મરણને શરણ થાઉં ! કારણ મ્હેં મ્હારા પિતાનો પરિચય મેળવ્યો છે; મ્હારા જીવનમાં એથી વિશેષ આનંદ બીજી કોઇ વાતે થાય એમ નથી !"

પોતાના સજ્જન હૃદયમાં આનંદની અમીધારા ઢાળતો મિહિર આનંદથી અધીરો બનીને ઉતાવળે ત્યાંથી ચાલી નીકળ્યો ! બીજી કોઇ વાત કહેવાની કે સાંભળવાની તેને ધીરજ ન હતી !

## ૧૬

## નિરાશ પ્રેમીની વાતો !

અચાનક પ્રતિભાને જોઇને ભુષણ ભયભીત બની ગયો. પ્રતિભાએ દૂરથી તેને આવતો જોયો એટલે તે રાજમહાલયમાં નહિ જતાં ધીરે ધીરે તેની પાછળ ગઈ; અને તેની બધી વાતચિત તેણે એક

ઝાડની ઓથે ઉભી રહીને સાંભળી.

કાયર ભુષણ, કંઇક ભય અને આવેશથી બોલ્યો–" આ કોણ? તું તો ઘેર ગઈ હતીને?! "

ભુષણની હવે પહેલાંના જેવી ઉગ્ર મૂર્તિ નથી; તેની વાતચિતમાં પણ હવે પહેલાંના જેવું કઠોરપણું નથી!

પ્રતિભાએ દ્દઢતાની સાથે કહ્યું–" તેથીજ તું ચોરની પેઠે તક સાધીને મિહિરને દુઃખ દેતો હતો! "

ભુષણ ક્ષમા, તું મને ચોર કહે છે?

પ્રતિભા–ન કહું? તું એકલો ચોરજ હોત તો મને ખોટુ લાગત નહિ, પણ તું ચોરની સાથે ચાંડાળ છે, નિષ્ઠુર છે અને રાજકુલનું કલંક છે!

ભુષણ–વિના કારણ તું મને આવાં કઠોર વચનો કહે છે પ્રતિભા!

પ્રતિભા–વિના કારણ? અરે નીચ! ત્હારા અપરાધની તો ક્ષમા પણ થાય એમ નથી!

ભુષણ–મ્હેં એવો શું અપરાધ કર્યો છે કે તું મને આવાં વાક્યબાણુથી વીંધે છે?

પ્રતિભા–હજુ પણ પ્રપંચ? નિષ્ઠુર, ખલ! વિના કારણ તું ઘડી ઘડી મિહિરને પજવે છે અને પાછો અપરાધનું પૂછે છે? ત્હેં શા માટે તેના પર જુઠ્ઠો પત્ર લખ્યો? એમ કરવાનું ત્હારે શું કારણ હતું? તેના પર મિથ્યા દોષારોપ મૂકીને તેના નિર્દોષ જીવનને કલંકિત કરવાનું ત્હારે શું કામ હતું?

પાપી–મિથ્યાવાદી કંઇક ગભરાટથી પ્રતિભાની વાતનો અસ્વીકાર કરતાં બોલ્યો–" મ્હેં? ના મ્હેં તો કોઇપણ જાતનો પત્ર લખ્યો નથી! મ્હારે શા માટે પત્ર લખવો પડે? "

પ્રતિભા–હજુ પણ જુઠ્ઠું બોલે છે? હમણાંજ ત્હેં ત્હારા મ્હોડે

કબુલ કર્યું હતું અને પાછો ફરી જાય છે ?

ભુષણ—ના: મ્હેં તો એવું તેવું કંઈ કબુલ કર્યું નથી; ત્હેં દૂરથી કંઇને બદલે કંઇ સાંભળ્યું હશે !

પ્રતિભા—એમ ? પણ તું હમણાં મિહિરને તેનાં માતાપિતા વિષે પૂછતો હતો તે શું જુઠું ?

પાપીથી આ વાતનો અસ્વીકાર થયો નહિ. નીચી દ્રષ્ટિ કરીને તે બોલ્યો—" હા; મ્હેં પૂછ્યું હતું ખરૂં ! "

પ્રતિભા—જ્યોતિર્વિદ્યાવિશારદ, રાજા વિક્રમાદિત્યના સભાપંડિત. તેજસ્વી વરાહનો વંશધર, જારજ ? આવું લખતાં ત્હારા માથે વજ્ર-પાત કેમ થયો નહિ ? !

પ્રતિભાની આંખો ક્રોધથી લાલચોળ બની ગઇ: જાણે તેમાંથી અગ્નિ વરસતો હોય એવું જણાવા લાગ્યું !

પાપીથી એ તેજ સહન થયું નહિ તેથી નીચી નજરે, ઘુંટણીયે પડીને પ્રતિભાના ચરણ સ્પર્શ કરતાં તે બોલ્યો—" ક્ષમા ! આ વખતે મને ક્ષમા કર. હવે હું એવું કદી પણ નહિ કરૂં. કહે, તું મ્હારી થઇશ ? ".

પ્રતિભા તુરત પાછી હઠી ગઇ અને ક્રોધથી બોલી—" નીચ ! આજે તું આવું બોલ્યો, પણ હવે પછી જો તું એવું બોલીશ અને મ્હારા શરીરને સ્પર્શ કરીશ તો નિશ્ચય રાજદંડથી દંડિત થઇશ ! "

ઉન્મત્ત બનેલો ભુષણ હસતાં હસતાં બોલ્યો—" રાજદંડ ? રાજ-દંડને હું તુચ્છ ગણું છું ! કેવળ હું તને ચાહું છું. મ્હારા શરીરમાં પ્રાણ છે, ત્યાં સુધી હું તને મિહિરની નહિ થવા દઉં ! "

પ્રતિભા—તું ત્હારો પ્રાણ ત્હારા હાથે ખોવા બેઠો છે ! ત્હેં પિતાને પણ એજ માટે એક પત્ર લખ્યો હતો કેમ ?

ભુષણ મનમાં બોલ્યો—" અરે ! એ પણ એ જાણી ગઇ !" પછી તે પ્રકાશપણે બોલ્યો—" હા; તેમને મ્હેં એક પત્ર લખ્યો હતો ખરો !"

પ્રતિભા—શા માટે તને એવી કુબુદ્ધિ સૂઝી ?

ભુષણ—ત્હારા માટેજ ક્ષમા—તું મને મળે એ માટે મ્હેં આવું કર્યું. એમાં તું કુબુદ્ધિ ગણ કે સુબુદ્ધિ ગણ ! કહે તું હવે મ્હારો સ્વીકાર કરીશ ? "

પ્રતિભા—નિર્લજ્જ ! પાછી એજ વાત ? દુરાચારી તું આવું કલંકિત જીવન લઇને પવિત્ર પ્રણયની આશા રાખે છે ? ધિક્કાર છે તને !

ભુષણ—તું મને ધિક્કારે છે અને દુરાચારી કહીને મ્હારા જીવનને કલંકિત ગણે છે; પણ તું જો મ્હારા પર કૃપા કરે તો પછી એ બધું એની મેળે સુધરી જાય એમ છે !

પ્રતિભા—આ જન્મે તો નહિ પણ જન્માંતરમાં નહિ ! ત્હારા જેવા અધમને શું હું મ્હારો પ્રેમ અર્પીશ ? શું ચંદ્રચુડની કન્યાનો પ્રેમ એવો તુચ્છ છે કે તે ત્હારા જેવા પાપાત્માને સહજમાં પ્રાપ્ત થઇ શકે ? !

ભુષણ—જો તે સહજમાં પ્રાપ્ત થતો ન હોય તો મને કહે, હું કઠોર તપસ્યા કરૂં ! ક્ષમા ! ખરેખર શું હું તું કહે છે તેવો અધમ છું ? મ્હારા અંતરમાં અદેખાઇનો અગ્નિ સળગાવનાર અને મ્હારી સુખ તથા સાહ્યબીનો નાશ કરનાર બીજું કોઇ નહિ પણ તુંજ છે ! હું ત્હારા માટે રાત દિવસ વિચારમાં ને વિચારમાં રહુંછું અને નહિ કરવાનાં કામો કરૂંછું ! વધારે શું કહું ક્ષમા ! ? ત્હારૂં આ અલૌકિક સૌન્દર્ય હું જ્યારે જોઉં છું ત્યારે ઉન્મત બની જાઉં છું ! ખરેખર ! તું કહે છે તેમ મ્હારી બુદ્ધિ બગડી છે; નહિ તો હું જાણી જોઇને શા માટે બળતા અગ્નિમાં પતંગિયાની પેઠે ઝંપલાઉં ? મ્હારૂં ચિત્ત અવશ બની ગયું છે, અદેખાઇથી આંધળું બની ગયું છે, નહિ તો મિહિર ને મ્હારે લેવા દેવા શું છે ? તે જારજ હોય કે સતીનો પુત્ર હોય તેમાં મ્હારૂં શું બગડે એમ છે ?

પ્રતિભા—પણ હવે તો તને વિશ્વાસ બેઠો ને કે મિહિર ઉજ્જ-

ચિનીપતિના સભાપંડિત વરાહનો પુત્ર છે ?

ભુષણ—તું જ્યારે કહે છે, ત્યારે તેનો અવિશ્વાસ કરે એવું કોણ છે ? ત્હારૂં વાક્ય, ત્હારૂં કહેલું ભવિષ્ય, સિંહલદ્વીપમાં દેવવાણીની પેઠ પૂજાય છે ! પણ મ્હારી શી દશા થશે ક્ષમા ! ?

પ્રતિભા—પાછી એને એજ વાત !

ભુષણ—જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી એ વાત તો રહેવાનીજ. કારણ ત્હારી આશા મ્હારાથી મૂકી દેવાય તેમ નથી ! જો તને એ ગમતું ન હોય તો તું ત્હારા હાથે મ્હારો નાશ કર ! કોઇ જોશે નહિ, કોઇ જાણશે નહિ; આવા એકાંત સ્થાનમાં, આવા પવિત્ર સમયમાં, જો હું ત્હારા હાથે મરીશ તો મોટો ભાગ્યશાળી થઇશ ! કેમ દયા કરીને મને મારીશ ?

પ્રતિભા—ખરેખર ! તું ભાગ્યહીણ છે.

ભુષણ—એ વાત ત્હેં આજે જાણી ક્ષમા ! ? હું હીણભાગી છું; નહિ તો તું મને શા માટે આમ ઠોકર મારે !

અભાગીની આંખમાં આંસુ આવ્યાં; પ્રતિભાએ તે જોયાં. દયાથી પરવશ થઇને તે બોલી—" શા માટે રડે છે ? મ્હારાથી શું થાય એમ છે ? ત્હારૂં ભાગ્યજ તને આવી સ્થિતિમાં મૂકે છે; નહિ તો તને પારકા ભાગ્યની અદેખાઇ શા માટે થાય ? પણ આવી અદેખાઇ કરીને તું શું મિહિરનું ભાગ્ય ફેરવી શકીશ ?"

પ્રતિભાનાં આ વાક્યો અભાગીના અંતરમાં વાગ્યાં. થોડીવાર મૌન રહી તે એક દીર્ઘ નિશ્વાસ મૂકીને બોલ્યો:—

" મિહિરનું ભાગ્ય મ્હારાથી ફેરવી નહિ શકાય, પણ શું સિંહલની રાજકન્યા ખરેખર ! તેના પિતાના એક સામાન્ય આશ્રિત યુવકની સાથે લગ્ન કરશે ? શું રાજકુલની હંમેશની પ્રથા નષ્ટ થશે ! હાય ! ક્ષમા ! ત્હારૂં કુળનું અભિમાન અને ઉંચું જ્ઞાન ક્યાં ગયું ?"

પ્રતિભા—તે કહેવાને હું નવરી નથી. જો હવે મ્હારૂં વધારે અપમાન કરીશ નહિ. ત્હારા જેવા નારકીના મ્હોડે મ્હારા કુળની અને જ્ઞાનની નિંદા થાય તે હું વધારે વખત સાંખી શકીશ નહિ. મૂર્ખ ! તું કુળના અભિમાનની વાત શું સમજે ? ત્હેં અદેખાઇથી અંધ બનીને એક યોગ્ય વ્યક્તિને જારજ ઠેરવ્યો અને મ્હારા સુખમાં કાંટા નાંખવાને માટે નીચ ઉપાયથી ધર્માત્મા પિતાને ડૂબાવ્યા—તેમના મનમાં ક્ષોભ ઉત્પન્ન કર્યો, એ શું ત્હારૂં કુળનું અભિમાન ?

આત્મ-અપરાધથી અપરાધી બનેલો ભુષણ, પોતાના અંતરમાં હવે ચોકખી રીતે સમજ્યો કે નીચ ઉપાયથી કોટી કાળે પણ ઉચ્ચ વસ્તુ પ્રાપ્ત થતી નથી. તે હવે સમજ્યો કે તેનો ગુપ્ત પત્રજ તેનો કાળ થયો છે-ક્ષમા તેને અતિશય ધિક્કારની નજરે જુએ છે. તેથી તે અતિ વિનયથી આર્ત સ્વરે બોલ્યોઃ—

" ક્ષમા ! મને કહેતાં શરમ આવે છે. મ્હેં એકવાર કહ્યું છે અને ફરી પણ હું તને વિનવીને કહું છું કે તું મને ક્ષમા કર ! અકપટ રીતે ચોકખા અંતઃકરણથી મને ક્ષમા કર ! ત્હારૂં નામ ક્ષમા છે. એકવાર નામનું માહાત્મ્ય દેખાડ અને આ અનુતપ્ત શરણાગતને હૃદયની સાથે... ! "

પ્રતિભા—તને ક્ષમા કરવાને હું તૈયાર છું, પણ તે એક શરતે. હવે પછી તું ભૂલથીયે મને અન્યભાવે સંભારે નહિ તો હું તને અંતઃકરણથી ક્ષમા કરીશ !

" અં ! " ભુષણ જાણે એકદમ આકાશમાંથી ભૂમિ પર પડ્યો હોય એમ થયું ! તે નિરાશ થઇને બોલ્યો—" અં ! આ જીવનમાં મ્હેં જે આશાને હૃદયમાં પોષણ કરી છે તે શું નિષ્ફળ નીવડશે ? ખરેખર નિષ્ફળ નીવડશે ? શું તું મ્હારી નહિ થાય ? "

પ્રતિભા ઘડી ઘડી તું એ વાત શા માટે કહે છે ? તું એને ભુલી જા—એને સ્વપ્ન સમજીને ભૂલી જા. જો પિતાની હયાતી પછી મ્હને,

ઐશ્વર્ય અને આ સોનાનું સિંહલ-એ સૌ ત્હારૂં થશે; હું એને માટે કદી પણ હક્ક નહિ કરૂં. હું આજે ત્હારી પાસે પ્રતિજ્ઞા કરૂંછું કે, મ્હારે પિતાની સમ્પતિમાંનું કાંઇ પણ નહિ જોઇએ.

નિરાશાના સાગરમાં ડૂબકાં ખાતો ભુષણ થોડી વાર કાંઇ બોલ્યો નહિ. પછી મર્મને વીંધી નાંખે એવો એક દીર્ઘ નિશ્વાસ મૂકીને તે બોલ્યો–" અરે ! ધન, સંપદ્ તુચ્છ છે અને ત્હારૂં સિંહાસન પણ મ્હારે તુચ્છ છે ! તું જો મ્હારી સાથે હોય અને હું એક અરણ્યમાં નિવાસ કરતો હોઉં તોપણ તે મ્હારે મન રાજવૈભવ સમાન છે ! ક્ષમા ! તું મ્હારા પ્રેમને પગની ઠોકરે મારે છે અને મને એક સાધારણ ભિક્ષુક જેવો માનીને ધનનો લોભ દેખાડે છે, એ ઉપરથી મને સમજાય છે કે મ્હારૂં મૃત્યુ પાસેજ છે ! તોપણ ત્હારા હાથે હું મરત તો સુખી થાત ! મ્હારી એટલી એક છેલ્લી આશા પણ તું પૂર્ણ નહિ કરે ?"

ક્ષમા થોડીવાર વિચારમાં પડી કંઈ બોલી નહિ. અંતે તે કંઇક દ્રઢતાથી બોલી–" એ બધું હું જાણતી નથી; પણ ભાગ્યમાં હોય તો એમ પણ થાય ! હું શું કરૂં ? અને મ્હારાથી શું થાય એમ છે ?"

" જો એમ થાય–ત્હારા હાથે મ્હારૂં મરણ થાય–તો એ રીતે પૂણ હું મ્હારા મનને શાન્ત કરીશ !"

નિરાશ-પ્રાણ ભુષણ ધીરે ધીરે ત્યાંથી ચાલ્યો ગયો.

પ્રતિભાં વિચારવા લાગી–" વિધિના લેખ કોણ ફેરવી શકે એમ છે ? અરેરે ! ભુષણ મરશે અને મ્હારે તેનું નિમિત્ત થવું પડશે ! ત્યાર પછી મ્હારૂં ભાગ્ય ! તેતો સાથેજ છે. હાય ! મિહિર આવું કર્યા છતાં પણ હું તને સુખી કરી શકીશ નહિ ! સુખ ! સુખ એ શબ્દ વિધાતાએ મ્હારા લલાટમાં લખ્યોજ નથી !

પણ એનું પરિણામ–મ્હારા પ્રેમનું પરિણામ કેવું આવશે એ જો કે હું હજી સુધી જાણતી નથી; તોપણ તેનો કંઇક ભાસ મને થાય છે. પણ ફરી એક વાર કોઇ શુભ ક્ષણ સાધીને હું મ્હારા

જન્મપત્રિકા જોઇશ. જ્યોતિષનું ગણિત બધી વખતે ફળતું નથી; કારણ તેમાં ઘડી ઘડી ભૂલાં પડી જવાય છે અને વળી ક્ષણ અને કાળનો હેરફેર તો પગલે પગલે થાય છે. જો એમાં વાળ જેટલો પણ તફાવત પડી જાય છે તો ગણિત જુદું પડે છે અને એકની ભૂલથી જ્યોતિષશાસ્ત્ર જેવું મહાન શાસ્ત્ર નિંદાખોરોની તૃપ્તિનું સાધન બને છે! પણ હવે તો હું સુક્ષ્મ રીતિથી એની કુંડળી કહાડીશ, અંકની માત્રા પણ તેવીજ સુક્ષ્મ ગણતરીથી કરીશ, સહજ પણ ફેર પડવા નહિ દઉં; મહેનત તો છે, પણ તે કર્યા વિના છૂટકો નથી !

"મિહિરનો જન્મ અને તેનું જીવનવૃતાંત શોધી કહાડવામાં મને કાંઇ થોડી મહેનત પડી હતી? દશ વર્ષ સુધી એક સરખી મહેનત અને કાળજી રાખી ત્યારે કંઇક જણાયું કે તે કોણ છે? પણ આવું શબ્દે શબ્દનું મળતાપણું મ્હેં કોઇ પણ ઠેકાણે દીઠું નહિ. અહા! મિહિરને આજે કેવો આનંદ થયો હશે! મિહિરને આનંદિત જોઇને મને પણ આનંદ થાય છે! ખરેખર! મિહિર ભાગ્યશાળી છે. નહિતો તે આવી રીતે બધાનો સ્નેહ શી રીતે મેળવત? અને હું પણ તેને બધું જાણ્યા છતાં મ્હારો પ્રેમ કેમ અર્પણ કરત?

હાય! અભાગી ભુષણ મ્હારા પર ક્રોધ કરીને ચાલ્યો ગયો; તે પોતાના મનમાં મને અને મિહિરને શાપ દેતો હશે; પણ તેમાં હું શું કરૂં? હું કોણ? મિહિર કોણ? અને ભુષણ કોણ? કોનામાં એવી શક્તિ છે કે વિધિનું વિધાન ફેરવી શકે? હાય! કોની લીલાથી અમે પળે પળે જય પરાજયની રમત રમતાં હઇશું? શું કેવળ ઇચ્છા કરવાથી હું તને ચાહી શકત? ના ભુષણ! એમ કદી પણ થાત નહિ. તું સ્વાર્થી વિચારોને વશ થઇને એવું ધારે છે, કે એમાં મ્હારી આડાઇ છે, પણ ના; તેમ નથી. જો ઇચ્છા કરવાથીજ એક બીજાને ચાહી શકાતું હોત તો, મનેજ તેવી ઇચ્છા કેમ થઇ નહિ? ત્હેં કંઇ કહેવામાં બાકી રાખી નથી, વિનય અને આજીજી કરવામાં પણ

તેં કોઈ જાતની ઉણપ રાખી નથી; ત્હારૂં મન પણ મ્હારા પ્રેમમાં રચી પચી રહેલું છે; અને તું મને ખરા પ્રેમથી ચાહે છે, છતાં મ્હારૂં મન ત્હારા પર ન ચોંટયું તે નજ ચોંટયું ! અને મિહિર ? ના; તેણે તો મને કોઇ વખત કંઈ કહ્યું પણ નથી; વળી પહેલવહેલાં તો તે કંઈ અભાવ દેખાડતો હતો, તોપણ મ્હારૂં મન તેના તરફ ખેંચાયું. આવું આકર્ષણ કોણ કરતું હશે ? ચુંબક જેવી રીતે લોઢાને ખેંચે છે, અગ્નિ જેવી રીતે પતંગનું આકર્ષણ કરે છે અને મરણ જેવી રીતે જીવનને બોલાવી લે છે, તેવી રીતે સૌ જાણ્યા છતાં અને બધું સમજ્યા છતાં મ્હેં મ્હારો પ્રેમ મિહિરને શા માટે અર્પણ કર્યો ? એનું મૂળ કારણ શું ? તું કહીશ કે રૂપ ! બાલ્ય પ્રણય ! પણ એમ તો ઘણાંઓને થાય છે અને ઘણાંઓ જીવનના સાથી તરીકે એક બીજાની સાથે જોડાય છે, પણ બધે ઠેકાણે એ નિયમ ચાલી શકતો નથી ! તું કહીશ કે શું ત્હારા માટેજ વિધાતાએ જુદો નિયમ ઘડયો છે ? હું કહીશ કે હા, વિધાતાની ઇચ્છા એવી છે. તે મને બોલાવે છે, તેજ મને આવું આકર્ષણ કરે છે; નહિ તો એનું પરિણામ—ઓહ ! પરિણામ અતિ ભયાનક જાણ્યા છતાં, હું શા માટે મ્હારૂં જીવન તેને અર્પણ કરૂં; એ બધું શું હું કરૂંછું ? ના. એક જણ છે—એક જણ એવું કરે છે ! તેજ બધું કરે છે; તેજ હા ને ના કરે છે અને ના ને હા કરે છે ! આપણે અભિમાનમાં આંધળાં થઇને કહીએ છીએ કે—"હું કરૂં છું !" હાયરે ! જીવ ! આજ ત્હારૂં સામર્થ્ય ? આજ ત્હારી સ્વતંત્રતા ? અને તે છતાં તને આટલો બધો દંભ અને આટલું બધું અભિમાન ! "

આવા આવા અનેક વિચાર પ્રવાહમાં તણાતી પ્રતિભા, સાયંકાળના સમયે રાજમંદિર તરફ ગઇ.

આજે તેના મુખારવિંદ પર પહેલાંના જેવી કમનીય કાન્તિ ન હતી. તે સરસ સજીવ ભાવ આજે કોણ જાણે ક્યાં સંતાઈ ગયો હતો !

જાણે તેણે કંઇ ગૂમાવ્યું હોય અને તેને તે પોતાના આખા જીવનમાં મેળવી શકે તેમ ન હોય; એવા ભાવે, એવા વિચારે, તે ઉદાસ અને દુઃખી અંતરે રાજગૃહમાં ગઈ.

## ૧૨

## જન્મભૂમિની અભિલાષા.

કુલાચાર્ય પુરંજય તે ઠેકાણે બેઠા હતા. પ્રતિભાને જોતાંજ તે હર્ષથી બોલી ઉઠયા–" આ કોણ ક્ષમા ?! તું આવી તે ઠીક થયું. અમે ત્હારીજ વાત કરતા હતા. બેટા ! આજે ત્હેં ત્હારાં માતાપિતાને આ વૃદ્ધ ગુરૂને અને રાજપરિવારને એક જાતની ઉત્કંઠામાંથી મુક્ત કર્યા છે ! આખું સિંહલ તને આશીર્વાદ દેશે; આજે ત્હેં મહાત્મા વરાહ–પુત્ર મિહિરનું જન્મ–વૃત્તાંત પ્રકાશ કરીને ત્હારા જીવનને ધન્ય કર્યું છે !"

પ્રતિભા શરમથી નીચું જોઇને બોલી–" એ બધું આપની કરૂણા અને આશીર્વાદનું ફળ છે ! આપે મને જે કંઈ શિખવ્યું હતું તેનોજ મ્હેં પરિચય આપ્યો છે ! "

પુરંજય–ના ક્ષમા, એમ નથી. મ્હેં તને શું શિખવ્યું છે, તેમ હું તને શું શિખવી શકું તેમ છું ? ત્હેં ત્હારી અમાનુષી શક્તિના બળેજ આવો વિજય મેળવ્યો છે ! ત્હારી ગણિત વિદ્યાને ધન્ય છે અને ત્હારા સામુદ્રિક જ્ઞાનને પણ ધન્ય છે ! ત્હારા ગુરૂ–આ વૃદ્ધની જ્ઞાન અને બુદ્ધિથી જે વસ્તુ અગમ્ય હતી તે વસ્તુને ત્હેં આજે પ્રત્યક્ષ કરી દેખાડી ! બેટા ! ત્હારી પ્રતિભા અસાધારણ છે અને ત્હારો ધ્યાનયોગ પણ તેવોજ અલૌકિક છે ! જગદીશ્વરની પુરેપુરી કૃપા વિના આવી શક્તિ કોઇથી પ્રાપ્ત થઇ શકે તેમ નથી. વત્સે ! ચિરાયુષ્મતી થા અને જગતમાં અક્ષય કીર્તિ પ્રાપ્ત કર !

પ્રતિભા–દેવ ! એવું થશે કે ? એવું સૌભાગ્ય મ્હારૂં થશે કે ?

પુરંજય–થશે; નહિ કેમ થાય ? તને એવું સૌભાગ્ય પ્રાપ્ત નહિ થાય તો થશે કોને ? જગદીશ્વરે તને આ શક્તિ વૃથા આપી નથી. તે ત્હારા શક્તિ–મંદિરમાં અધિષ્ઠિત છે !

પ્રતિભા–અને તે તમારા ભક્તિ–મંદિરમાં અધિષ્ઠિત નથી ? દેવ ! તમે કહો છો તે ખરૂં, પણ મ્હારામાં તેવી ભક્તિ કયાં છે ? તમારા જેવી નિર્મળ ભક્તિથી મ્હારાથી ભગવાનને કયાં બોલાવાય છે ?

આચાર્ય હસતાં હસતાં બોલ્યા–" મ્હારા જેવી નિર્મળ ભક્તિ ? હું હવે સમજ્યો ! તે ભલે ન હોય પણ ત્હેં ત્હારી શક્તિવડે તેને મેળવ્યાં છે ! મ્હારામાં તેવી ભક્તિ કયાં છે ? ત્હારા જેવી શક્તિ નથી તો નથી પણ ભક્તિયે નથી; મ્હારી પાસે કાંઈ નથી. "

ચંદ્રચુડ હસીને બોલ્યો–" વાતનો રંગ ઠીક જામ્યો છે; આજની રાત એવાજ આનંદમાં જાય તો સારૂં. મિહિર ! કેમ ભાઇ, તું કાંઇ બોલતો નથી ? "

મિહિર–હું શું બોલું ? આનંદથી મ્હારૂં હૃદય ગાંડુઘેલું બની ગયું છે તેથી મ્હારે શું બોલવું તેની મને સમજણ પડતી નથી ! આ વખતે કોઈ આવીને મને પ્રહાર કરે અથવા કોઇ જાતનું એવું માનસિક દુઃખ દે, કે જેથી મ્હારી છાતી હલકી થાય અને હું આનંદના અવસાદથી કંઇક સ્થિર થઇને બેસું ! કુમાર ભુષણને આ વખતે બોલાવ્યા હોત તો બહુ સારૂ થાત !

રાણી ચિત્રાવતી એ સાંભળીને ગભરાઇ ગયાં. તે વહેલાં વહેલાં બોલ્યાં–" બેટા ! તેનું નામ લઇશ નહિ. તેનું નામ સાંભળતાં મ્હારૂં શરીર કંપી ઉઠે છે ! "

મિહિર બોલ્યો–" ના, મા, એવું કહેશો નહિ. એક રીતે ભુષણજ મ્હારો બંધુ છે. તેણે જો મને દુઃખ દીધું ન હોત તો આજનો અપૂર્વ આનંદ આપણે મેળવી શકત નહિ ! તેણેજ મ્હારાં માતાપિતા

વિષે કુતર્ક કરીને મ્હારૂં જન્મ અને જીવન–વૃત્તાંત શોધી કહાડવામાં સહાયતા કરી છે ! તેણે આવું કર્યું ન હોત તો પ્રતિભા કંઇ રાત દિવસ પરિશ્રમ કરત નહિ અને મ્હારૂં જન્મ–વૃત્તાંત પ્રકાશમાં આવત નહિ ! ”

પુરંજય–તું કહે છે તે ખરૂં છે. ભૂગોળ, ખગોળ, પાતાળ વિષયક જ્યોતિર્વિદ્યા, સામુદ્રિક, પ્રશ્ન–ગણના, રેખાદિ વિચાર, હસ્ત-પાદાદિનું લક્ષણ નિર્ણય, કાકચરિત્ર, ઇત્યાદિ ગ્રંથો જોવામાં મ્હેં બાકી રાખી નહતી. મિહિરને માટે એવું શું હોય કે જે હું કરી શકું નહિ ? પણ બરાબર કંઈ મળ્યું નહિ; ભારતની ઉજ્જયિની મળી, જ્યોતિર્વિદ મળ્યા, ઉચ્ચકુળ મળ્યું; પણ માતા કોણ, પિતા કોણ અને આવી દૈવવિડમ્બના શાથી થઇ, તે કંઇ મળ્યું નહિ ! અંતે રાજનંદિની પ્રતિભા સુંદરી–વિદ્યાવતી ક્ષમાએ અક્ષરે અક્ષર ભવિષ્ય ભાખ્યું ! કેવું આશ્ચર્ય ! મ્હારી અને મિહિરની ગણના, ક્ષમાએ કરેલી ગણનાની સાથે બરાબર મળતી આવી ! મિહિરના જીવનની બીજી વાતો મહારાજ તમને સમજાય તેવી નથી. વળી તે તમને ઠીક પણ નહિ લાગે; કારણ તે નીરસ, કર્કશ અને વિરક્તિકર છે ! ”

ત્યાર પછી તે પ્રતિભાની સામું જોઇને બોલ્યા–“ કહે બેટા ! દૈવ દુર્ઘટનાની વાત ત્હેં શોધી કહાડી કે નહિ ? બાળક–મિહિર તામ્ર પાત્રમાં તણાતો તણાતો ઠેઠ ઉજ્જયિનીથી સિંહલ સુધી શી રીતે આવ્યો, તે ત્હેં શોધી કહાડયું કે નહિ ? ”

પ્રતિભા–ના, એ વાતની મ્હેં હજુ સુધી શોધ કરી નથી; પણ પહેલાંના જેવી મોહેન્દ્ર ક્ષણ મળશે કે હું તુરતજ એની શોધ કરીશ. એ માટે હવે ચિંતા કરવા જેવું નથી. મૂળ મળ્યું છે એટલે હવે શાખા પણ મળશેજ !

પુરંજય–ત્યારે તુંજ એ શાખાને શોધી કહાડજે ! હું તો સદાશિવ પાસે સદા એવુંજ માગુંછું કે ત્હારી અદ્ભુત જ્યોતિર્વિદ્યાના

અભાવથી આ સોનાનો સિંહલ હંમેશાં ગૌરવવાળો રહે! કેમ મિહિર ! શું વિચાર કરે છે ? માતાપિતાનો પરિચય મળ્યો, જન્મ અને જીવન-વૃત્તાંતથી તું જાણીતો થયો એટલે ત્હારૂં ચિત્ત હવે સિંહલ પર ચોંટશે કે ? જોજે સઘળાની માયા તજીને, રાજા રાણીનો સ્નેહ-પાશ તોડીને ઉજ્જયિની ન્હાશી જતો નહિ ! કેમ કાંઇ બોલતો નથી ?

મિહિર—ગુરૂદેવ ! તમે અંતર્યામી છો; તમારી પાસે મનોભાવ ગુપ્ત રખાય તેમ નથી ! ઘણા દિવસથી જન્મભૂમિનાં દર્શન કરવાની અભિલાષા થાય છે. ઉજ્જયિની ક્યાં હશે ? તે કેવી હશે ? ત્યાં માણસો કેવા હશે ? એ બધું જોવાની મને બહુજ ઇચ્છા થાય છે !

મિહિરનાં આવાં વાક્યો સાંભળતાની સાથે રાણી વ્યાકુળતાથી બોલી ઉઠી—" ના—ના—ના, એવી ઇચ્છા કરીશ નહિ. આ સિંહલમાં રહીનેજ તું ત્હારી સઘળી ઇચ્છા પૂર્ણ કરજે. અહિં શું તને કોઇ જાતનું દુઃખ છે ?

મિહિર ગદ્‌ગદ્ કંઠે બોલ્યો—" મા, તમારા જેવો માતૃસ્નેહ ભોગવવા જે માણસ ભાગ્યશાળી થયો છે તેને કોઈ પણ જાતનું દુઃખ હોઇ શકે નહિ. પણ..."

એટલામાં વચ્ચેજ ચંદ્રચુડ ઉતાવળે બોલી ઉઠયો—" ના, મિહિર ! હવે ત્હારૂં " પણ " ચાલે એવું નથી ! આ સિંહલનેજ તું ત્હારી " જનની—જન્મભૂમિ " જાણજે ! "

મિહિર ફરી કાંઇ બોલ્યો નહિ. તે નીચું જોઇને બેસી રહ્યો: પણ રાજારાણીના આવા પ્રતિવાદથી તેની ઇચ્છા હતી તેનાથી બમણી પ્રબળ બની ગઇ ! તો પણ તેણે પોતાના મનનો ભાવ કોઇને જાણવા દીધો નહિ !

આચાર્ય મનમાંને મનમાં હસ્યા. ભવિતવ્ય જોઇને તેમને હસવું આવ્યું ! તેમણે શું જોયું અને કેમ હસ્યા, એ તેમના સિવાય બીજા કોઇના જાણવામાં આવ્યું નહિ !

અને પ્રતિભા ? તેતો સૌ કરતાં ઘણી આગળ નિકળી ગઇ હતી; અને તેથીજ તેના મનમાં અત્યારે કોઇ પણ જાતના તરંગો ઉઠતા ન હતા; તેતો કેવળ વિધિ લિપિનો આશ્ચર્યકારક મહિમા વિચારતી, અનિમેષ નયને મિહિરને જોતી હતી !

૧૮

## ભુષણ અને દુષણ !

એક નિર્જન પહાડના શિખર ઉપર બેઠો બેઠો ભુષણ કાંઇક વિચાર કરે છે ! ક્ષમાના પ્રેમમાં નિરાશ થઇને તે અત્યારે એક ભયંકર નિશ્ચયની ચિંતા કરે છે ! ભૂખ, દુ:ખ અને નિરાશાથી તેણે દેહ ભાનને વિસારે નાંખ્યું છે. પોતે કયાં બેઠો છે, શું કરે છે, તેનું એને સહજ પણ ભાન હોય એમ જણાતું નથી ! ઘડી ઘડી ભયંકર વિચારો કરવાથી તેનું મન વિદ્રોહી બની ગયું છે ! તેની આંખો લોહીના ટીપા જેવી લાલ જણાય છે, તેના કેશ રૂક્ષ થયેલા દેખાય છે અને તેનું વદન વિરસ અને સુકાયેલું માલમ પડે છે ! પરંતુ તેના વિરસ અને સુકાયેલા વદન પર અત્યારે દ્રઢતાનાં સ્પષ્ટ ચિહ્નો દ્રષ્ટિગોચર થાય છે ! આખા દિવસનો સૂર્યનો સખ્ત તાપ તેણે માથા પર સહન કર્યો છે—આખા દિવસમાં તેણે કંઇ ખાધું નથી—પાણીનો પણ સ્પર્શ કર્યો નથી—તે કેવળ એકાગ્ર મને વિચાર કરે છે કે હવે શું કરવું ?

તે વિચારે છે કે આપઘાત સિવાય બીજો ઉપાય નથી ! અસહ્ય નિરાશાના હાથથી હતભાગી પોતે પોતાના હાથે પોતાની હત્યા કરી, છૂટો થવા માગે છે !

અરે ! તેનાં નયનની પલકહિન દ્રષ્ટિ કેવી ભયંકર દેખાય છે ! ? તેનો દીર્ઘ નિશ્વાસ પણ કેવો ગંભીર અને હૃદયને વીંધી નાંખનારો જણાય છે ! ? હાય ! તેના ઉન્હા નિશ્વાસથી પહાડ ઉપરનાં ઝાડપાન પણ ઉષ્ણ થઇ ગયાં છે !!

( અભાગી વિચારે છે ) "હવે શા માટે ? શા માટે હવે જીવનની મમતા કરવી ? જ્યાં જીવન નિષ્ફળ જેવું છે, ત્યાં આ દેહ ધારણનો લાભ શું ? સઘળી આશા નાશ પામી છે તો પછી નિષ્ફળ જીવનનું પ્રયોજન શું ? એથી કોઈ ઇચ્છા પૂરી થાય એવી નથી, તો શા માટે મરણને શરણ ન થવું ? હવે તો આપઘાત કરીનેજ હું મ્હારી સઘળી જ્વાળા નિવારીશ ! એને માટે આ સ્થાન અને આ સમય યોગ્ય છે ! કોઇ જોશે નહિ, કોઇ જાણશે નહિ, બસ આ ઉંચા પહાડ ઉપરથી આંખો મીંચીને નીચે પડતું નાંખવું એટલે થયું ! નહિ તો આ કટાર, કઠણ જીવ કરીને છાતીમાં ભોંકી દેવી એટલે પત્યું ! આ બેમાં કયી રીત ઉત્તમ અને ઓછા દુ:ખની છે ?"

તે આવાને આવા અનેક વિચારો કરે છે પણ તેમાંથી કોણ જાણે કેમ કોઈ છેવટના નિર્ણય પર આવતું નથી ! વળી પાછો તેના અંતરમાં દ્વેષનો અગ્નિ સળગ્યો ! ચોતરફથી તેના વિષમય વિચારોએ વાયુનું કામ કર્યું ! તેના અંતરમાં એકી વખતે હજારો વીંછીએ ડંખ માર્યા હોય એવી વેદના થઇ આવી ! પાપી પાછો અધીર બન્યો અને ઉન્મત્ત ભાવે વળી બોલી ઉઠયો:–

" પણ મિહિર જીવતો રહેશે તેનું કેમ ? એમ થશે તો ક્ષમા તેની થશે–જરૂર તેની થશે; હું મરીશ તો તેમાં તેમનું શું જશે ? મ્હારા મરણથી તેમને તો ઉલટી નિરાંત થશે–બધો અંતરાય નીકળી જશે; એમ થશે તો બન્ને જણાં એક બીજાને ગળે બાઝીને ફરશે ! એ મ્હારાથી કેમ સહન થાય ? ઓહ્ ! ત્યારે તો મ્હારાથી નહિ મરાય ! મ્હારા મ્હોતનો માર્ગ પણ તેઓ બન્ને જણાં આવી રીતે રોકીને બેઠાં છે ! હવે મ્હારાથી નિરાંતે કદી પણ નહિ મરાય !"

હળાહળ–વિષનો સ્રોત વહેવા લાગ્યો–કોઈપણ જાતના અટકાવ વિના નિરંકુશપણે તેના દ્વેષી અંતરમાં દ્વેષનો અગ્નિ સળગવા લાગ્યો ! વેર લેવાના વિચારો તેની નસે નસમાં ભરાયા તેથી તેનું રાક્ષસી

લોહી ઉકળ્યું. તે દાંત કચકચાવીને વિકટ સ્વરે બોલ્યો:–

"પહેલાં મિહિરનું લોહી પીશ, ત્યાર પછી મરવું હશે તો મરીશ! પહેલાં અભિમાની ક્ષમાને મ્હારા અપમાનનો બદલો આપીશ, ત્યાર પછી મરવાની વાત. હમણાં નહિ! કટ્ટા શત્રુને હસતો મૂકીને મરવું? ના ના એતો કાયરનું કામ! એમાં લાભ થશે તેમને અને મ્હારે નસીબે તો મરવાનુંજ! ના; એમ કદી પણ નહિ બને!

"પણ ક્ષમાને મ્હારાથી નહિ મરાય–મ્હારાથી તેને મારી નહિ શકાય! તેનું લોહી જોતાંજ મ્હારો પ્રેતાત્મા કમ્પી ઉઠશે! તે જીવતી રહે અને છાતી માથું કુટતી 'હાય! મિહિર! હાય! મિહિર' કરીને ફરતી ફરે, તોજ મ્હારો જીવ નરકમાં પણ શાન્તિ પામે! હા; એજ પ્રમાણે થવું જોઇએ–એમ થાય તોજ મ્હારી ઇચ્છા પૂર્ણ થયેલી કહી શકાય!!"

"પણ એ કામ થાય શી રીતે? મિહિર મ્હારા પંજામાં આવે શી રીતે? ચોતરફ ચોકીદારો રહે છે; વળી મ્હારા ઉપર તો સઘળા સંદેહ રાખે છે! બધાની આંખમાં ધુળ નાંખીને કોઇપણ રીતે આ પહાડ ઉપર હું મિહિરને લઇ આવું તોજ મ્હારી ઇચ્છા પૂર્ણ થાય એમ છે! આ દુષણ આવ્યો!"

દુષણ આ પાપીનો અનુચર છે. જેવો ભુષણ તેવોજ દુષણ છે! બન્નેનાં નામ જેવાં મળતાં છે તેવાં કામ પણ મળતાંજ છે! બન્ને એક બીજાના મ્હોડામાં થુંકે એવા શઠ અને ખળ છે!

દુષણ પોતાના સ્વામીને જોતાંજ આતુરતાથી બોલ્યો–"મહા-રાજ! તમે અહિં ક્યાંથી?"

ભુષણ કંઇ બોલ્યો નહિ. સેવકની સામું જોઇને તેણે એક વિકટ નિશ્વાસ મૂક્યો!

દુષણ ફરી બોલ્યો–"હું તમને ક્યારનો શોધું છું. આખો દિવસ હું તમારી શોધમાં રખડયો; છેવટે આ પહાડ પર તમને જોઇને

મ્હારા જીવને નિરાંત થઇ ! હજી સુધી તમે કંઇ ખાધું હોય એમ જણાતું નથી !"

ભુષણુ બોલ્યો–" હવે ખાવાનું કેવું ! હવે તો મરાય તો છૂટકો થાય !"

દુષણુ–કેમ મહારાજ ! તમને શું દુઃખ છે કે મરવાને માટે ઇચ્છા કરો છો ? તમને જે કંઇ દુઃખ હોય તે કહો, તમારો આ દાસ પ્રાણુ આપીને પણુ તેનો પ્રતિકાર કરશે !

ભુષણુ કંઇક ઉત્સાહમાં આવીને બોલ્યો–" તું મ્હારા દુઃખનો પ્રતિકાર કરીશ ? મ્હારો જીવ શાન્ત કરીશ ? મને મરતાં ઉગારીશ ?"

દુષણુ બોલ્યો–" હા; મહારાજ હા ! તમારા માટે મ્હારો પ્રાણુ તૈયાર છે ! કહો, તમને શું દુઃખ છે ?"

દુષણુ–મિહિર મ્હારો કટ્ટો શત્રુ છે, મ્હારા જીવનનો કંટક છે. એ પાપીને તું અહિંયાં લઈ આવ ! આ ઠેકાણે, આ વનની અંદર, આ નિર્જન પહાડના ઉપર તેને કોઇપણુ રીતે તું લઇ આવ ! આજે બને તો આજે અથવા જ્યારે બને ત્યારે ! કેમ એ કામ તહારાથી બની શકશે ?

દુષણુ–બસ, એટલુંજ ?

ભુષણુ–હા; એટલુંજ ! નહિ તો હું મરી જઈશ–આપઘાત કરીને સઘળા દુઃખમાંથી છૂટો થઇશ ! દુષણુ ! મ્હારા જીવતાં શું ક્ષમા તેની થશે ?

દુષણુ–તમો જીવતાં રાજકન્યા શું તેની થાય ? જ્યારે એમ થાય ત્યારે તો થઇ રહ્યું ! મહારાજ ! કાલે શું ? આજેજ–આજ ઘડીએ હું તમારી ઇચ્છા પૂર્ણ કરીશ !

ઉત્સાહથી ભુષણુ ઉભો થયો ! પિશાચ સ્નેહથી સેવકના ગળામાં હાથ નાંખી બોલ્યો–" તું આ શું કહે છે ? તું કેવી રીતે તેને અહિં

લઇ આવીશ ?"

દુષણુ-તમારો શત્રુ અહિંજ છે !

ભુષણુ-અહિંજ છે, એટલે ? શું તે આ પહાડ ઉપર છે ? મિહિર શું આટલા તેટલામાં છે ? બોલ જલદી બોલ !

દુષણુ-હા-હા, મિહિર અહિંજ છે. તે શૈલેશ્વરની પૂજા કરવા આવ્યો છે ! ત્યાં તો મોટી ધામધુમ થઇ રહી છે !

ભુષણુ-હા; હવે મને સમજાયું ! અભાગીનાં માબાપ ઓળખાયાં તેના આનંદમાં એ શૈલેશ્વરની પૂજા કરવા આવ્યો હશે ! પણુ એની સાથે તો માણુસો હશે.

દુષણુ-ના; સાયંકાળ પછી પૂજા થવાની છે એટલે હજુ સુધી કોઇ આવ્યું નથી. રાજકન્યા અને તે છોકરાનેજ મ્હેં હમણાં મંદિર આગળ જોયાં હતાં. બન્ને જણાંઓએ શિકારીનો પોષાક પહેરેલો છે એટલે હું ધારૂં છું કે તેઓ વનમાં શિકાર કરવા જવાનાં હશે.

ભુષણુ-તું આ શું કહે છે ? ત્યારે તો આજ વખત આપણે સાધવો જોઇએ ! અહા ! દુષણુ ! ત્હેં આજે મને કેવા આનંદના સમાચાર આપ્યા ! હું તને મનગમતું ઇનામ આપીશ ! હમણાં તો આ લે, જે પાસે છે તે હું તને આપું છું !

દુષણુ-મહારાજ ! આપના અન્નથી તો આ દેહ પોષાયો છે ! ના-ના એને રહેવા દો !

ભુષણુ-ના લે કાનમાં પહેરી લે !

પિશાચ પ્રભુએ પિશાચ અનુચરના હાથમાં રત્નજડિત કુંડળ અર્પણુ કર્યાં !

આનંદથી દુષણુ મનમાં ને મનમાં બોલ્યો-"આજે હું કોનું મ્હોડું જોઇને ઉઠયો હઇશ ? કાનમાં પહેરી લઉં ? નહિ એ તો જુલુમણિને માટેજ રહેવા દઉં !" પછી તે પ્રકાશપણે બોલ્યો-"મહારાજ !

હવે હું જાઉં છું કારણ કે અહિં વધારે વખત ખોટી થઇશ તો કામ બગડી જશે ! ”

ભુષણ—તું જાય છે તો ખરો, પણ તેને અહિં શી રીતે લાવીશ ? વળી તેની સાથે ક્ષમા છે તેનું કેમ ?

દુષણ—તેને માટે ચિંતા કરશો નહિ. જેવો સમય હશે તે પ્રમાણે હું વર્તીશ. મ્હારાથી આ વેષે નહિ જવાય માટે બીજો કોઈ વેષ બદલીને જઈશ અને તેને ગમે તેમ કરીને અહિં લાવીશ; તે બાબત તમારે કોઇ પણ જાતની ચિંતા રાખવી નહિ !

ભુષણ—ઠીક ત્યારે જો; પણ જોજે બહુ હોંશીઆર રહેજે. ક્ષમા એમાંનું સહજ પણ જાણવા પામે નહિ.

દુષણ ના; તે જાણે એવો હું તેને વખતજ નહિ આપું હવે હું જાઉં છું. તેને પ્રણામ કરીને તરતજ દુષણ ત્યાંથી ચાલી ગયો !

પાપી ભુષણ પોતાના મનમાં વિચારવા લાગ્યો –” આજે શું થાય છે તે હવે જોવાનું રહ્યું ! પણ એમાં હવે જોવાનું શું છે ? હવે તો મિહિર નહિ કે હું નહિ ! અને વખતે બન્ને જણાં સાથે ખપી ગયાં તોયે ચિંતા નહિ ! મ્હેં તો મરણને હાથે કરીને માગીજ લીધું છે પણ શત્રુને મારીને મરાય તો જીવ અધોગતિએ જાય નહિ ! ક્ષમા ! જ્યારે આવું થશે—ત્હારો પ્રિયતમ જ્યારે મરણને શરણ થશે ત્યારે ત્હારો ગર્વ, અહંકાર અને તેજ ક્યાં રહેશે ? ત્હારૂં રૂપ, ત્હારૂં યૌવન કે જેને લઇને તું આટલું બધું કરે છે તે ક્યાં રહેશે ? રાજકુળના પરાપૂર્વથી ચાલી આવેલા નિયમને લઇને મ્હારો ત્હારા પર હક હતો તે હકને ત્હેં ગણકાર્યો નહિ અને એક રઝળતા માબાપ વિનાના છોકરાને ત્હેં ત્હારો પ્રેમ અર્પણ કર્યો ! તને મ્હેં કેટલી વિનવી, કેટલી સમજાવી પણ તું એકની બે થઈ નહિ ! અરે ! તું નારી થઇને આટલી નિર્દય બની ? મને રીબાવી રીબાવીને મારતાં તને સહજ પણ દયા ના આવી ? જોઉં છું; એનો બદલો મ્હારાથી લેવાય છે કે નહિ !

ત્યારપછી મ્હારૂં મૃત્યુ ! તે તો સાથેજ છે; જ્યારે ઈચ્છા થશે ત્યારે હું મૃત્યુને આલિંગન કરીશ !"

સ્થાન, કાળ અને પાત્રનો એકજ ઠેકાણે સંયોગ થયો છે! હવે શું થાય છે તે આપણે જોઇએ!

૧૯

## કાંટો નીકળી ગયો !

શૈલેશ્વરનું મંદિર નગરથી દોઢ કોશને અંતરે આવેલું હતું. એ એક સાધારણ દેવાલય હતું પણ સિંહલમાં શિવધર્માવલંબી આજ શિવમંદિરમાં પૂજા કરતા હતા કારણ દેવતા જાગ્રત હતા.

શિવભક્ત ધર્મશીલ રાજા ચંદ્રચુડ આજે ષોડશોપચારે મોટી ધામધુમથી શૈલેશ્વરની પૂજા કરવા આવનાર હતો. મિહિરનું જન્મવૃત્તાંત જાણ્યાથી તેને અપાર આનંદ થયો હતો અને તેથી તેણે ભક્તિભાવે કૃતજ્ઞ અંતરથી દેવતાની અર્ચના કરવાનું ધાર્યું હતું. આની પહેલાં ગૃહદેવતાની અર્ચના તેણે એક શુભ દિવસ જોઇને કરી હતી.

સાયંકાળ પછી પૂજાનો સમય હતો. રાજા-રાણી, અમાત્ય અને બીજું સરદારમંડળ નિમેલા સમયે સ્વારીના રૂપમાં આવવાનું હતું; પરંતુ પ્રતિભા અને મિહિર તો મધ્યાહ્ન પહેલાં અતિ શુભ લગ્ન અને અપૂર્વ મોહેન્દ્ર ક્ષણ સાધીને અહિં આવ્યાં હતાં.

આજે તેમના મનમાં આનંદ અને ઉત્સાહ સમાતો ન હતો. શિવપૂજા નિમિત્તે આજે તેઓ નગરની બહાર લગભગ અરણ્યની અંદર આવી પહોંચ્યાં હતાં. અરણ્ય જોઇશું, અરણ્યમાંના પહાડ જોઇશું, પહાડમાંથી વહેતાં ઝરણો જોઈશું ઈત્યાદિ નવું નવું જોવાની ઇચ્છાથી તેઓ ઉત્સાહમાં આવી ગયા હતાં. વળી એક બે વન-પશુ અથવા વરાહનો શિકાર કરવાની તેમની ઈચ્છા હતી. ગુરૂ પાસેથી

સંપાદન કરેલી ધનુર્વિદ્યાનો કંઇક પરિચય આપવાને તેઓ બન્ને જણાં આતુર થઈ ગયાં હતાં. આવાં આવાં અનેક કારણોને લીધે તેઓ આનંદમાં ઉન્મત્ત બની જાય એમાં આશ્ચર્ય જેવું ન હતું !

કહેવાની જરૂર જેવું નથી કે હવે મિહિર અને પ્રતિભાની વચ્ચે પહેલાંના જેવો સંકોચ રહ્યો નથી ! જે દિવસથી મિહિરનું જન્મવૃત્તાંત જાણવામાં આવ્યું તે દિવસથી ચંદ્રચુડે બન્નેને સંપૂર્ણ સ્વતંત્રતા આપી દીધી હતી ! એટલે આજના દિવસની તો વાતજ કહેવાની નથી !

પ્રતિભા અને મિહિરનો આજનો વેશ અપૂર્વ જણાય છે ! બન્ને જણાંએ શિકારીનો દિવ્ય પોષાક પહેર્યો છે ! તેમની કમનીય કાયા ઉપર ધનુષ બાણ અતિ અપૂર્વ શોભા આપી રહ્યાં છે ! દેહના લાવણ્યથી, કમનીય કાન્તિથી, માધુર્યમય મુખકમળથી એકદમ જોનારને ઓળખાય પણ નહિ કે આમાં પુરૂષ કોણ અને સ્ત્રી કોણ ! બન્ને જણાંના હાથમાં હીરાના વલય, ગળામાં ગજમૌક્તિકમાળાનો હાર, કાનમાં હીરાનાં કુંડળ અને માથા પર સુંદર શીરપેચ ! આવી રીતે તેઓ મનોહર વેશથી, મધુર મૂર્તિથી આમતેમ ફરતાં હતાં. જાણે બે મનોહર દેવબાળકો રમવાને માટે પૃથ્વી પર ઉતર્યાં હોય એમ જણાતું હતું !

શૈલેશ્વરના મંદિરની આજુબાજુ ફરતાં ફરતાં અંતે તેઓ અરણ્યની અંદર પેઠાં. કદી ચંચળ હરણની પાછળ, કદી સસલાની પાછળ તો કદી એવાંજ બીજાં વનપશુની પાછળ તેઓ દોડવા લાગ્યાં ! આવી રીતે તેઓ ઘણીવાર સુધી અરણ્યમાં દોડયાં; તેમાં એક બે હરણનો શિકાર કર્યો પણ વરાહ અથવા તેના જેવાં બીજાં હિંસક પ્રાણીનો તેમનાથી શિકાર થઇ શક્યો નહિ ! એટલુંજ નહિ પણ તે એમને કાંઈ ઠેકાણે મળ્યાં પણ નહિ; તે માટે તેઓ પોતાના મનમાં કંઇક દુ:ખી થયાં.

આ તરફ સાયંકાળની તૈયારી થઈ. સૂર્યનારાયણ પશ્ચિમ તરફ

ઝળવા લાગ્યા. હવે તેમનું તેજ કે તાપ એમાંનું અત્યારે કંઇ જણાતું નથી. અરણ્યની અંદર અડધો તડકો અને અડધી છાયા પ્રસરી રહેલી જણાય છે ! વૃક્ષનાં પાંદડાં પર કાચા સોના જેવો રંગ ઝગઝગાટ મારી રહ્યો છે. પશ્ચિમ દિશાના આકાશમાં લાલ, કાળો, સફેદ, સોનેરી ઇત્યાદિ રંગ એકત્ર થઇને અપૂર્વ શોભા આપી રહ્યો છે !

મિહિર બોલ્યો—" પ્રતિભા ! ત્હારી રમત પણ બહુ અદ્‌ભુત છે હોં ! આખો દહાડો નકામો ગયો—શિકાર કરવા જેવું કંઈ મળ્યું નહિ અને ખોટાં રખડી રખડીને થાકી ગયાં ! બે ઘડી એક ઠેકાણે નિરાંતે બેસાયું પણ નહિ. એના કરતાં તો મંદિરમાંજ બેઠાં હોત તો મનને આનંદ થાત ! "

પ્રતિભા—કેમ ? તમને અહિં આનંદ ન થયો ? આટલું બધું જોયું તે છતાં તમને સંતોષ ન થયો ? એથી વધારે જોવાની તમને શું ઇચ્છા થાય છે ?

મિહિર—ના; હું કંઇ મ્હારી વાત કરતો નથી પણ ત્હારી કરૂં છું !

પ્રતિભા—તે કેવી ?

મિહિર—કેવી તે એવીજ કે ત્હારૂં જોવું પણ જાણે વિજળીના જેવું ! ચકિતની પેઠે એક વસ્તુ જોઇ કે બીજી પર નજર ! પણ ત્હારૂં ક્યું કામ વિજળીના જેવું નથી ? જોવું, સાંભળવું, ચાલવું, ફરવું, બોલવું એ બધામાં જાણે વિજળીનો વેગ !

પ્રતિભા—વહેલાં વહેલાં વિદાય થવું છે, તેથી હું એમ કરૂં છું !

મિહિર—તે વળી શું ?

પ્રતિભા—બીજું કાંઇ નહિ; પણ જેને જીવનની પાસે વહેલી વિદાયગીરી લેવાની હોય છે, તે બધું ચટપટ જોઇ લે છે ! જુઓને આ ઝાડપાન વહેલાં ધ્વંસ થાય છે, તેથી તેઓ કેવાં વહેલાં વહેલાં

વધે છે ! પણ તમને તો એવું ગમતું નથી; તમે તો ધીરે રહીને બધું જોવા માગો છો; કેમ એમજને ?

મિહિર—ત્હારાં માર્મિક વચનો મ્હારાથી દરેક વખતે સમજાતાં નથી એ મ્હારી બુદ્ધિનો દોષ કહે અથવા બીજું ગમે તે કહે; પણ તું "જીવનની વિદાયગીરી"ની વાત કહે છે તે શું ? શું તું મ્હારા પહેલાં વિદાય થવા ઇચ્છે છે ? જો એમ થશે તો પ્રતિભા ! મ્હારી શી દશા થશે ?

પ્રતિભા—એમ બ્હીશો નહિ; એમ થવાને હજુ બહુ વિલંબ છે. આતો વાત પરથી વાત નીકળી એટલે મ્હેં તમને સહજ કહ્યું !

મિહિર—ના; પ્રતિભા ! એવા શબ્દો તું ફરી બોલીશ નહિ; એથી મને પારાવાર દુઃખ થાય છે ! સાંભળ; જ્યાં સુધી મ્હેં મ્હારૂં જીવન-વૃત્તાંત જાણ્યું ન હતું, ત્યાં સુધી ખરૂં બોલાવે તો મને મ્હારા જીવન પર મમતા ન હતી, તેમ કોઈ જાતની એવી આશાને પણ મ્હેં મ્હારા અંતરમાં સ્થાન આપ્યું ન હતું: પણ હવે મ્હારી બધી સ્થિતિ બદલાઈ ગઈ છે ! કારણ મને જીવનની જ્યોતિ જણાઈ છે અને તેથી અંતરમાં સુખના તરંગો ઉછળે છે ! માટે હવે ત્હારે એવા શબ્દો બોલવા જોઇતા નથી !

પ્રતિભા—પણ કહો જોઇએ; હું ખરેખર તમારી પહેલાં જાઉં તો તમે શું કરો ?

મિહિર—પાછી એની એજ વાત ! પ્રતિભા તું દિવસે દિવસે બહુ નિર્દય બનતી જાય છે !

પ્રતિભા—કદાચ હું ભુખણની થાઉં તો ?

મિહિર—જો એવું કહીશ તો હું આ અરણ્યમાં જતો રહીશ—પછી તું મને કોઈ દિવસ જોવા પામીશ નહિ !

પ્રતિભા—કદી પિતા ના પાડે—આપણાં લગ્ન માટે સંમતિ ન આપે તો ?

મિહિર–" તો મિહિરનું આયુષ્ય પુરૂં થઇ જશે!"

અતિ સ્નેહથી મિહિરના ગળામાં હાથ નાંખીને પ્રતિભા બોલી– " તમારા શત્રુનું આયુષ્ય પુરૂં થાય અને તમે સો વર્ષ જીવતા રહો! અરે ! પણ આ શું ?!"

" બાપરે ! કોઈ દોડોરે !! મને વરાહ મારી નાંખે છે ! કોઈ આવોરે ! બચાવોરે !! " એવો એક ભીતિસૂચક આર્તનાદ ઘણેજ દૂરથી સંભળાયો " એ શું હશે !" ચકિત ભાવે એટલું કહી, તુરત પ્રતિભાએ ધનુષ્ય પર બાણ ચઢાવ્યું ! મિહિર પણ તેજ પળે વીરપણે ધનુષ્ય લઇને તૈયાર થઈ ગયો !

અરણ્યમાંથી પાછો આર્તસ્વર સંભળાયો !

" બાપરે ! કોઇ બચાવો !! કોઇ દુઃખીના પ્રાણનું રક્ષણ કરો !"

પ્રતિભાની કમનીય કાન્તિ ઉપર થઇને જાણે એકદમ વિજળી સરી ગઇ હોય, તેવું તેનું વદનમંડળ થઈ ગયું ! તેની આંખમાં અગ્નિ વધવા લાગ્યો ! માથા પરનો શીરપેચ પડી ગયો ! અતિ ચંચળભાવે તે બોલી ઉઠી:–

મિહિર ! મિહિર ! તમે અહિં ઉભા રહો ! અહિંથી એક પગલું પણ આગળ ભરશો નહિ ! હું હમણાં પાછી આવું છું !!"

મિહિર તેવાજ સ્વરે બોલ્યો–" ના તું નહિ; હું જાઉંછું ! હુંજ એ વિપન્ન પથિકનો ઉદ્ધાર કરીશ !"

" ના મિહિર ના; આપણે બન્ને જણાં એકજ દિશાએ જઇએ તે ઠીક નહિ ! તમે આ રસ્તો રોકીને ઉભા રહો; વખતે વરાહ આ રસ્તે પણ આવે !"

સ્વર લક્ષ્ય કરીને તીર વેગે પ્રતિભા દોડી; ફરી તેણે ઉત્તરની અપેક્ષા કરી નહિ. પગમાં ઘડી ઘડી કાંટા વાગવા લાગ્યા, ઝાડ પાનના વેલાઓ તેના માર્ગનો અવરોધ કરવા લાગ્યા, તોયે પડતી આખડતી, શરીરની વેદના સહન કરતી, કોઈ પણ જાતના વિઘ્નની દરકાર નહિ

કરતી, પ્રતિભા! દયામયી પ્રતિભા! દુઃખીનું રક્ષણ કરવાને માટે અવિરામ ગતિથી દોડવા લાગી! પેલો સ્વર પણ હવે પાસે સંભળાવા લાગ્યો. " આ વરાહ મને મારી નાંખે છે! કોઈ આવો, મ્હારૂં રક્ષણ કરો!! "

આ તરફ મિહિર પણ ચંચળ બની ગયો છે! તે ધનુષ્ય પર બાણ ચઢાવીને ઉત્કંઠિત ચિત્તે કાન માંડી રહ્યો છે, કે સ્વર કયી દિશા તરફથી આવે છે! પણ હવે તો કોઇ પણ જાતનો શબ્દ સંભળાતો નથી! ધાર્યા કરતાં પ્રતિભાને ગયાને વિલંબ પણ વધારે થયો છતાં તે કેમ પાછી ફરી નહિ?

પ્રતિભા કેમ આવી નહિ? મિહિરના પ્રાણ ઉડી ગયા! તેની ચંચળતા પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ વધતી ગઈ! અતિશય વ્યાકુળ ચિત્તે તે આમ તેમ ફરવા લાગ્યો! પ્રતિભા! ક્યાં છે? પ્રતિભા ક્યાં છે તે સ્વર? ક્યાં છે તે વરાહ?

અરણ્યની ગંભીર નિસ્તબ્ધતા ભંગ કરીને, દિગ્મંડળને કમ્પાયમાન કરીને, ભયથી વ્યાકુળ કંઠે, અતિ ઉચ્ચ સ્વરે, મિહિરે બૂમ પાડી–

" પ્રતિભા! પ્રતિભા!! "

પ્રતિ–ધ્વનિએ ગંભીર સ્વરે ઉત્તર દીધો–" પ્રતિભા! પ્રતિભા!!" " હાય! " એટલું કહીને મિહિર દોડ્યો–જ્ઞાન શૂન્ય બનીને તે ઉંચે શ્વાસે દોડ્યો! તેના મુખમાંથી અવિરામે એજ મર્મભેદી ધ્વનિ નીકળવા લાગ્યો!–

" પ્રતિભા! પ્રતિભા!! "

એટલામાં હાંફતો હાંફતો એક માણસ તેની પાસે આવ્યો. મિહિરને દોડતો અટકાવીને તે બોલ્યો–" આ તરફ–આ તરફ–આ વરાહ આવે છે, મને મારી નાંખશે–મ્હારી રક્ષા કરો!! "

વીર કંઠે, પરિપૂર્ણ સાહસે મિહિર બોલ્યો–" ક્યાં છે? વરાહ ક્યાં છે? "

પ્રતિભા જે દિશા તરફ ગઈ હતી, તે દિશાથી બીજી ઉલટીજ દિશા દેખાડીને તે માણુસ બોલ્યો–" આ તરફ–આ તરફ ! પણુ હાય ! હાય !! પેલા સુંદર બાળકનું કોણુ જાણે શું થયું હશે !?"

આ શબ્દો સાંભળતાની સાથે મિહિરનું હૃદય ચીરાઇ ગયું ! તેની આંખો આગળ અંધકાર છવાઇ ગયો ! "ક્યાં છે ? વરાહ ક્યાં છે ? પેલો સુંદર બાળક ક્યાં છે ?" અતિ વ્યાકુળતાથી મિહિરે પેલાને પ્રશ્ન કર્યો.

"હું ધારૂંછું કે તે હજી આગળ ગયો હશે; આપણે તેની શોધમાં જઇશું ?" તે માણુસે પૂછ્યું.

મિહિરની તે સમયની સ્થિતિ કોઇ પણુ પ્રકારનો વિચાર કરવાને અનુકૂળ ન હતી. તે દૃઢતાથી કઠોર કંઠે બોલ્યો–" તેની શોધ આપણે કરવીજ જોઇએ ! ચાલ !"

"પણુ આગળ તો ઘોર વન છે અને ત્યાર પછી પહાડ આવે છે." તે માણુસે કહ્યું.

"ચાલ !" પાછા તેવાજ ભીષણુ સ્વરે મિહિરે કહ્યું. તેના સ્વરમાં અને તેની મૂર્ત્તિમાં ભીષણુ સૌન્દર્યનો સમાવેશ થયો હતો !

એક પળને માટે તે માણુસ ચમક્યો. ત્યાર પછી તે પોતાના મનમાં બોલ્યો–" હા ! હવે એ અંતરની લાગણીથી કહે છે એટલે ફિકર જેવું નથી !"

આગળ તે માણુસ અને પાછળ મિહિર એમ બન્ને જણા ચાલ્યા. મિહિર વ્યાકુળતાથી બોલ્યો–" ચાલ, વહેલો ચાલ. પ્રતિભા ! પ્રતિભા !!" તે માણુસે કહ્યું–" આવા ઘોર વનમાં તમે બૂમો પાડો છો તે કોણુ સાંભળે ? આપણે આગળ ચાલો એટલે તેની ભાળ લાગશે !"

મિહિરે તેની વાત પર સહજ પણુ ધ્યાન આપ્યું નહિ. પાછા

તેવાજ સ્વરે વ્યાકુળ બનીને તેણે બૂમો પાડવા માંડી–" પ્રતિભા ! પ્રતિભા ! ! "

ઝાડનાં પાંદડે પાંદડે તે સ્વરનો પડઘો પડયો. " પ્રતિભા ! પ્રતિભા ! "

ઉન્મત્ત મિહિરે, ઉત્તેજિત સ્વરે તે માણસને પૂછયું–" ક્યાં છે પ્રતિભા ? કયાં છે વરાહ ? "

" હા, આટલામાં તો કંઇ જણાતું નથી; પણ તે બાળકનું કંઇ ભલું ભુંડું ન થાય તો સારૂં ! " તે માણસે કંઇક વિચારમાં પડીને કહ્યું.

" અં ! " એટલું કહીને મિહિર તેજ પળે ત્યાં બેસી ગયો ! તેણે અતિશય નિરાશાપૂર્ણ દ્રષ્ટિથી તે માણસ તરફ એકવાર જોયું ! એટલે તે માણસના રૂપમાં આવેલા શયતાને વખત વિચારીને મિહિરને કહ્યું–" કેમ નિરાશ થઇને બેસી ગયા. આ જુઓ ! સામે પહાડ જણાય છે, તેના પર ચઢીને આપણે જોઇએ કે તે બાળકનું શું થયું અને પેલો વરાહ પણ ક્યાં ગયો ? તમે એમ ગભરાઇ જશો નહિ; તેના હાથમાં પણ તમારા જેવુંજ તીરકામઠું હતું તેથી તેણે વરાહના સામે પોતાનો બચાવ વખતે કર્યો પણ હોય. તે બાળક શું તમારો ભાઇ થાય ? "

મિહિરનું લક્ષ તેની વાત પર ન હતું. કદાચ હોત તો પણ તે વખતે તેને પ્રતિભા સિવાય બીજો કોઈ પણ જાતનો વિચાર કરવાની શક્તિજ ન હતી.

" હા કે ના " કહ્યા વિના મંત્ર–મુગ્ધની પેઠે મિહિર તે શઠની પાછળ પાછળ ચાલ્યો.

ખરેખર ! તે સ્થાન ઘોર વન જેવુંજ હતું. તેનાથી થોડે છેટે એક પહાડ હતો. મિહિરને સાથે લઇને તે મહા ખળ ધીરે ધીરે પહાડ પર ચઢયો.



ભુપણના શબ ઉપર બેસીને પ્રતિભાએ મિહિર સાથ લગ્ન કર્યું.
જુઓ પાનું ૧૦૦ મું

ધારેલા સ્થળે પહોંચ્યા પછી તે બોલ્યો–" આવો જોઇએ, પહાડની ટોચ પર ચઢીને આપણે જોઇએ કે તે બાળકનું શું થયું ?"

દુઃખ અને શોકથી વ્યાકુળ બનેલો મિહિર જડ જેવો બની ગયો ! દ્રષ્ટિથી ચોતરફ જોઇને તે બોલ્યો–" હાય ! પ્રતિભા તું ક્યાં હશે ? ત્યારે શું આ માણસ કહે છે તેમ કંઈ થયું હશે ?" આટલું બોલતાની સાથે તેનું માથું ફરવા લાગ્યું. તેની આંખો આગળ અંધકાર તરવા લાગ્યો, તે વિકલ કંઠે પાછો બોલી ઉઠ્યો–" પ્રતિભા–સિંહલરાજનંદિનિ–ક્ષમા ! ગઇ–મને મૂકીને–મ્હારી સાથે વિશ્વાસઘાત કરીને ચાલી ગઈ ?"

એટલામાં અચાનક એક માણસે આવીને વિષથી ભરેલાં તીવ્ર વાક્યવડે મિહિરને કહ્યું–" ત્હારી સાથે તે વિશ્વાસઘાત થાય ? હમણાંજ સ્વરૂપવતી ક્ષમા, આ પહાડ પર આવીને તને વરમાળ આરોપશે ! જો એમ ન થાય તો પછી પવિત્ર પ્રેમનું વિચિત્ર આકર્ષણ કેમ જણાય ?"

મિહિર ચમક્યો ! વિસ્મિત થઇને તેણે જોયું તો પોતાની સામે કૃતાન્તરૂપી ભુષણને ઉભેલો જોયો ! તેના હાથમાં એક મોટી કટાર હતી ! ભયથી કમ્પીને મિહિર બોલ્યો–" આ કોણ ભુષણ ?! તમે અહિં ક્યાંથી ?!"

" હું તમારૂં મધુર–મિલન જોવાને માટે અહિં આવ્યો છું !"

" અં ! એટલે સુધી ?!" હાથમાંનું ધનુષ્ય હાથમાં લેતા ન લેતામાં તો પાપી ભુષણે પેલા ખળને–પોતાના પાપી અનુચરને ઇશારાથી કહ્યું–" દુષણ !"

તરતજ દુષણે પાછળથી મિહિરનાં ધનુષ્ય બાણ લઇ લીધાં ! નિરાધાર બનેલા મિહિરે એક તીવ્ર કટાક્ષ નાંખીને ભુષણ પ્રતિ કહ્યું–" આટલો બધો પ્રપંચ !"

" એ પ્રપંચ નહિ પણ પ્રેમની પરીક્ષા છે ! " પિશાચ અનુચરે એટલું કહીને મિહિરનાં ધનુષ્ય બાણ પહાડની નીચે ફેંકી દીધાં !

આવું જોઇને મિહિર અતિશય ધિક્કારથી બોલ્યો–" ભુષણ ! આનું નામ વીરત્વ ? આવું કાયરના જેવું નીચપણું અને વિશ્વાસઘાત કરવાનું શું પ્રયોજન હતું ? "

ભુષણ–પ્રયોજનનું પૂછે છે ? તેની શું તને ખબર નથી ? અરે ! પારકા અન્નથી પોષાયેલા કુતરા ! તું શું જોઇને સિંહના શિકારમાં હાથ ઘાલે છે ? આવ, ત્હારા લોહીથી મ્હારૂં શરીર શિતળ કરૂં ! ઓ ! હું જીવતાં, ક્ષમા ત્હારી થાય ?

મિહિર–આટલા માટેજ તું ચોરની પેઠે મ્હારી ગુપ્ત હત્યા કરવા તૈયાર થયો છે કેમ ? નિર્દય ! ચંડાળ !

પિશાચ અનુચરે પાછળથી મિહિરના બન્ને હાથ બાંધ્યા એટલે પાપી ભુષણે સમય સાધીને પોતાની કટાર ઉંચકી ! અતિ ભયંકર મૂર્ત્તિ ધારણ કરીને તેણે મિહિરનો નાશ કરવા પોતાનો હાથ ઉંચક્યો !

હરિ હરિ ! આ શું ? અચાનક કોણ જાણે ક્યાંથી એક ભયંકર કાળો નાગ આવ્યો અને તેણે પ્રચંડ રીતે મહા પાપી ભુષણને દંશ દીધો ! ! અને બરાબર તેજ પળે–વળી આ શું ? અચાનક એક બાણ આવ્યું અને અચૂક તાકેલા નિશાન પ્રમાણે મહાપાપી ભુષણનું મસ્તક ભેદીને ચાલ્યું ગયું ! !

એ કોનું બાણ હશે ? એ કોનું અવ્યર્થ સંધાન હશે ? ધન્ય છે તેની ધનુર્વિદ્યાને ! એક બાણેજ મહાપાપીને રૂધિર ધારાથી પ્લાવિત કરી મૂક્યો અને જોતજોતામાં તો તે બેશુદ્ધ થઇને પૃથ્વી પર પડ્યો ! એક તરફ સર્પ–વિષની વેદના અને બીજી તરફ બાણની વેદનાથી પાપીના પ્રાણ ટળવળવા લાગ્યા !

અને બીજી તરફ–જોતાં ન જોતાંમાં, આંખની પલક મૂકતાં ન મૂકતાંમાં–આ શું ? વળી એક બીજું તીક્ષ્ણ બાણ આવ્યું ! એ પણ

પહેલાંના જેવું અવ્યર્થ સંધાન હતું—અચૂક તાકેલું નિશાન હતું. તેણે આવીને પેલા પિશાચ અનુચરની છાતી વીંધી નાંખી !!

ભયભીત બનેલા મિહિરે અતિ વિસ્મિતભાવે, એકવાર ઉંચે આકાશ તરફ અને પછી પૃથ્વી તરફ જોયું ! તેનાથી કાંઈ પણ સમજાયું નહિ એટલે તે સ્તંભિત બનીને થોડીવાર ઉભો રહ્યો. શું કોઇ અદશ્ય દેવતાએ તેના પ્રાણ રક્ષણને માટે એક પલકમાં આવા અદ્ભુત ઉપાયથી, તેના મોટામાં મોટા બે શત્રુઓ આવી રીતે પૃથ્વી પરથી ઉંચકી લીધા હશે ?

તે દેવતા સાકાર હશે કે નિરાકાર ?

આશ્ચર્યના મહાસાગરમાં ગોથાં ખાતાં ખાતાં મિહિરે એકવાર નજર ઉંચકીને સામું જોયું ! તેણે શું જોયું ? તેણે જોયું કે, તેને બચાવનાર—તેના પ્રાણનું રક્ષણ કરનાર, ખરેખર ! સાકાર દેવતાજ હતા : તે દેવતાયે બીજા કોઇ નહિ, પણ તેની માનસ પ્રતિમા તેની જીવનરક્ષાકારિણી, અપૂર્વ તેજોમયી પ્રતિભાસુંદરી હતી !! અહા ! કેવા આશ્ચર્યકારક બનાવ !

પણ પ્રતિભા અહિં શી રીતે આવી ?

પ્રતિભાને જોતાંની સાથે પેલો ભયંકર કાળો નાગ, જાણે હવે નિશ્ચિંત થયો હોય તેમ, ત્યાંથી એકદમ સુસવાટા મારતો ચાલ્યો ગયો ! પ્રકૃતિનો અનુચર આવી રીતે પ્રકૃતિની આજ્ઞા પાલન કરીને વિદાય થઇ ગયો !!

આ બનાવ જોઇને પ્રતિભા પણ ચમકી ! તેણે મિહિરનાં બંધન તોડયાં !!

પોતાની જાગ્રત અવસ્થામાં કોઈ અદ્ભુત સ્વપ્ન જોતો હોય તેવા આશ્ચર્યથી મિહિર અનિમેષ નયને તે મનોમયી મૂર્ત્તિને જોતો જોતાં બોલ્યો—“ પ્રતિભા ! મ્હેં મ્હારા જીવનમાં કદી પણ દેવતાનાં દર્શન કર્યાં ન હતાં, પણ આજે ત્હારી સજીવ દેવી મૂર્ત્તિ જોઇને હું

ધન્ય થયો છું ! હવે શૈલેશ્વરનાં દર્શનની જરૂર નથી !!"

પ્રતિભાએ મંદ હાસ્યથી ઉત્તર દીધો—" દેવતા તે વળી મનુષ્યની હત્યા કરતા હશે ? હત્યાયે વળી કેવી ? એક નહિ પણ સાથે સાથે બે !"

મિહિર—હાય ! પ્રતિભા, આ બધું કેમ અને શી રીતે બન્યું તે હજુ સુધી મ્હારાથી સમજાતું નથી ! વિસ્મયથી હજુ પણ મ્હારો દેહ કંટકિત થાય છે !

પ્રતિભા—પેલા લુચ્ચાએ મને પણ ખરેખરા ભૂલાવામાં નાંખી દીધી હતી ! ત્યાર પછી હું તમને શોધતી શોધતી અહિં આવી ચઢી અને એક પલકમાં આ બધું નવું જુનું બની ગયું ! આ જુઓ ! ભુષણ અને દુષણ, એક સાથે મહાનિદ્રાના ખોળામાં સૂતા છે ! દેવતાએ પણ ઠીક દયા કરી !!

મિહિર—હા; દેવતાઓ એવીજ રીતે દુષ્ટનું દમન અને શિષ્ટનું રક્ષણ કરે છે !

પ્રતિભા—તે ખરૂં; પણ ઉપદેવતાની વાત જૂદી છે હોં. મને એ છેલ્લી પંક્તિમાં મૂકજો—અને પેલો નાગ તો તમારા હિસાબમાંજ નહિ કેમ ?

મિહિર—પ્રતિભા ! ત્હારી પાસે હું દરેક વિષયમાં હાર ખાતો આવ્યો છું; તો પછી જીવન મરણના આવા કટોકટીના પ્રસંગે ત્હારે આમ પરિહાસ કરવો શું ઉચિત છે ?

પ્રતિભા—પરિહાસ ? હું પરિહાસ કરતાં શીખીછુંજ ક્યારે ? જુઓને હજુ પણ મ્હારી આંખમાં આંસુ ભરેલાં છે !!

ત્યાર પછી પ્રતિભા, મુમુર્ષુ ભુષણની પાસે આવીને ઉભી રહી. નિસ્તેજ ચક્ષુએ ભુષણ તે સ્વર્ગીય પ્રતિમાને જોવા લાગ્યો ! હાય ! રણરંગિની મૂર્ત્તિમાંયે ક્ષમાનું આવું રૂપ !

પ્રતિભાને આવી રીતે જોતાં જોતાં જડિત સ્વરે ભુષણ બોલ્યો– " ક્ષમા ! મ્હારી છેલ્લી ઇચ્છા પૂરી થઇ છે–ત્હારા હાથે મ્હારૂં મરણ થયું છે ! હું હવે સમજ્યો છું કે, તું જેની પર કૃપા કરે છે તેને ભગવાન પણ કૃપાની દ્રષ્ટિએ જુએ છે ! હું મિહિરની ખોટી અદેખાઈ કરતો હતો એ હવે મને સમજાય છે ! હું આશીર્વાદ દઉં છું કે તમે સુખી થાઓ ! કોઇ કોઈ વખતે આ દુર્ભાગીને યાદ કરીને આંસુનાં બે ટીપાં પાડજે ! મિહિર ! ભાઈ ! તું પણ મને ક્ષમા..."

વાક્ય પૂરૂં કર્યા સિવાય હતભાગી ભુષણનો પ્રાણવાયુ ઉડી ગયો ! આ જોઇને પ્રતિભાનું અંતર ભેદાઈ ગયું ! તેણે આંસુથી ભરેલી આંખે ભુષણ તરફ જોઇને કહ્યું–" હતભાગી ! તું મને આશીર્વાદ દઇને ગયો પણ હું સુખી થવાની નથી ! ત્હારી પેઠે આવા દુઃખથી અરે ! એથી પણ વધારે દુઃખથી મ્હારે મ્હારા પ્રાણ તજવા પડશે!"

પ્રતિભાનાં આ વાક્યો સાંભળીને મિહિર શોકથી બોલ્યો– " પ્રતિભા ! તું આ શું કહે છે ? શું આવી નિષ્ઠુર વાત સંભળાવવાને માટેજ ત્હેં મને જીવાડયો ? "

પ્રતિભા શુદ્ધિમાં આવીને બોલી–" ના મિહિર દુઃખી થશો નહિ ! આત્મીયજનના વિયોગથી કંઇ બોલવાને બદલે કંઇ બોલાઈ ગયું ! "

ત્યારપછી ભુષણના અનુચર દુષણની પાસે આવીને પ્રતિભાએ જોયું તો તે ભુષણની પહેલાંજ પોતાનાં કૃત કર્મોનો ન્યાય કરાવવાને કિરતારની સમક્ષ પહોંચી ગયો હતો ! તેને વાગેલું બાણ છાતીમાંથી આરપાર થઇને પીઠપર નીકળ્યું હતું ! અને તેથીજ બાણ વાગ્યા પછી તે એક ઘડી પણ જીવવા પામ્યો ન હતો !

પ્રતિભા એક દીર્ઘ નિશ્વાસ મૂકીને બોલી–" અરે ! પારકી આશાએ જીવનારા જીવ ! ત્હેં પણ લોભને વશ થઇને અંતે મૃત્યુને આલિંગન કર્યું ! "

મિહિર પોતાના મનમાં બોલ્યો—" આજનો દિવસ કેવો ભયંકર હતો ! જાણે અષ્ટવજ્ર એકત્ર થઇને મ્હારા જીવન પર તુટયાં હોય તેમ ! દયામય જગદીશ્વર ! હવે પછી કોઈ દિવસ આવી ભયંકર પરીક્ષા કૃપા કરીને અમારી ન કરીશ ! "

૨૦

**લગ્ન.**

વિચારમાં તલ્લીન થયેલા મિહિરના ખભા પર મમતાથી હાથ મૂકીને પ્રતિભા બોલી—" આજે આપણાં લગ્ન છે ! "

અચાનક સ્વપ્નમાંથી જાગ્રત થયો હોય તેમ મિહિર ચમકયો. પણ પ્રતિભા શું કહે છે તે કાંઇ સમજી શકયો નહિ. તે અવાક્ બનીને પ્રતિભાની સામું જોઇ રહ્યો.

પ્રતિભા—" કેમ કાંઈ બોલતા નથી ? તમે વિસ્મય પામોછો, પણ ખરેખર ! આજ આપણાં લગ્ન થવાનાં છે ! આ પર્વત ઉપર ભુપણના પ્રેતાત્માને સાક્ષી રાખીને આપણે આપણાં લગ્ન આપણા હાથેજ કરવાં પડશે ! "

મિહિર વિસ્મિત થઇને બોલ્યો—" તું આ શું કહે છે ? ! "

હું કહુંછું તે ખરૂંજ કહુંછું. આ સ્થાન, આ સમય, ભુપણનું આ રક્ત દર્શન—આવી અવસ્થામાં આપણાં લગ્ન ! એજ વિધિલિપિ અને એજ વિધિનું વિધાન છે ! " પ્રતિભા દ્રઢતાથી બોલી.

" કદાચ હું લગ્ન ન કરૂં તો ? " મિહિર બોલ્યો.

" તમારી શી શક્તિ છે કે તમે હા ને ના કરી શકો ? શું તમને જન્મભૂમિનાં દર્શન કરવાની ઇચ્છા નથી થતી ? " પ્રતિભાએ કહ્યું.

મિહિર અતિશય આશ્ચર્ય પામીને બોલ્યો—" પ્રતિભા, તું ખરેખર દેવી છે ! એ શું જ્યોતિર્વિદ્યાનું ફળ કે ત્હારૂં અલૌકિક માનસિક

બળ ? અન્તર્યામી દેવતાની પેઠે ત્હેં મ્હારા અંતરની વાત શી રીતે જાણી ? વળી આવા સમયમાં, આવા સ્થાનમાં, કોઇને કશું સુઝ પડે નહિ અને તું તત્કાળ જેવું હોય છે તેવું કહી દે છે ! તું ખરેખર વાક્સિદ્ધ છે !"

એ સાંભળી પ્રતિભાએ કહ્યું–" જન્મભૂમિનાં દર્શન કરવાની તમારી તીવ્ર ઇચ્છા હોય અને તે તમે પૂરી કરવા માગતા હો તો આજ સમય છે. આવો સુયોગ, આવી મોહેન્દ્ર ક્ષણ, ફરી ફરીને મળવાની નથી !"

મિહિર હજુ કંઈ સમજ્યો નહિ તેથી તે બોલ્યો–" તે વળી શું ?" પ્રતિભાએ કહ્યું–" મ્હારા પિતા તમને કોઇ પણ રીતે અહિંથી જવા દેશે નહિ. સિંહલની ચોતરફ ચોકી પહેરા રહે છે એટલે ન્હાસીને પણ જવાય એમ નથી !"

મિહિર બોલ્યો–" પ્રતિભા જેને સહાય છે તે અસાધ્યને પણ–તેને બોલતો અટકાવીને પ્રતિભા બોલી–" પ્રતિભાની પ્રતિભા, એ ઠેકાણે હાથ પગ વિનાની છે; તેની કોઇપણ જાતની શક્તિ અહિં ચાલી શકે એમ નથી !"

મિહિર આતુરતાથી બોલ્યો–" ત્યારે એનો કાંઇ ઉપાય ? મ્હારે એકવાર જન્મભૂમિનાં અને મ્હારા જન્મદાતાનાં દર્શન કરવાંજ છે ! જો મ્હારી એ ઇચ્છા પૂર્ણ નહિ થશે તો મ્હારે આપઘાત કરીને મરવું પડશે !"

જ્યારે આમજ છે ત્યારે તમે કેમ કોઇ દિવસ આ વાત મ્હારા પિતાને કહી નહિ ?" પ્રતિભાએ મંદ હાસ્યથી પૂછ્યું.

" કેમ કહી નહિ,–તે ભયથી કહી નહિ ! જીવનની મુખ્ય ઇચ્છા અપૂર્ણ રહેવાની આશંકાથી કહી નહિ ! કદાચ તેઓ "ના" કહે, એવી બ્હીકથી કહી નહિ ! પણ એ વાત મ્હેં મ્હારા હૃદયના એક ખૂણામાં સંભાળથી સંતાડી રાખી હતી તે આજે ત્હારી પાસે કહું

છું ! પ્રતિભા ! ત્યારે કોઈ પણ રીતે મ્હારી એ ઇચ્છા પૂર્ણ કરવીજ પડશે ” મિહિર દયામણું મ્હોડું કરીને બોલ્યો.

“ તેથીજ હું કહું છું કે તમારે આ મૂહુર્તે મ્હારી સાથે લગ્ન કરવાં જોઇએ ! ” પ્રતિભાએ કહ્યું.

“ આ મૂહુર્તે ? ” મિહિરે પૂછ્યું.

“ હા, આજ મૂહુર્તે ! વિસ્મિત કેમ થાઓ છો ? તમારી સાથે લગ્નની ગાંઠથી જોડાયા વિના હું શું દ્વિચારિણીની પેઠે તમારૂં અનુસરણ કરૂં ? મ્હારાથી એવું નિંદિત કાર્ય કદાપિ નહિ થાય ! ” પ્રતિભા બોલી.

“ ત્યારે–”

ત્યારે વળી શું ? આવો, આવી રીતે હાથ ઉપર હાથ મૂકીને ભુષણના શબનું આસન કરીને આપણે લગ્ન કરીએ ! સાયંકાળ થવા આવ્યો અને હજુ આપણે શૈલેશ્વરના મંદિર તરફ જવું છે ! ” પ્રતિભાએ કહ્યું.

“ સમ્પ્રદાન કોણ કરશે ? ” મિહિરે પૂછ્યું.

“ હું મ્હારૂં મ્હારા હાથેજ સમ્પ્રદાન કરીશ ! ” પ્રતિભા બોલી.

“ પ્રતિભા ! ત્હારી બધી વાતો અદ્ભુત છે ! ખરેખર ! ત્હારી વાતચિતમાં પણ એવો ભેદ ભરમ રહેલો છે કે તે મ્હારાથી તો કમે કર્મે સમજાતો નથી ! ” મિહિર હસતાં હસતાં બોલ્યો.

“ મ્હારૂં જીવન પણ ભેદ ભરમથી ભરેલું છે ! મરણજ પ્રતિભાનું જીવન છે; કારણ જીવન ભૌતિક છાયા જેવું છે ! મ્હારા મ્હોડા સામું શું જુઓ છો ? મ્હારૂં આ જીવન હું તમને ઉત્સર્ગ કરૂં છું ! મ્હારા લગ્નનો મંત્રપાઠ આજ શબ્દોથી હું શરૂ કરૂં છું ! આ લગ્નના સાક્ષી તરીકે દેવતા છે, તમે છો, હું છું અને આ ભુષણનો પ્રેતાત્મા છે ! હું આ વાક્ય ધ્રુવ-સત્યની પેઠે નિરંતર પાલન કરીશ ! ” પ્રતિભા દૃઢતાથી બોલી.

મિહિર શું બોલે ? તે અવાક્ બનીને પ્રતિભાની સામું જોઇ રહ્યો !

આ વખતે એક મોટું વનપક્ષી વિકટ ચિત્કાર કરીને તેમના માથા પર થઇને ઉડી ગયું ! મિહિરનો દેહ કંટકિત થઇ ગયો !

બાણથી વીંધાઇ મરણને શરણ થયેલા ભુષણના લોહીમાં આંગળી બોળીને પ્રતિભાએ પોતાના કપાળમાં ચાંલ્લો કર્યો ! ત્યાર પછી તે મિહિરની પાસે આવીને બોલી—" મિહિર ! આજથી હું તમારી વિવાહિતા સ્ત્રી થઇ છું ! એની નિશાની તરીકે મ્હેં કપાળમાં ચાંલ્લો કર્યો છે ! "

" લોહીનો ચાંલ્લો ? " મિહિરે આશ્ચર્યથી પૂછયું.

" હા: કંકુના અભાવે લોહીનો ! એમ કર્યા વિના છૂટકોજ નથી. કારણ એ મ્હારૂં સધવાનું લક્ષણ છે ! પિતાને, માતાને અને આચાર્યને એનાર્થીજ હું સમજાવી શકીશ કે હવે હું સ્વતંત્ર નથી પણ પરતંત્ર છું ! દરેક અવસ્થામાં હું સ્વામીની અનુગામિની થવાને બંધાયેલી છું ! " પ્રતિભા બોલી.

" હા; હવે હું સમજ્યો કે મ્હારા મંગળ–મંદિરમાં ત્હેં ઉત્સર્ગ કર્યો છે ! પણ હું તને યોગ્ય નિવડીશ ? ત્હારો આ મહાન આત્મત્યાગ, ત્હારો આ પવિત્ર અને સ્વર્ગીય પ્રેમ, હું શું હૃદયમાં સાચવી શકીશ ? તેમ કરવાને શું હું શક્તિમાન થઈશ ? " મિહિર અતિ વ્યાકુળ ભાવે બોલ્યો.

" તે તો તમારો ધર્મ અને મ્હારૂં અદૃષ્ટ ! પણ એ વાતને હજુ વાર છે; અત્યારથી એનો વિચાર કરવો એ ઠીક નહિ. હવે ચાલો! જઇએ; કારણ માતાપિતા અને આચાર્ય આપણા માટે વ્યાકુળ થઇને બેઠાં હશે. સાવધાનપણે ચાલો. કારણ માર્ગ ઘણો દુર્ગમ અને કંટકમય છે. તમે પ્રતિભાનું પાણી–ગ્રહણ કર્યું છે; પણ તમારે પગલે પગલે વિપદ અને સહનશીલતાની પરીક્ષા આપવી પડશે ! " પ્રતિભાએ હસતાં હસતાં કહ્યું.

પ્રતિભા આગળ આગળ અને મિહિર મંત્રમુગ્ધની પેઠે પાછળ પાછળ એમ બન્ને જણાં ચાલ્યાં. કોઇને મ્હોડે કોઇ જાતની વાત નહિ, એવી રીતે મુગે મ્હોડે તેઓ વન વટાવીને મંદિર આગળ આવી પહોંચ્યાં. આ વખતે પણ તેમનો પહેલાંના જેવોજ અદ્ભુત શિકારીનો વેશ હતો. તેમની પીઠ પર હજુ પણ ધનુષ્ય—બાણ લટકતાં હતાં. કહેવાની જરૂર નથી કે પહાડ નીચે આવીને મિહિરે પોતાનાં ધનુષ્ય—બાણ પાછાં લઈ લીધાં હતાં.

## ૨૧

### અભિશાપ.

આ વખતે સાયંકાળ થઈ ગયો હતો. શૈલેશ્વરનું મંદિર અપૂર્વ દીપમાળથી સુસજ્જિત થઇ રહ્યું હતું. મંદિરનો આગલો ચોક પણ જનતાથી પૂર્ણ બની ગયો હતો.

આચાર્ય પુરંજય કંઇક અધીર ચિત્તે મંદિરથી થોડે છેટે ઉભા રહીને પ્રતિભા અને મિહિરની વાટ જોતા હતા. એટલામાં તેમને પોતાની સન્મુખ આવતાં જોઇને તે ઉતાવળે બોલી ઉઠયા—" તમે અત્યાર સુધી ક્યાં હતાં ? તમારી શોધ માટે મહારાજે ચોતરફ માણસોને દોડાવ્યા તોયે તમારો કંઇ પત્તો મળ્યો નહિ. આ તે કાંઇ ઠીક કહેવાય ? રાજારાણી તમારા માટે ચિંતા કરે છે, માટે તેમની પાસે ઉતાવળે ચાલો ! "

પ્રતિભા અને મિહિર ગુરૂના મૃદુ ઠપકાથી કાંઇક શરમાયાં ! પરંતુ પ્રતિભાએ પાછળથી ધીરે રહીને સઘળો વૃત્તાંત કહી દીધો ! વનભ્રમણ, શિકાર, ભુષણનો પ્રપંચ, તેના પાપનું પ્રતિફળ વિગેરે વૃત્તાંત એક પછી એક તેણે ગુરૂને કહ્યો; પરંતુ પોતાનો પરિણય વ્યાપાર તેનાથી ગુરૂ સન્મુખ કહી શકાયો નહિ !

દૈવ દુર્વિપાકથી ભુષણના આકસ્મિક મૃત્યુની વાત સાંભળીને આચાર્ય ચમક્યા. ગદ્દગદ્દ કંઠે તેઓ બોલી ઉઠયા—"હે શિવ ! હે સત્યસ્વરૂપ ! એ સઘળું તમારી ઇચ્છાથીજ થયું છે. જ્યાં તમારો કોપાનળ ઉલ્લટયો હોય ત્યાં કોનામાં એવી શક્તિ છે કે તેમાંથી બચી શકે ! પરંતુ એ દુર્ભાગી મરી નથી ગયો પણ બચી ગયો છે! ઇર્ષાનળથી રાતદિવસ રહી રહીને બળવું, તેના કરતાં એકદમ મરી જવું એજ એના માટે તો મંગળકર છે ! તોપણ એનો આપઘાત શોચનીય છે ! હું આશીર્વાદ દઉંછું કે ત્હારા આત્માની સદ્દગતિ હો !" ત્યાર પછી તેઓ પોતાના મનમાં બોલ્યા—"આવું અઘટિત ઘડશે, એવું હું પહેલાંથીજ જાણતો હતો. એ સિવાય બીજું પણ અઘટિત કેમ નહિ બને ? પણ નહિ, એ વિચાર હમણાં કરવાનો નથી. જોઇએ આગળ શું થાય છે !" ત્યાર પછી તે મિહિર અને પ્રતિભા તરફ જોઇને પ્રકાશપણે બોલ્યા—"મિહિર ! હવે આ વસ્ત્રો ત્યાગ કરીને શુચિ થઇને બેસો; પૂજાનો સમય થયો છે ! ક્ષમા ! તું પણ ત્હારા વેષને હવે ઉતાર ! હવે પશ્ચાતાપ કરીને શું કરીશ ? જેવી વિધિ–લિપિ !"

"હું પણ તેનોજ વિચાર કરૂંછું ! વિધિ–લિપિ કોઇથી ખંડન થાય એમ નથી ! શૈલેશ્વર તમારી ઇચ્છા પૂર્ણ કરો !" આટલું બોલતાં બોલતાંમાં તો પ્રતિભાની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. તેનાથી વધારે બોલી શકાયું નહિ.

આચાર્ય પુરંજય પ્રતિભાનું સાન્તવન કરતા બોલ્યા—

"બેટા ! શા માટે પશ્ચાત્તાપ કરે છે ? એમાં ત્હારો કોઇ પણ જાતનો દોષ નથી. જે બન્યું તે સારાને માટેજ બન્યું એમ સમજ. ચાલ, હવે શૈલેશ્વરના ચરણમાં પુષ્પાંજલિ આપીને બધાં ઘેર જઇએ !"

"દેવ ! હવે ઘેર આવવાનો અધિકાર મ્હારો નથી; હું સિંહલમાંથી સદાને માટે વિદાય થાઉંછું !" રડતાં રડતાં પ્રતિભાએ કહ્યું.

"એટલે ?" એટલું બોલીને આચાર્ય આશ્ચર્ય પામ્યા. બીજા

માણુસો જેઓ ત્યાં ઉભા હતા તેઓ પણ પ્રતિભાના ઉપલા શબ્દોથી વિસ્મત થયા !

આચાર્ય સઘળી વાત સાંભળ્યા વિના પોતાના મનમાં સઘળું સમજી ગયા. તે કંઈક અધીરાપણે બોલ્યા–" ત્યારે શું મિહિર ! તું અમારી માયા મૂકીને જતો રહીશ? તને જન્મભૂમિનાં દર્શન કરવાની ઇચ્છા આમ એકદમ શાથી થઈ આવી ? અરેરે ! જન્મની માયા–મમતા ત્હેં આટલી વારમાં કાપી નાંખી ? ક્ષમા ! ત્હેં આ શું કર્યું ?"

પ્રતિભા પોતાના કપાળે હાથ મૂકીને બોલી–" દેવ ! એ મ્હેં નથી કર્યું પણ ભાગ્યે કર્યું ! "

" પણ આવું અનુચિત ? " આચાર્ય શંકાશીલ મને બોલ્યા.

" ના દેવ ! એવો અવિશ્વાસ કરશો નહિ. સિંહલ રાજનંદિનીના ચરિત્ર પ્રતિ એવો સંદેહ કરશો નહિ ! મ્હેં ધર્મ સંગત કાર્ય કર્યું છે ! હું મ્હારા પતિની ઇચ્છા પ્રમાણે વર્તવાને બંધાયેલી છું ! એટલે–"

પ્રતિભાને બોલતી અટકાવીને આચાર્યે પૂછ્યું–" એટલે શું ? "

" એજ કે આજથી હું પરિણીતા થઈછું ! મિહિરના હાથમાં મ્હારૂં ધર્મ–કર્મ, જીવન–મરણ, એ બધું મ્હેં સોંપ્યું છે ! " પ્રતિભાએ કહ્યું.

" ત્હારાં લગ્ન કોણે કર્યાં ? અને એ લગ્ન ક્યારે થયાં ? " આચાર્યે પૂછ્યું.

" થોડા સમય પહેલાં એ કાર્ય સમ્પન્ન થયું છે; મ્હેં મ્હારા હાથેજ મ્હારૂં સમ્પ્રદાન કર્યું ! " પ્રતિભા બોલી.

" ભુપણુના મરણ પહેલાં કે પછી ? " આચાર્યે પૂછ્યું.

" પછી. કુલની પ્રથા મ્હેં ઉલ્લંઘન કરી નથી. તો પણ અશુચિ દેહથી, પહાડ ઉપર ભુપણુના પ્રેતાત્માને સાક્ષી રાખીને લગ્ન–કાર્ય સમ્પન્ન કરવું પડ્યું છે ! એને માટે તમારે જે કહેવું હોય તે કહો; પણ એ વિના બીજો ઉપાય ન હતો ! અમારાં લગ્નને ગાંધર્વ–વિવાહ

કહો અથવા તમારી ઇચ્છામાં આવે તેવી પંક્તિમાં એને મૂકો પણ અમારાં લગ્ન થયાં છે એ તો નક્કી ! જુઓ ! આ મ્હારા કપાળમાં ચાંલ્લાની નિશાની ! ભુષણના રક્તથી ચાંલ્લો કરીને મ્હેં સધવાનું ચિહ્ન ધારણ કર્યું છે ! " પ્રતિભા બોલી.

" એનું ફળ ? " આચાર્યે આતુર થઇને પૂછ્યું.

" ફળની વાત હમણાં કરવાની નથી ! કારણ જે બનનાર હતું તે બન્યું ! હવે અમને આજ્ઞા આપો ! મ્હારી નિયતિ મને આવાહન કરે છે અને ધારેલી ક્ષણ ઉતરી જાય છે ! " પ્રતિભાએ કહ્યું.

" કેની ક્ષણ ક્ષમા ! ? " આચાર્યે પૂછ્યું.

" મોહેન્દ્ર ક્ષણ. કેવળ એક દંડ બાકી છે. અમને જવાની આજ્ઞા આપો ! માતાપિતાને મ્હારા પ્રણામ કહેજો અને શૈલેશ્વરના ચરણમાં અમારા મંગળ માટે પુષ્પાંજલિ આપજો ! " પ્રતિભાએ કહ્યું.

થોડીવાર બન્ને જણાં મૌન રહ્યાં. મિહિર અનિમેષ નયને પ્રતિભાને જોવા લાગ્યો.

પુરંજયે કહ્યું–" ત્યારે શું તું માતાપિતાને નહિ મળે ? "

" ના મ્હારે મળીને માયા વધારવી નથી. વાતે વાત વધશે અને શુભ ઘડી જતી રહેશે ! પ્રતિભા બોલી.

" ક્ષમા ! ત્હારૂં સઘળું વિપરીતજ જણાય છે ! " આચાર્યે દુ:ખી થઇને કહ્યું.

" હા; દેવ ! મ્હારૂં સઘળું વિપરીતજ છે. એમ ન હોય તો મ્હારો જન્મ, મૃત્યુ અને લગ્ન, એ એકજ લગ્નમાં શા માટે નક્કી થયાં હોય ? " પ્રતિભા બોલી.

" એ પણ ત્હેં જાણી લીધું ? " આચાર્યે પૂછ્યું.

" હા, આપના આશીર્વાદથી હું થોડું ઘણું જાણવા પામીશું ! " પ્રતિભાએ કહ્યું.

ત્યાર પછી આચાર્ય મિહિર તરફ જોઇને બોલ્યા–" મિહિર ! તું કેમ કાંઈ બોલતો નથી ? શું ત્હારે કાંઈ બોલવા જેવું નથી ?"

"હુંજ બધા દુઃખનું મૂળ છું અને અપરાધી છું એટલે આવી અવસ્થામાં મ્હારાથી બીજું શું બોલી શકાય એમ છે ?" મિહિર અપરાધીની પેઠે બ્હીતાં બ્હીતાં બોલ્યો.

"પણ મિહિર ! અતિ બિભિત્સ ભાવે તમારૂં પરિણય–કાર્ય પૂર્ણ થયું છે એમ મ્હારે તને કહેવું પડશે ! કહે, તું પ્રતિભાને સદા-કાળ ધર્મપત્ની તરીકે શ્રદ્ધાની સાથે ગ્રહણ કરી શકીશ ?" આચાર્યે પૂછ્યું.

"ગુરૂદેવ ! આ દાસ પ્રતિ આવો સંદેહ શા માટે કરો છો ? હું શું એવો અવિશ્વાસી છું ?" મિહિરે કહ્યું.

"વિશ્વાસ અવિશ્વાસની વાત સમય પરત્વે સમજાય છે; કારણ મોટા મોટા ધીમાનોની પણ સમય આવ્યે મતિભ્રષ્ટ થાય છે. ત્હારી એવી મતિ ન થાય તેની સંભાળ રાખજે. કહે ત્યારે, ત્હારો સ્વદેશ-ગમનનો વિચાર નક્કી છે ?" આચાર્યે પૂછ્યું.

"આપના આશીર્વાદથી અને પ્રતિભાના પુણ્યથી, હું નિરાપદ રીતે તે સ્થાને પહોંચી શકું !" મિહિર બોલ્યો.

"ત્યારે રાજારાણીને ત્હારે પણ મળવું નથી ?" આચાર્યે પ્રશ્ન કર્યો.

"ના હવે મળવાની જરૂર નથી !" આ શબ્દો બોલતો પાછળથી ચંદ્રચુડ જાતે ત્યાં આવી પહોંચ્યો. એક અનુચરે જઇને તેને મિહિરની સઘળી હકીકત નિવેદન કરી હતી. તેની સાથે રાણી પણ હતી. સાથેનાં દાસદાસીઓ પણ થોડે દૂર ઉભાં રહ્યાં.

ચંદ્રચુડ ક્રોધથી બોલ્યો–" ના હવે મળવાની જરૂર શી છે ? મિહિર ! ત્હેં ત્હારો ધર્મ ઠીક બજાવ્યો ! "પારકાં કદી પોતાનાં થતાં નથી" એ લોકોક્તિને ત્હેં ખરી કરી દેખાડી ! તું અમારા વાત્સલ્ય–પ્રેમનો આવો બદલો આપીશ એવું મ્હેં સ્વપ્ને પણ ધાર્યું

ન હતું ! ધ્યાનમાં રાખજે કે અમને દુભવીને તું કોઈ દિવસ સુખી થઇશ નહિ ! ”

પછી પોતાની પુત્રી તરફ જોઇને તેણે કહ્યું–“ ક્ષમા ! તને બીજું શું કહું ? માતાપિતાનો અભિશાપ વહન કરીને તું સિંહલથી સદાને માટે વિદાય થાય છે ! જા; એ અભિશાપજ હું તને ત્હારા લગ્નની પહેરામણીમાં આપુછું ! તું મોહેન્દ્ર ક્ષણ સાધીને ઘેરથી નીકળી છે એટલે તને દેવતાઓ પણ અટકાવી શકે એમ નથી; નહિ તો હું તને ક્યારનોયે બંધીવાન કરત ! ”

રાણી ચિત્રાવતી રડતાં રડતાં બોલી–“ બ્હેન ! શું અમને મૂકીને તું જતી રહીશ ? શા દુઃખે તું અમારી માયાને અળગી કરીને જાય છે ? ” ત્યાર પછી તે ગદ્‍ગદ્‍ કંઠે મિહિર પ્રત્યે બોલી–“ મિહિર ! ત્હારે પણ આમ કરવું ઘટતું નથી ! મ્હેં ત્હારૂં પુત્રની પેઠે લાલન પાલન કર્યું છે, એટલે હું ત્હારી જનની જેવી છું અને તેથી આ સિંહલને ત્હારે જન્મભૂમિના જેવુંજ ગણવું જોઇએ ! જો ભાઈ ! મ્હારૂં કહ્યું માન; નહિ તો સિંહલ છોડીને તું કોઈ દિવસ સુખી થવાનો નથી !”

“ માતુશ્રી ! તે હું જાણું છું; હું સિંહલ છોડીને કોઇ રીતે સુખી થઇશ નહિ તે સારી પેઠે સમજું છું ! કારણ તમારાં અશ્રુબિંદુ અમારા જીવનમાર્ગમાં શલ્ય સ્વરૂપ અટકાવ નાંખે છે. પિતાશ્રીનો અમોઘ અભિશાપ અમારા આયુષ્યને પ્રતિપળે ક્ષય કરે છે; ગુરૂદેવની અ-સમ્મતિ, અમારા મનોરથો પર પાણી ફેરવે છે, એ બધું હું જાણું છું–સારી રીતે સમજુ છું; તો પણ મ્હારે જવું પડશે ! કારણ મ્હારી નિયતિ મને આવાહન કરે છે અને તેથી અહિંથી ગયા વિના બીજો કોઈ ઉપાય નથી ! ” મિહિર અતિશય દુઃખથી બોલ્યો.

“ જો એમજ હોય તો તમે બન્ને જણાં થોડા દિવસ અહિં રહો. હું તમારા લગ્નનો સમારંભ કરીને મ્હારી મનની ઇચ્છા પૂર્ણ કરૂં ! સંસારનો આટલો લ્હાવો લઇને મ્હારા આ જન્મનું સાર્થક

કરું ! કેમ બ્હેન, ક્ષમા ! તું શું કહે છે ?" ચિત્રાવતીએ આશાતુર દ્રષ્ટિએ ક્ષમાની સામું જોયું.

પ્રતિભાને બોલવાનો અવસર મળે તે પહેલાં મિહિર બોલી ઉઠયો–" તેવો સમય નથી !"

" વધારે નહિ તો પંદર દિવસ !" ચિત્રાવતીએ કહ્યું.

" ના; એથી અમારા પ્રવાસમાં વિઘ્ન પડશે !" મિહરે કહ્યું.

" ત્યારે એક દિવસ–આજની રાત ! એટલું તો માનવુંજ પડશે !" ચિત્રાવતીએ ભાર મૂકીને કહ્યું.

" મને ક્ષમા કરો ! મ્હારાથી રહેવાય તેમ નથી. કારણ આવો શુભ યોગ અમને ફરી ફરી મળશે નહિ !" મિહિરે કહ્યું.

રાણી પ્રતિભાની સામું જોઇને ગદ્દગદ્દ સ્વરે બોલી–" ક્ષમા ! એકવાર હું ત્હારા મ્હોડાની વાત સાંભળવા ઇચ્છું છું તું શું કહે છે ?"

" હું બીજું શું કહું ? હું તો સઘળી અવસ્થામાં મ્હારા સ્વામીની અનુગામિની થવાને બંધાયેલી છું !" પ્રતિભાએ આંખમાં આંસુ લાવીને કહ્યું.

રાણીએ વસ્ત્રના પાલવ વડે પોતાનું મ્હોડું ઢાંકી દીધું ! એટલે ચંદ્રચુડ ગર્જના કરીને બોલી ઉઠયો–" ત્યારે જા રાક્ષસિ ! સદાને માટે અહિંથી વિદાય થા ! હવે ત્હારૂં મ્હોડું મ્હારે જોવું નથી ! જા, આવી રીતે રડતાં રડતાંજ ત્હારૂં આયુષ્ય પૂર્ણ થશે ! અરે ! અકૃતજ્ઞ નિષ્ઠુર સંતાન ! જગતમાં એવી કઇ વસ્તુ છે કે જેની સાથે ત્હારી તુલના થઇ શકે ? કારણ ભીષણ સર્પ કરતાંયે આવાં અકૃતજ્ઞ સંતાન ભયંકર હોય છે ! તને વધારે શું કહું રાક્ષસિ ! ! જેને માટે તું સઘળાનો સ્નેહ–સંબંધ આમ સહજમાં તોડી નાંખે છે તેજ ત્હારા દુઃખનું કારણ થશે ! તેના હાથેજ કોઇ પણ જાતના કારણ વિના ત્હારી આ કરતાંયે વિશેષ દુર્ગતિ થશે ! અને મિહિર ! તું પણ ત્હારા અંતરમાં આ શબ્દો લખી રાખજે કે જે માતાપિતાની આંખમાં ધૂળ નાંખીને

તેની સાથે વિશ્વાસઘાત કરવા તૈયાર થઇ છે તે જરૂર પડતાં એક દિવસ હારી આંખમાં પણ ધુળ નાંખશે અને હારી સાથે વિશ્વાસઘાત કરશે !"

આટલું કહીને ક્રોધથી ચંદ્રચુડ ત્યાંથી ચાલ્યો ગયો. ચિત્રાવતી સ્નેહાર્દ્ર હૃદયે, સજળ નયને, બન્નેને જોતી જોતી અને પોતાના મનમાં તેમની શુભ કામના કરતી કરતી દાસીઓની સાથે ધીરે ધીરે ત્યાંથી ચાલી ગઈ.

તે સમયે પ્રતિભાએ સઘળાં બંધનમાંથી મુક્ત થઇને અવસાદનો એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો અને ત્યાર પછી આચાર્ય તરફ જોઇને પોતાના કપાળે હાથ દીધો ! !

૨૨

## વિદાય.

પ્રતિભાએ પોતાના કપાળ પર હાથ મૂક્યો તે જોઇને આચાર્ય પુરંજય દુઃખી થઇને બોલ્યા–" પ્રતિભા ! શા માટે ભાગ્યને દોષ દેછે ? હેં આવું કર્યું ન હોત તો આમાંનું કાંઈ થાત નહિ અને માતા-પિતાનો અભિશાપ ગ્રહણ કરવાનો પણ સમય આવત નહિ ! "

કંઇક ક્ષોભ પામીને પ્રતિભા હસતાં હસતાં બોલી–" ગુરૂદેવ ! તમે વિજ્ઞ અને જ્ઞાની છો છતાં આવું કહો છો તેથી મને આશ્ચર્ય થાય છે ! ખરેખર ! મ્હારૂં ભાગ્યજ મંદ છે, નહિ તો મ્હારા ગુરૂ મને ઓળખે નહિ ! ! "

" બ્હેન ! દુઃખી થઇશ નહિ ! માતા પિતાના આવા અભિશા-પથી પાષાણુ પણ પીગળી જાય છે અને તેથીજ તેના પરિણામનો વિચાર કરીને હું ભયભીત થાઉંછું ! ! " આચાર્યે કહ્યું.

" દેવ ! ભયભીત થવાની જરૂર નથી. મ્હારૂં પરિણામ મ્હારી સાથે છે ! વિધિના વિધાન પ્રમાણે સઘળું થાય છે; એમાં કોઇની

કાંઈ નવું થઈ શકે એમ નથી ! તમે શું મ્હારી જન્મપત્રિકામાં જોયું નથી ?" પ્રતિભાએ કહ્યું.

" ના; ત્હારા જીવનની ગતિ જાણવાનું કામ વિકટ છે અને તે મ્હારી વિદ્યા બુદ્ધિથી અતિત છે !" વૃદ્ધ આચાર્યે મંદ હાસ્યથી કહ્યું.

" માતાપિતાના આવા અભિશાપ કરતાંયે મ્હારૂં પરિણામ અતિ ભયંકર છે, અને તે હું દિવ્ય ચક્ષુએ જોઇ પણ શકુંછું ! પરંતુ તેથી હું ભયભીત થતી નથી ! કારણ કે જ્યારે જન્મની સાથે મૃત્યુ લાગેલુંજ છે, તો પછી મૃત્યુના ભયથી ભયભીત શા માટે થવું જોઇએ ? ગુરૂદેવ ! મ્હારા એવા મૃત્યુને પણ હું શ્રેયસ્કર સમજું છું. હું એથી જગતમાં જ્ઞાનનો આલોક વિતરણ કરી શકીશ ! અને એ રીતે માતા પિતાનો અભિશાપ મને એક આશીર્વાદ સમાન થઇ પડશે ! !" પ્રતિભાએ કહ્યું.

" તું જ્ઞાનનો આલોક જગતમાં વિતરણ કરવાનું કહે છે તે શું અહિં રહીને થાત નહિ ? પ્રતિભા ! ત્હારા જવાથી સિંહલ અજ્ઞાનના અંધકારમાં ડૂબી જશે !" આચાર્ય ખેદ પામીને કહ્યું.

" કોઈના જવાથી કોઇનું કાંઈ અટક્યું રહેતું નથી. વળી તમારા ચરણસ્પર્શથી સિંહલનું ગૌરવ જળવાયેલું રહેશે એટલે મ્હારો અભાવ કોઇને જણાશે નહિ ! પરંતુ ભારતવર્ષમાં જ્યોતિર્વિદ્યાની પુનર્દીપ્તિનું પ્રયોજન છે !" પ્રતિભાએ નમીને કહ્યું.

" મા. ! હવે હું સમજ્યો કે તું વિધાતાના આદેશથી ત્યાં જાય છે; મિહિર નિમિત્ત રૂપ છે ! ત્યારે જા મા, જ્ઞાનમયિ ! અદ્ભુત મનીષા બળે જ્યોતિર્વિદ્યાનો ઉત્કર્ષ કરીને " પ્રતિભા " નામનું સાર્થક કર ! ત્હારી અદ્ભુત વિદ્યાને માટે ભારત ઉપર્યુક્ત સ્થાન છે ! સિંહલ તેવું સ્થાને નથી અને તેને તેવો સમય પણ નથી ! જનનિ ! ખરેખર હું અજ્ઞાન છું તેથીજ તને ઓળખી શક્યો નહિ !" આચાર્યે સંતોષ પામતાં કહ્યું.

" ગુરૂદેવ ! હવે જવાની આજ્ઞા આપો. સમય જાય છે. હવે માત્ર અર્ધદંડ બાકી છે અને હજુ અમારે સમુદ્રકાંઠે જવું છે !" પ્રતિભા બોલી.

" ત્યારે શું આ ક્ષણ તું કહે છે તેવી શુભપ્રદ છે ? " આચાર્યે પૂછ્યું.

" હા ! ઘણીજ શુભપ્રદ છે. મોહેન્દ્ર ક્ષણ, સિદ્ધિયોગ અને સ્વાતિ નક્ષત્ર એ સઘળું અનુકૂળ છે; કેવળ દૈવ પ્રતિકૂળ છે તેથી પગલે પગલે વિઘ્નની સામું થવું પડશે ! " પ્રતિભાએ જણાવ્યું.

" તેતો અત્યારથી જણાય છે અને તેથીજ હું તને પૂછું છું કે તું દરેક વખતે સ્થિર રહી શકીશ ? " આચાર્યે કહ્યું.

" તેતો તમારો આશીર્વાદ અને પ્રભુની ઇચ્છા ! " પ્રતિભાએ કહ્યું.

" વાટખર્ચી માટે સાથે શું લીધું છે ? " આચાર્યે પ્રશ્ન કર્યો.

" પહેરેલાં વસ્ત્રો અને થોડા અલંકારો. પણ એના કરતાંયે કાંઈક ઉત્તમ વાટખર્ચી મ્હારી સાથે છે તે, બીજી કાંઈ નહિ પણ સ્વર્ગનો આલોક અને પૃથ્વીનો સરળ પથ–સત્ય, ક્ષમા, ધૃતિ અને દયા એ છે ! તમે આશીર્વાદ આપો કે એ મનોવૃત્તિઓ સઘળી અવસ્થામાં સમભાવે રહે ! " પ્રતિભાએ કહ્યું.

" સૌન્દર્ય અને જ્ઞાનગૌરવની તું મૂર્ત્તિ છે, વિદ્યા અને વિનયની તું સાક્ષાત્ દેવી છે, એટલે એ મનોવૃત્તિઓ ત્હારે આધીનજ છે ! વળી તું જગતમાં જ્ઞાનનો પ્રચાર કરવા ઇચ્છે છે, એનેજ ત્હેં ત્હારા જીવનનું લક્ષ્ય ગણ્યું છે એટલે એ સૌભાગ્યથી તું વંચિત થશે નહિ ! વિધાતાનો અમોઘ આશીર્વાદ ત્હારા ઉપર સદૈવ વર્ષશે ! ગુરૂનો આ આશીર્વાદ કદી પણ વ્યર્થ જશે નહિ ! ! " આચાર્યે પ્રસન્ન વદને કહ્યું.

" ત્યારે કૃપા કરીને હવે જવાની આજ્ઞા આપો ! આ જન્મમાં ફરી તમારાં દર્શન થવાનાં નથી; ભાગ્યમાં હશે તો પેલે જન્મે તમારા શ્રીચરણનાં દર્શન કરીશ ! " પ્રતિભાએ ગદ્‌ગદ્ કંઠે કહ્યું.

પુરંજયે પ્રતિભાના મસ્તક પર પોતાનો પદ્મહસ્ત મૂક્યો. પ્રતિભાએ ભક્તિભાવથી ગુરૂની પદરજ ગ્રહણ કરી !

" ગુરૂદેવ ! હું તો હંમેશનો દેવાદારજ રહ્યો ! ગુરૂઋણ અને પિતૃઋણ એ બેમાંથી એક પણ ઋણ હું ફેડી શક્યો નહિ ! મ્હારાં કેવાં મંદભાગ્ય છે કે ગુરૂદક્ષિણા આપવા જેવું પણ મ્હારૂં સામર્થ્ય નથી ! કેવળ અકૃતજ્ઞની પેઠે હું સિંહલ તજીને જાઉં છું ! ! " મિહિરે અતિશય દુઃખથી ઉદ્‌ગાર કહાડ્યો.

" એને માટે તું શોક કરીશ નહિ ! બેટા ! કોઇ કોઇનો ગુરૂ નથી; ગુરૂ તો તે અનાદિનાથ કૈલાસેશ્વર મહાદેવ છે ! તેના ચરણમાં ભક્તિ રાખજે અને પ્રતિભાની સંભાળ લેજે ! જીવનની છેલ્લી ઘડી સુધી તું પ્રતિભા પર આસ્થા રાખજે અને સઘળી અવસ્થામાં એને સહાય કરજે ! ભૂલથી પણ તું કદી એનો અનાદર કરીશ નહિ ! તું આટલી વાતનો અંગીકાર કર એટલે હું સમજીશ કે ત્હેં મને ગુરૂદક્ષિણા આપી ! ! " આચાર્યે કહ્યું.

ગુરૂને સાષ્ટાંગ પ્રણામ કરી મિહિર બોલ્યો—" વેદ વાક્યની પેઠે તમારી આજ્ઞાનું હું સદૈવ પાલન કરીશ ! ! "

મિહિરના શબ્દોથી આચાર્યને ઘણો સંતોષ થયો. તે આનંદથી બોલ્યા—વત્સ ! એક વસ્તુ હું તને આપું છું તેને જીવના પેઠે જાળવજે; થોડીવાર ઉભો રહે ! "

આટલું કહીને આચાર્ય વહેલા વહેલા શૈલેશ્વરના મંદિરમાં ગયા અને ત્યાંથી ત્રણ ગ્રંથો લઇને ભક્તિભાવથી શિવલિંગને અડકાડ્યા. ત્યારપછી તેમણે મનમાં ને મનમાં શૈલેશ્વરની પ્રાર્થના કરી અને મંદિરમાંથી બહાર નીકળ્યા.

" વત્સ ! આ લે. વૃદ્ધના જીવનરૂપ, સિંહલના ગૌરવરૂપ અને કોટિ સુવર્ણમુદ્રા કરતાંયે મૂલ્યવાન, આ ત્રણ અલૌકિક શાસ્ત્રગ્રંથો ગ્રહણ કર ! ભૂગોળ, ખગોળ અને પાતાળવિષયક આ ત્રણ ગણિત-

શાસ્ત્રોથી ત્હારા ભારતનું અને જગતનું અશેષ કલ્યાણ થશે; દેશમાં જઇને તું એની વિહિત આલોચના કરજે. આ મૂલ્યવાન ગ્રંથોથી તું પોતાને અને જગતને જ્ઞાન આપીને ધન્ય થઈશ ! વત્સ ! હું તને ફરીને કહું છું કે અતિ સાવધાનપણે આ અમૂલ્ય નિધિનું રક્ષણ કરજે ! પૂજાને માટે આ ગ્રંથો હું સાથે લાવ્યો હતો; પૂજા થઈ ગઇ છે એટલે જગતના કલ્યાણને માટે એ હું તને આપું છું ! ગુરૂનો નિષેધ હતો તેથી તમારી કૌમાર અવસ્થામાં મ્હેં તમને પાતાળગણનાની વિદ્યા શિખવી ન હતી. હવે બને તો ભારતમાં જઇને તમે એ વિદ્યાનું અનુશીલન કરજો ! ! " મિહિરના હાથમાં ઉપલા ત્રણ ગ્રંથો મૂકીને આચાર્યે કહ્યું.

અવનત મસ્તકે ગુરૂએ આપેલા ત્રણ ગ્રંથો ગ્રહણ કરી કાંઇક આનંદથી મિહિર બોલ્યો—" લોકહિતાર્થે ગુરૂનું આ દાન વિધાતાના દાનની પેઠે હું કૃતજ્ઞ અંતરે ગ્રહણ કરૂં છું ! ! "

આંસુથી ભીંજાયેલી આંખે, કૃતજ્ઞ અંતરે, વારંવાર ગુરૂને પ્રણામ કરતાં મિહિર અને પ્રતિભા ત્યાંથી વિદાય થયાં ! !

તેઓ માહેન્દ્ર ક્ષણે નીકળ્યાં તો ખરાં; પણ એ ક્ષણ અતિ અલ્પ પ્રમાણમાં બાકી હતી તેથી પ્રતિભાએ ત્વરિત ગતિએ ચાલવા માંડયું. મિહિર પણ તેની પાછળ મંત્ર—મુગ્ધની પેઠે ચાલવા લાગ્યો. કોઇને મ્હોડે કશી વાત નીકળતી ન હતી. તેઓ નિઃશબ્દે જેમ બને તેમ ઉતાવળે ચાલતાં હતાં. થોડી વારમાં તેઓ સમુદ્રકાંઠે આવી પહોંચ્યાં. આ સમયે રાત્રિના બે દંડ વીતી ગયા હતા.

વિશાળ સમુદ્ર હતો. અનંત જળથી ભરેલો હતો. તેની દિશા ન હતી તેમ તેની સીમા પણ ન હતી છતાં સમુદ્ર ધીર, સ્થિર અને ગંભીર હતો. તેના અનંત જળમાં અત્યારે તરંગો ન હતા, ગર્જના પણ ન હતી તેમ ભીમ ભૈરવ નર્તન પણ ન હતું. કેવળ ચંદ્રાલોકથી તેનું જળ સ્ફીત થતું હતું ! પ્રિય સમાગમના મધુર—મિલનથી અથવા

પ્રાકૃતિક આકર્ષણથી સમુદ્રનું જળ આનંદથી ઉછાળા મારતું હતું. કોઇ કોઇ વખતે ધીરમંથન તરંગભંગ પણ થતા હતા ! !

પ્રકૃતિના આવા પરમપ્રિય રમ્ય નિકેતન આગળ, નૈશશોભાના અપૂર્વ સંગમ સ્થળ આગળ અનેક પ્રકારની કલ્પના કરતાં કરતાં પ્રતિભા અને મિહિર આવી પહોંચ્યાં ! માથા ઉપર ચંદ્રમા હસતો હતો અને સન્મુખ અનંત જળરાશિથી ભરેલો સમુદ્ર પોતાનો મહિમા પ્રકાશ કરતો હતો !

સમુદ્રકાંઠે આવીને આ નવદમ્પતી થોડીવાર આત્મભાન ભૂલીને ઉભાં રહ્યાં ! ઉદાર અને ગંભીરભાવથી તેમના મનઃપ્રાણ પૂર્ણ બની ગયા ! તેમને તેજ સમયે વિચાર ઉદ્‌ભવ્યો કે, આ સમુદ્ર જેમ સીમા શૂન્ય છે તેમ સંસાર–સમુદ્ર પણ સીમાશૂન્ય હશે ! જો તેમ હશે તો મરતાં સુધી તેમાં ડૂબકાં મારીશું તોયે તેનો કિનારો આપણને હાથ લાગવાનો નથી !

આવા વિશાળ સમુદ્રનો પાર પમાય–સુખરૂપ તેના કિનારે પહોંચી શકાય એવી કોઈ મોટી નૌકા અહિં ન હતી; કેવળ એક ન્હાની નાવડી આ સમયે સમુદ્ર જળમાં તરતી હતી ! પ્રતિભાએ માછીને બોલાવીને સઘળી વાત કહી. માછી કાંઠા પર નાવડી લાવ્યો એટલે પ્રતિભા પોતાનો જમણો પગ ઉંચકીને પ્રથમ નાવડીમાં બેસવા ગઇ, પરંતુ અચાનક તેમાં વિઘ્ન પડયું ! તેણે પાછળ ફરીને જોયું તો કાંઇ જણાયું નહિ, તોપણ તેને એવું લાગ્યું કે એક ભીષણ મસ્તક વિનાની મૂર્ત્તિ તેને સહજ દેખા દઇને અલોપ થઇ ગઇ હતી !

એક પળને માટે પ્રતિભાનો દેહ કંટકિત થઈ ગયો ! એક વાર તેણે આકાશ સામું જોયું એટલે ફરી ત્યાં રૂધિરથી ખરડાએલી અને રક્ત કલેવરવાળી મસ્તક વિનાની મૂર્ત્તિનો આવિર્ભાવ થયો ! મનમાંને મનમાં હસીને પ્રતિભાએ શિવ શિવ શબ્દનો ઉચ્ચાર કર્યો અને ત્યાર પછી તે નાવડીમાં બેઠી ! આ વાત તેણે મિહિરને જાણવા દીધી નહિ.

મિહિર પણ શિવ નામનો ઉચ્ચાર કરતો કરતો નાવડીમાં બેઠો. પરંતુ આ સમયે ' મોહેન્દ્ર ક્ષણ ' ઉતરી ગઇ હતી અને હવે તો યોગિનીનો પૂર્ણ પ્રકોપ હતો !

યોગિનીને માથા પર લઇને બન્ને જણાંએ માછીને નાવડી છોડવાને કહ્યું ! માછીએ સુકાન હાથમાં લીધું અને નાવડી ચાલી !

આવો વિરાટ વિશાળ સમુદ્ર, ગંભીર નિશાકાળનો સમય–તેમાં એક ન્હાની સરખી નાવડીમાં માત્ર બે જણાં આરોહી ! માથા ઉપર અનંત આકાશ અને નીચે અસીમ સમુદ્ર ! આવી સ્થિતિમાં પ્રકૃતિનાં બે અનંત રાજ્યોને ભેદ કરીને ઉંચી નીચી થતી તેમની ન્હાની નાવડી પાણીના વેગમાં તણાવા લાગી !

## ૨૩

### સમુદ્રમાં.

તેમની નાવડી થોડે દૂર ગઇ હશે એટલામાં અચાનક વાવાઝોડાનું પ્રચંડ તોફાન થયું ! પ્રકૃતિનું પહેલાનું હાસ્ય ભરેલું મ્હોડું કોણ જાણે કયાં જતું રહ્યું ! ચંદ્રમા વાદળાંઓમાં ઢંકાઇ ગયો ! તારાઓ નિસ્તેજ બની ગયા ! ઘોર અંધકારથી આકાશ અને મેદિની એક થઈ ગઇ !

વાયુ સુસવાટા મારવા લાગ્યો, વાયુ અને જળનું યુદ્ધ થવા લાગ્યું. ઉન્મત્ત અને ભીષણ મૂર્તિ ધારણ કરીને સમુદ્રે ગર્જના કરવા માંડી. સમુદ્રનું ભીમ ભૈરવ પ્રચંડ તાંડવ, તેનો ભીષણ જળ–કલ્લોલ અને પર્વતના જેવા તેના તરંગો, જાણે પ્રલયકાળની સૂચના કરતાં હોય એવું ભાસવા માંડ્યું !

ઘડી ઘડી વિજળી ચમકવા લાગી ! ભીમનાદથી વૃષ્ટિ પડવા લાગી ! ઘોર અંધકાર વિરાટ દૈત્યનો આકાર ધારણ કરીને જાણે

ભયભીત કરવા લાગ્યો ! જાણે વિધાતાનો પ્રત્યક્ષ રોષ મૂર્ત્તિમાન બનીને સમુદ્ર ઉપર વિરાજવા લાગ્યો !

અહા ! કેવી ગંભીર ગર્જના ! કેવો ભયંકર જળ–કલ્લોલ ! સમુદ્રની કેવી ભયાનક ચંચળતા ! !

થોડા સમયમાંજ પ્રકૃતિની અંદર આવો મોટો ફેરફાર થઇ ગયો ! સમુદ્રનો પહેલાંનો ધીર, સ્થિર અને પ્રશાન્ત ભાવ કયાં અને હમણાંનો ઉન્મત્ત ભાવ કયાં ? ક્ષોભથી, રોષથી, આવેગથી અને ઉચ્છ્વાસથી સમુદ્રનું જળ પર્વતની પેઠે ઉછળતું હતું. કદી અતિ વેગથી તે ચક્રાકારે ભમતું હતું. આવી રીતે તેણે ધીરે ધીરે સંહારમૂર્ત્તિ ધારણ કરી દીધી ! અંધકારે પણ એક સરખી રીતે આકાશ અને સમુદ્રને ઢાંકી દીધાં અને તેમાં બન્નેની માધુર્યમય અનંત શોભા વિલુપ્ત થઇ ગઇ ! !

આવો ભયંકર આપત્તિનો પ્રસંગ, તેમાં વિશાળ વારિધિ, અને તેના ઉપર જીવન–મરણની લીલા કરતી ન્હાની સરખી નાવડી ! તે કદી ઉંચે જાય છે, તો કદી નીચે પડે છે અને કદી પ્રબળ તરંગોથી હજારો હાથને અંતરે જઇને ઉભી રહે છે ! આંખ મીંચીને ઉઘાડતાં જેટલી વાર લાગે, તેટલી વારમાં તો તે કયાંની કયાં નીકળી જાય છે. તેને તલમાત્રની સ્થિરતા નથી, તેને પળમાત્રનો વિરામ નથી તેને મુહૂર્ત માત્રનો અવસર નથી; તરંગો ઉપર તરંગો આવીને આ નાવડીને અને તેમાં બેઠેલા ત્રણે જીવોને તેણે હેરાન હેરાન કરી નાંખ્યા ! !

પ્રકૃતિએ આવી ઘોર, ગંભીર, ભીષણ અને સંહારમૂર્ત્તિ ધારણ કરી છે; તેમાં સ્થાન જોવા જાઓ તો વિશાળ સમુદ્ર ! અને સમય જુઓ તો આવી પ્રલયકારક રજની ! વાંચક, કલ્પનારૂપી નેત્રથી તું એકવાર આ ભયંકર દ્રશ્યનું અવલોકન કર ! મનમાંને મનમાં પવનનું તોફાન, પ્રચંડ વૃષ્ટિ, ભયંકર ગર્જન અને ભીષણ જળ–કલ્લોલની સાથે તું ઘોર અંધકારનો વિચાર કર ! અને ત્યાર પછી કહે કે અનંત સ્થાનમાં વ્યાપ્ત થઇને, દિગ્દિગન્તને શૂન્ય કરીને, સમુદ્ર તથા આકા-

શને એક સરખી રીતે અંધકારમય બનાવીને, ઉન્માદિની પ્રકૃતિએ મહાપ્રલયની કેવી અવતારણા કરી છે ! ? અહા ! ધારણામાં આવી શકે નહિ તેવો, કલ્પનાથી સમજાય નહિ તેવો, આ કેવો ભય અને વિસ્મયથી ભરેલો વિરાટ ભાવ છે ! ?

પરંતુ ભાવની પ્રકટ મૂર્ત્તિ વાસ્તવ ઘટનામાં પડવાથી, પ્રતિભા અને મિહિર તો છાનાંમાનાં નાવડીમાં બેસી રહ્યાં છે ! નાવડી ઘડીમાં ઉંચે જાય છે અને ઘડીમાં નીચે પડે છે ! વળી કોઈ કોઇ વખત તરંગોના આઘાતથી તે ઘણે દૂર નીકળી જાય છે અને ત્યાંથી વળી પાછી પાણીના વેગમાં તણાય છે ! આમ છતાંયે હજુ સુધી નાવડીને કાંઇ ઇજા થઇ નથી ! પંરતુ નાવડીની અંદર બેઠેલા માછીએ સમય વર્તીને અને ભયથી વિહ્વળ થઇને સમુદ્રમાં પડતું મૂક્યું ! તેને પોતાના મનમાં એવી આશા હતી કે આમ કરવાથી કોઇ રીતે બચી શકાશે, પણ તેમ થયું નહિ. કારણ સમુદ્રમાં પડયા પછી તેનાથી તરંગોનો વેગ સહન થઇ શકયો નહિ એટલે તે બિચારો ગુંગળાઇને જોતજોતામાં મરણ પામ્યો ! !

પણ પ્રતિભા અને મિહિરે એમ કર્યું નહિ. એમ કરવાથી કાંઇ ફળ મળશે નહિ એમ ધારીને તેમણે કાંઇ કર્યું નહિ. આવી અવસ્થામાં કરેલો પુરૂષાર્થ સમુદ્રના વેગમાં તણખલાની પેઠે તણાઈ જશે એમ સમજીને તેમણે માછી જેવું કર્યું નહિ. પરંતુ તેઓ સંપૂર્ણ નિશ્ચેષ્ટ ભાવે નાવડીમાં બેસી રહ્યાં. તેઓ પોતાના અંતરમાં દ્રઢપણે ' શિવ ' નામનો જપ કરતાં હતાં ! અનાથના નાથને સંભારીને એકાંત મને તેનાં ચરણ ધરીને તેઓ તેને શરણ ગયાં હતાં ! !

સાથે સાથે તેમણે બીજું પણ એક સારૂં કામ કર્યું. પોતે પહેરેલો શિકારીનો વેષ, તેની ઉપરનાં બીજાં વસ્ત્રો, તીર, ધનુષ્ય અને શરીર ઉપરનાં આભૂષણો એક એક કરીને તેમણે બધાં ઉતારી નાંખ્યાં. કેવળ શરીર પર એક પહેરેલું વસ્ત્ર રહેવા દીધું. તે વસ્ત્ર પણ તેમણે

અર્ધું પહેર્યું અને અર્ધાથી પોતાની કમ્મર બાંધી દીધી. આવી રીતે તેઓ મલ્લના વેષમાં ફેરવાઇ જઇને આસન્ન વિપત્તિની સામું તૈયાર થઇ ગયાં. તેમણે પોતાનું સઘળું ત્યાગ કર્યું, પણ ગુરુએ આપેલા ત્રણ અમૂલ્ય ગ્રંથો તો તેમણે જીવની પેઠે જાળવ્યા. મિહિરે તે ગ્રંથોને પોતાની પીઠ ઉપર બાંધી લીધા !

સમુદ્ર પહેલાંના જેવો એક સરખી રીતે પ્રચંડ તાંડવ કરતો હતો. તેનાં પર્વત સમાન મોજાં હજુ પણ પહેલાંના જેવાંજ ઉછળતાં હતાં. તેની ભૈરવ ગર્જના હજુ પણ એક સરખી રીતે સંભળાતી હતી. તેની સાથે વાવાઝોડાનું પ્રચંડ તોફાન અને ઘોર અંધકાર એકઠાં થઇને ભયાનક રૌદ્ર–ભાવને ઉપજાવવા લાગ્યાં !

મિહિર અને પ્રતિભા આવી અવસ્થામાં આંખો મીંચીને ધ્યાનમાં બેઠાં છે. તેમનું બાહ્ય જ્ઞાન તિરોહિત થયું છે. જાનુ અવનત છે અને હાથ જોડેલા છે !!

પરંતુ પવનના સપાટાથી અંતે નાવડીનો સઢ ફાટી ગયો અને નાવડી પણ તરંગોના આઘાત ખમી ખમીને અંતે ભાગી ગઇ ! નાવડીનાં પાટીયાં આમ તેમ છૂટાં થઇને તણાવા લાગ્યાં પણ એમાંનું કાંઇ ડૂબી ગયું નહિ !

નાવડીનાં છૂટાં થયેલાં પાટીયાંમાંથી એક મોટું પાટીયું પકડીને અને તેની બન્ને બાજુએ એક સરખો ભાર મૂકીને મિહિર અને પ્રતિભા સમુદ્રમાં તણાવા લાગ્યાં ! સમુદ્રની પ્રચંડ તરંગમાળા ગર્જના કરતી જે દિશામાં જાય તે દિશામાં તેઓ જવા લાગ્યાં ! તે સમયે તેમને અંધકાર કે આલોક, તંદ્રા કે સ્વપ્ન, મોહ કે અનુભૂતિ, એ સઘળાનું કોઇ પણ જાતનું અસ્તિત્વ હોય એમ જણાતું ન હતું ! તેઓ કેવળ એકના આત્મામાં બીજાને પરોવાયેલાં જોતાં હતાં; અને તે જોવામાંજ તેમનું ધ્યાન લાગેલું હતું !!

આવી અવસ્થામાં ઇશ્વરની કરૂણા એજ જીવને બચવાનો અને તરવાનો એક માત્ર ઉપાય છે !

## પરિત્રાણ !

અંતે થયું પણ એમજ ! તે કરૂણામયની કરૂણાથી બન્નેનું પરિત્રાણ થયું ! નાવડીના પાટીયાને વળગીને તણાતાં તણાતાં, ઘણા યોજન નીકળી ગયા પછી બન્નેને આશ્રય મળ્યો ! હમણાં પવનનું તોફાન સમી ગયું છે અને સમુદ્રે પણ શાન્ત મૂર્ત્તિ ધારણ કરી છે !

પાછો માથા ઉપર ચંદ્રમા હસવા લાગ્યો. ચંદ્રની સુધા ધારાથી ધરણી સ્નાત થવા લાગી. વિમલ જ્યોત્સનાથી ચારે દિશા મધુમય બનવા લાગી. ચંદ્રનાં કિરણો સમુદ્ર જળ ઉપર પડીને કોઇ અવનવી શોભા દેખાડવા લાગ્યાં. આ બધું જાણે શાન્ત, શુદ્ધ, ઇશ્વરનો સત્વ-ગુણ હોય એમ સમજાય છે; અને પેલી પ્રલયની મૂર્ત્તિ ? તેતો સમુદ્રના તમોગુણનો પરિચય હતો ! ખરેખર, તમજ સૃષ્ટિનો નાશ કરે છે !

પ્રતિભા અને મિહિર ઉપલા તમમાંથી મુક્ત થઇને સત્વમાં પડયાં છે ! આજ કારણથી તેમને આશ્રય મળ્યો—તેમનું રક્ષણ થયું અને તેમને દુઃખ સમુદ્રનો સુખરૂપ કિનારો હાથ લાગ્યો ! પણ એના મૂળમાં તે ઇચ્છામયની ઇચ્છા તો ખરીજ !

આ સમયે એક વણિકનું મોટું વહાણ સમુદ્રમાં જતું હતું, પરંતુ વચ્ચે પવનનું તોફાન નડવાથી ખલાસીઓએ વહાણને લંગર કર્યું હતું. પછી ધીરે ધીરે તોફાન સમ્યું અને સમુદ્રે શાન્ત મૂર્ત્તિ ધારણ કરી. હવે સમુદ્રનું જળ પણ સ્ફુટ જ્યોત્સ્નાથી અપૂર્વ શોભામય દેખાય છે. જ્યાં નજર કરીએ ત્યાં શાન્ત, સ્થિર અને તૃપ્તિકર ભાવ જણાય છે ! ચંદ્રનું ભુવન—મોહન હાસ્ય જોઇને, સમુદ્ર પણ જાણે આનંદમાં ઓતપ્રોત્ થઇને હસતો હોય અને તેણે પહેલાંની વાત સૌ વિસારે નાંખી હોય, એમ તેમની આકૃતિ ઉપરથી સમજાય છે ! કોણ કહેશે કે અર્ધા કલાક પહેલાં આ સમુદ્ર સંહારમૂર્ત્તિ ધારણ કરીને આખા સંસારને ગ્રાસ કરવાને માટે તૈયાર થયો હતો ?

ભય અને ત્રાસનો અવસાદ દૂર કરવાને માટે વણિક પોતાના માણુસો સાથે વહાણુના ઉપલા ભાગમાં આવ્યો અને પ્રફુલિત ચિત્તે પ્રકૃતિની મનોહર શોભા જોવા લાગ્યો.

અહા ! કેવો તૃપ્તિકર દેખાય છે ! જે તરફ જુઓ તે તરફ વિમળ જ્યોત્સ્નાની શાન્ત ધારા વહેતી હોય એમ જણાય છે ! ચંદ્રનું અજવાળું પણ એવું પડયું છે કે અત્યારે જાણે દિવસ હોય એવો ભ્રમ થાય છે ! દિગ્દિગન્તમાં વ્યાપ્ત થઇને રજકતા કૌમુદિ વિકસિત થઈ રહી છે ! અને આખું જગત્ જાણે તેમાં સ્નાત થઇ રહ્યું છે ! અત્યારે તો જાણે ભગવાનનો પ્રત્યક્ષ આશીર્વાદ નભોમંડળને ભેદ કરીને અજસ્રધારાથી ધરાતળ પર વર્ષતો હોય એમ દેખાય છે ! સમુદ્ર પણ તે અમૂલ્ય નિધિને પોતાના વિશાળ હૃદય પર ધારણ કરીને આનંદથી હસતો હોય એમ જણાય છે !

વણિક પ્રકૃતિની આવી મનોહર લીલા જુવે છે અને તેની સાથે સાથે સમુદ્રની પહેલાંની સંહારમૂર્ત્તિ કલ્પનાનાં નેત્રે અવલોકન કરીને વચ્ચે વચ્ચે ચમકી ઉઠે છે ! અહા ! કેવો ભયંકર પ્રલયકારક દેખાવ ! તેને સંભારતાં હજુ પણ હૃદય કમ્પી ઉઠે છે !

ચંદ્રના અજવાળાથી વિશાળ સમુદ્રમાં તણાતી એક વસ્તુ પર પેલા વણિકની દ્રષ્ટિ ગઇ. એક મોટું લાકડું, પોતાના બન્ને છેડા ઉપર જાણે મોટો ભાર લઇને તેનો આશ્રય માગતું હોય એમ તેના વહાણ પાસે થઇને જવા લાગ્યું ! અરે ! આ શું ? આ તો લાકડાને વળગીને બે માણુસો તણાય છે ! આ એકનો હાથ દેખાય છે ! બીજાની પીઠ નજરે પડે છે ! વળી માથાના વાળ સુદ્ધાં જણાય છે ! ખરેખર ! કોઇ માણુસોજ તણાય છે ! “ અરે કોણ છે ? જલદી નાવડી મૂકો !”

વણિકે ઉચ્ચ સ્વરે વ્યાકુલ ભાવે ખલાસીઓને ઉદ્દેશીને કહ્યું–“ જેમ બને તેમ જલદી આ માણુસોને બચાવો ! ”

શેઠની આજ્ઞાથી બે ખલાસીઓ વહેલા વહેલા ત્યાં આવ્યા.

તેમને જોઇને પેલો દયાળુ વણિક અધિક વ્યાકુળતાથી બોલ્યો—" જાઓ, જલદી નાવડી લઇને જાઓ. જોતા નથી બે માણસો મરણના મ્હો-ડામાં પડયાં છે ! જાઓ નાવડી મૂકતાં વાર લાગે એમ હોય તો તરીને જાઓ અને ગમે તે રીતે એમને બચાવીને લઈ આવો !"

શેઠની આજ્ઞા થતાંની સાથે એક ખલાસીએ તેમજ કર્યું ! તેણે વહાણ ઉપરથી ભૂસકો માર્યો અને તરતો તરતો તે લાકડા પાસે ગયો. બીજો ખલાસી વહાણ સાથે બાંધેલી નાની નાવડીને લઇને તેમને બચાવવા દોડયો ! પહેલા ખલાસીએ તે લાકડા પાસે જઇને જોયું તો ખરેખર, તેના શેઠે કહ્યું હતું તેમજ બે અસહાય માણસો લાકડાને વળગીને વિશાળ સમુદ્રમાં તણાતાં હતાં !

નાવડી લઇને બીજો ખલાસી તેજ વખતે ત્યાં આવી પહોંચ્યો. બન્ને જણાએ મળીને પેલાં અસહાય મુમુર્ષુ માણસોને સંભાળથી ઉંચકીને નાવડીમાં લીધાં !

વહાણના ઉપલા ભાગ પર ઉભો રહીને વણિક આ કરૂણાજનક દેખાવ જોતો હતો. બે નિરાશ્રય માણસોને જ્યારે ખલાસીઓએ નાવ-ડીમાં લીધાં ત્યારે તેની આંખમાં આનંદનાં આંસુ આવ્યાં !

જ્યારે નાની નાવડી બે અસહાય માણસોને લઇને વહાણ આગળ આવીને ઉભી રહી ત્યારે તે વણિક વહાણમાંથી ઉતરીને નાવડીમાં આવ્યો અને બેભાન સ્થિતિમાં પડેલાં બે માણસોના માથા આગળ ઉભો રહ્યો ! હાય ! મુમુર્ષુ અવસ્થામાં પણ આવું રૂપ ? " અહા ! કયા અભાગી માણસનો આ પુત્ર રત્ન હશે ? બિચારો સમુદ્રમાં તણાતો હતો, પણ ભગવાને બચાવ્યો ! આ શું ? આ તો એક સ્ત્રી અને એક પુરૂષ જણાય છે !" દયાળુ વણિક સંભાળથી તેમના શ્વાસ પ્રશ્વાસની પરીક્ષા કરવા લાગ્યો. જો કે તેમનાં સર્વાંગ, શીતળ અને અવશ જણાતાં હતાં તોપણ છાતી કાંઇક ધડકતી હતી અને મ્હોડામાંથી સહેજસાજ ઉન્હો પવન બહાર નીકળતો હતો.

તરતજ બન્ને જણાંને નાવડીમાંથી વહાણમાં લીધાં અને સુકાં વસ્ત્રથી સારી રીતે તેમનાં શરીર લુછીને શેક કરવા માંડયો. ત્યાર પછી થોડું ગરમ કરેલું દુધ યુક્તિથી તેમના ગળામાં રેડયું. આવી રીતે અર્ધા કલાક સુધી તે પરોપકારી વણિકે આ મુમુર્ષુ માણસોની અત્યંત કાળજીથી સેવા કરી; તેથી બન્ને જણાંએ ધીરે ધીરે આંખો ઉઘાડી ! પોતાની સામે અજાણ્યા માણસોને એકઠા થયેલા જોઇને, તેમણે ધીરે ધીરે પૂર્વ સ્મૃતિ જાગ્રત કરવાને માટે પ્રયત્ન કર્યો. અંતે તેમને સમજાયું કે દૈવ દુર્ઘટનાથી સમુદ્રમાં તણાયા પછી આ દયાળુ માણસોએ તેમને બચાવીને પોતાના આશ્રયમાં લીધાં છે.

બન્નેની આંખમાં ધીરે ધીરે કૃતજ્ઞતાનાં આંસુ ભરાઇ આવ્યાં ! ત્યારપછી તેમણે ઘણા ભક્તિભાવથી સઘળાને પ્રણામ કર્યા !

દયાળુ વણિક—સંતતિના સુખથી વિમુખ રહેલો સ્નેહશીલ વણિક ! કોમળ સ્વરે બોલ્યો—" ભાઇ ! તમે ગમે તે હો તેની મને ચિંતા નથી, પણ હમણાં તમે થોડો વખત શાન્તિ લો. આ વખત ઉપકાર બતાવવાનો નથી. તમે પહેલાં સારાં થાઓ ત્યાર પછી આપણે સઘળી વાત કરીશું ! પરમેશ્વરની કૃપાથી તમારૂં રક્ષણ થયું છે એમ જાણજો; કારણ હું તો નિમિત્ત માત્ર છું ! "

વણિકે પાછી તેમની ઉત્તમ સેવાચાકરી કરવા માંડી. બીજું થોડું ગરમ દુધ તેમને પાયું એટલે ધીરે ધીરે તેઓ ઉઠીને બેઠાં થયાં અને કાંઇક શક્તિ આવતાં તેમને બોલવાનું ભાન આવ્યું. ધીરે ધીરે વાતચિતનો પ્રસંગ મળ્યો એટલે તેઓ એક બીજાના પરિચયથી જાણીતાં થયાં !



## વિષમ પરિક્ષા.

જે પુણ્યવાન વણિકે મિહિર અને પ્રતિભાને બચાવ્યાં તે એક ભારતવાસી હતો અને ઉજ્જયિની તેનું જન્મસ્થાન હતું. વાણિજ્યને માટે તે વખતોવખત સિંહલ અને તેની આજુબાજુના દ્વિપોમાં આવ-જાવ કરતો હતો. આ વખતે પણ તેજ હેતુ સાધન કરીને તે પોતાના દેશ જતો હતો.

વણિકનું જન્મસ્થાન ઉજ્જયિની છે અને તે હમણાં ત્યાંજ જાય છે, એ સાંભળીને મિહિર અને પ્રતિભાને પારાવાર આનંદ થયો! વળી તેણે પોતાની મેળે ખુશી થઇને બન્ને જણાંને ઉજ્જયિની લઈ જવાને કહ્યું એથી મિહિર અને પ્રતિભાને તો આકાશમાંનો ચંદ્રમા હાથમાં આવ્યો હોય તેમ થયું! તેમણે કદી સ્વપ્નામાં પણ ધાર્યું ન હતું કે આવું થશે, પણ તે પ્રત્યક્ષ થયું; અને તેમણે જાતે અનુભવ્યું! પણ એમ થવામાં તે મંગળમય પ્રભુનો હાથ હતો અને તેની શુભ ઇચ્છા-નુંજ એ ફળ હતું; એવું મિહિર અને પ્રતિભાએ વિશેષરૂપે પોતાના અંતરમાં માન્યું! કારણ ભારતવર્ષ ક્યાં છે અને ઉજ્જયિની કયી દિશામાં છે તેનીયે તેમને ખબર ન હતી. વળી લાંબો સમુદ્રપથ, તેમાંયે બન્નેની અસહાય સ્થિતિ અને અજાણતા; આવી પ્રતિકૂળ અવસ્થામાં, અનાયાસે અને વિના પ્રયત્ને તેમની સિદ્ધિનો માર્ગ સુગમ થયેલો જોઇને તેઓ એકાન્ત મને ઇશ્વરને ધન્યવાદ દેવા લાગ્યાં!

" ભગવાન! ખરેખર, તમારી દયાનો પાર નથી! વિપદ્‌ની અંદર નાંખીને પણ તમે મનુષ્યને સંપદ્ દાન કરો છો! અતિ અમંગળમાં પણ તમારો મંગળ હસ્ત જોવામાં આવે છે! આજે જો અમે સંપૂર્ણ આશ્રયહીન થઇને સમુદ્રમાં તણાયાં ન હોત તો કોઇ

પણ રીતે આ દયાર્દ્રહૃદય વણિકનો મેળાપ થાત નહિ અને આવી રીતે સુખમાં અમારાથી ઉજ્જયિની જઈ શકાત નહિ !"

વણિકે કહ્યું–" હા; આવી રીતેજ ઇશ્વર પોતાની મંગળમય ઇચ્છા પૂર્ણ કરે છે, આપણે તો ઉપલક્ષ્ય માત્ર છીએ !"

કૃતજ્ઞ અંતરે થોડીવાર સુધી વહાણમાંના સઘળા માણસો પરમેશ્વરના અપાર મહિમા વિષે ગુણગાન કરવા લાગ્યા ! સઘળાની આંખમાંથી કૃતજ્ઞતાનાં આંસુ પડવા લાગ્યાં !

વણિકે કહ્યું–" આવો સત્સંગ મળવાથી મને ઘણોજ આનંદ થયો ! ચાલો, સુખદુઃખની વાતો કરતાં ઉજ્જયિની જઇશું; એથી શ્રમ પણ લાગશે નહિ અને રસ્તો પણ જણાશે નહિ !"

એ સાંભળીને મિહિર બોલ્યો–" મહત્ વ્યક્તિ આવી રીતેજ ચિત્તપ્રસાદ લાભ કરે છે ! તેમને પારકો ભાર ભાર, તરીકે જણાતોજ નથી !"

વણિકે સહજ હસીને ઉત્તર દીધો–" આને જો ભાર કહેવામાં આવે તો સંસારમાં સુખકર બીજી કયી વસ્તુ છે તે હું જાણતો નથી! ભગવાન કરે ને હું જન્મોજન્મ આવો ભાર વહન કરીને મરૂં ! કેમ બહેન ! તમે કાંઈ બોલતાં નથી ?"

પ્રતિભાએ કહ્યું–" તમારી વાતો સાંભળું છું અને ભાગ્યનો વિચાર કરૂં છું !" ત્યારપછી તે પોતાના મનમાં બોલી–" હું શું બોલું ? આ બધું જોઇને મને તો શું બોલવું તેની સમજણ પડતી નથી ! જે થયું તે ઠીકજ થયું ! ભગવાન આવી રીતેજ માણસને અવસ્થાના ચક્રમાં નાંખીને પોતાનો મહાન ઉદ્દેશ સિદ્ધ કરે છે ! અંકુરમાંજ તે વૃક્ષનું વૃક્ષત્વ સ્થિર કરે છે ! આવું સ્પષ્ટ સમજાય છે તે છતાં માણસને અભિમાન થાય છે !!"

અનુકૂળ વાયુથી વહાણ સપાટાબંધ ચાલવા લાગ્યું; પછી તેને કંઇ વિઘ્ન નડ્યું નહિ.

એક દિવસ એક બંદર આવતાં વહાણને લંગર કરીને બધા માણસો ખાદ્ય ખોરાકીની વસ્તુ લેવા ગામમાં ગયા. ત્યાંથી આવતી વખતે રસ્તામાં–તેમના વહાણની સામેના એક ખેતરમાં એક ગાય પ્રસવ વેદનાથી પીડાતી બધાના જોવામાં આવી. આથી પેલા વણિકને જ્યોતિષની પરીક્ષા જોવાનું મન થયું ! તેણે મિહિરને હસતાં હસતાં પૂછ્યું–" આ ગાયને ઘડી બે ઘડીમાં પ્રસવ થાય એવું જણાય છે, તો કહો જોઇએ એને કેવા રંગનું અને કયી જાતનું વાછરડું આવશે ? "

મિહિરે પોતાની આંગળીના વેઢા પર સાંકેતિક કંઇ ગણત્રી કરીને તેજ પળે ઉત્તર દીધો–" આ ગાયને ધોળા રંગનું એક વાછરડું આવશે અને તે ગાય હશે ! "

વણિક પરીક્ષાનું ફળ જોવાને માટે કંઇક ઉત્સુક બન્યો; પરંતુ મિહિરને પોતાની સફળતા માટે સંદેહ ન હતો. તેતો શાન્તિથી સમયની વાટ જોવા લાગ્યો !

થોડીવારમાંજ ગાયને પ્રસવ થયો. મિહિરના કહેવા પ્રમાણે ગાય જન્મી ! પણ આ શું ? તેનો રંગ ધોળો નથી પણ કાળો છે !

તેજ પળે મિહિર ઝાંખો પડી ગયો ! શરમથી મરણતોલ બની ગયો ! તેને પોતાની જાતને માટે અતિશય ધિક્કાર ઉપજ્યો ! !

વણિક મ્હોડે તો કંઇ બોલ્યો નહિ પણ મનમાં ને મનમાં મિહિરના જ્યોતિષ માટે શ્રદ્ધાહીન બન્યો !

મિહિર તે સમજી ગયો. એથી તેના મનમાં અતિશય દુઃખ ઉપજ્યું. તે પોતાના મનમાં બોલ્યો–" હાય ! બધું નકામું ગયું ! અત્યાર સુધી જેને માટે શ્રમ વેઠયો અને કષ્ટ સહન કર્યું તે બધું પાણીમાં ગયું ! મ્હેં શા માટે જીવનનો લાંબો કાળ આવા પશુશ્રમને માટે ગાળ્યો ? હાય ! એથી ઇષ્ટસિદ્ધિ તો થઇ નહિ પણ હું લોકોની હાંસીને પાત્ર થયો ! ધિક્કાર છે મ્હારી શાસ્ત્રચર્યાને ! ધિક્કાર છે મ્હારી વિદ્યાશિક્ષાને ! "

આવી રીતે આત્મધિક્કારથી મનમાં અવિશ્વાસ ઉપજ્યો અને તેથી જ્યોતિષશાસ્ત્ર ઉપરથી મિહિરની શ્રદ્ધા ઉઠી ગઇ ! અશ્રદ્ધા થઈ એટલે આત્માભિમાન આવ્યું ! મિહિર બોલ્યો–" જ્યોતિષશાસ્ત્ર મિથ્યા છે ! માણસને ઠગવાની વિદ્યા છે !! "

અતિશય દુઃખથી મિહિર બધાંને પડતાં મૂકીને વહાણમાં આવ્યો. પ્રતિભા, વણિક વિગેરે માણસો હજુ ગાયની પાસેજ ઉભાં હતાં.

મર્માહત થયેલો મિહિર, કોઇને કાંઇ કહ્યા વિના અને આગળ પાછળનો કોઇ પણ જાતનો વિચાર કર્યા વિના ગુરૂએ આપેલા ત્રણ અમૂલ્ય ગ્રંથો લઇને વહાણના ઉપલા ભાગમાં આવ્યો અને ત્રણ ગ્રંથોમાંથી એક ગ્રંથ લઇને ધિક્કાર અને અવજ્ઞાની સાથે તેને ફાડવા લાગ્યો ! આવી રીતે આખા ગ્રંથને ફાડી ચીરીને તેણે સમુદ્રમાં હોમી દીધો ! ત્યારપછી બાકી રહેલા બે ગ્રંથોનો પણ એવીજ રીતે નાશ કરવા માટે તે તૈયાર થયો !

દૂરથી પ્રતિભાએ આ બધું જોયું. જોતાંની સાથેજ તે તીરવેગે વહાણમાં આવી અને મિહિરનો હાથ પકડીને બોલી–" હાય ! આ શું ? તમે આ શું કર્યું ? "

મિહિર–મ્હેં જે કર્યું તે બરાબર કર્યું છે ! નકામી આ વેઠ રાખીને કાંઇ લાભ ?

પ્રતિભા–આને વેઠ કહો છો ? મિહિર ! તમારી ગુરૂભક્તિ આવીજ કે !?

મિહિર–ગુરૂભક્તિને શું કરૂં ? પ્રતિભા ! તને શું કહું ? આથી તો મ્હારૂં મ્હોત આવ્યું હોત તો સારૂં થાત ! આજે હું મ્હારા જીવનદાતા મહાત્માની પાસે જુઠો અને મૂર્ખ ઠર્યો !

પ્રતિભા–તમને કોણે કહ્યું કે તમે મૂર્ખ અને જુઠા છો ? તમે પરમજ્ઞાની અને ધિમાન છો ! જરા આંખ ઉઘાડીને જુઓ તો ખરા કે પેલા વાછડાનો રંગ હવે કેવો દેખાય છે ?

મિહિર ચમકીને બોલ્યો—" આ શું ? પ્રતિભા ! પ્રતિભા ! ! તું સાક્ષાત્ દેવી છે ! "

પ્રતિભા—હું દેવી નથી પણ સિંહલરાજ ચંદ્રચુડની દુહિતા સાધારણ નારી છું ! પણ તમે કેવા કે આગળ પાછળનો કાંઈ વિચાર કર્યા વિના આવી રીતે સહજમાં, એક અમૂલ્ય નિધિને સમુદ્રમાં નાંખી દીધો ! હાય ! મને રડવું આવે છે કે તમે શું જોઈને આવું સાહસ કર્યું !

પ્રતિભાના શબ્દોથી વિસ્મિત થઈને, દુ:ખ અને શોકથી વિહ્વળ બનીને મિહિરે જોયું તો ખરેખર, પ્રતિભાના કહેવા પ્રમાણે ગાયનું વાછરડું ધોળા રંગનું જણાયું ! માતાના ગર્ભમાંથી બહાર પડ્યું ત્યારે તેનો રંગ કાળો હતો પણ ગાયે તે વાછરડાને વારંવાર ચાટવાથી અને બહારના પવનથી તેનો રંગ સહજમાં બદલાઈ ગયો ! સંસારિક અભિજ્ઞતા, અને ભૂયોદર્શનના અભાવથી મિહિર આમાંનું કાંઈ સમજ્યો નહિ અને તેથી તેણે પોતાના જીવનમાં કદી ન કરેલી એવી ભયંકર ભૂલ કીધી ! અનુતાપ, આત્મગ્લાનિ અને ક્ષોભથી તે ઉન્માદ જેવો બની ગયો !

આવી સ્થિતિમાં તે અચાનક વિકળ કંઠે બોલી ઉઠ્યો-"પ્રતિભા ! દેવી ! તું મને ક્ષમા કર ! હું આપઘાત કરીને આ મહા પાપનું પ્રાયશ્ચિત કરીશ ! હાય ! હું એકજ સાથે શાસ્ત્રદ્રોહી અને ગુરૂદ્રોહી બન્યો ! મ્હારી મૂર્ખતાથી જગતની એક અમૂલ્ય વિદ્યા—એક અભ્રાન્ત શાસ્ત્ર સદાને માટે વિલુપ્ત થયું ! હવે જીવીને મ્હારે શું કરવું ? ! "

પ્રતિભા વહેલી વહેલી મિહિરનો હાથ પકડીને બોલી—" અરે ! આ શું કરો છો ? આમ સમુદ્રમાં પડવાથી શું પ્રાયશ્ચિત થશે ? ના; એમ કરવાથી શું ફળ ? તમે જગત્માં કાર્ય કરવાને આવ્યા છો તો કરો ! નકામું દુ:ખમાં દુ:ખ વધારીને તમે શું સાર ક્હાડશો ? ! "

નિરાશાથી મિહિર બોલ્યો—" પ્રતિભા ! હું શું કાર્ય કરૂં ? મ્હારાથી કાંઈ નહિ થાય ! હું મૂર્ખ છું, બુદ્ધિહીન છું, મ્હારી પાસે

તું શું જોઈને કાર્યની આશા રાખે છે ?!"

પ્રતિભા—ગુરૂના ચરણમાં ક્ષમા માગો ! સર્વદા સ્વયંભૂ શંકરનું સ્મરણ કરો. એથી ચિત્તની શુદ્ધિ થશે—મનની મલિનતા દૂર થશે. આટલું તો હાલ કરો !

મિહિર—અને પછી ?

પ્રતિભા—પછી બાકી રહેલા બે ગ્રંથોને લઈને ભારતવર્ષમાં જાઓ અને ત્યાં જઈને એના વડે જ્ઞાનનો પ્રચાર કરો. એથી જગત અતુલ શક્તિ પ્રાપ્ત કરશે અને તમારૂં જીવન પણ સાર્થક થશે ! તમે આમ કરશો તોજ તમારા પાપનું પ્રાયશ્ચિત્ત થશે ! આપઘાત કરવાથી કાંઈ નહિ વળે !

મિહિર—પ્રતિભા ! ત્યારે તું મને મરવા નહિ દે ?

પ્રતિભા—પહેલાં હું મરીશ, ત્યારપછી એ વાત !

મિહિર—તે વળી શું ?

પ્રતિભા—પહેલાં વારી મ્હારી છે ! જોઉં કયો ગ્રંથ ગયો ? હા; નસીબ ! ખગોળ ભૂગોળના બે ગ્રંથો રહ્યા અને પાતાળ વિષયનો ગ્રંથ ગયો ! મનુષ્યલોકમાં જે વસ્તુથી કામ સરે એવું હતું તે વસ્તુ રહી છે અને જે અલભ્ય વસ્તુ હતી તે હાથમાંથી ગઈ છે ! હવે હું સમજવા પામી છું કે એ બધી પરમેશ્વરની લીલા છે એમાં તમારો કાંઈ દોષ નથી !

મિહિર—પ્રતિભા ! હવે મને સારી રીતે સમજાય છે કે હું તને સંપૂર્ણ રીતે અયોગ્ય છું !

પ્રતિભા—એ વાત તમે ઘણીવાર કહી ચૂકયા છો. ઘડી ઘડી એ જુની વાતને સંભારવાથી શું લાભ ? યોગ્ય અને અયોગ્ય વિચારનો જે ધણી છે અને તેણે જ્યારે આવી યોજના કરી છે તો તેના પર આસ્થા રાખીને મનને સ્થિર કરો એટલે એ પ્રશ્ન ફરી ઉઠશે નહિ !

મિહિર–પ્રતિભા ! પ્રતિભા !! તું ખરેખર ક્ષમામયી છે !

પ્રતિભા—એક હિસાબે ખરી; કારણ કોઇ વિષયમાં ક્ષમતા નહિ !

મિહિર–વાતચિતમાં તો હું હંમેશાં ત્હારી પાસે હાર માનતો આવ્યો છું !

પ્રતિભા હસીને બોલી–"ત્યારે ખુશીમાં આવે તો આજે પણ માનો ! હવે એ બધી વાતોજ કર્યા કરશો કે પેલા વણિકની સંભાળ લેશો ? જુઓને ભલો માણસ હજુ કાંઠા ઉપરજ ઉભો રહ્યો છે !

મિહિર–તે પોતાની ખુશીથી ત્યાં ઉભો છે. જો તો ખરી તે એકી નજરે વાછરડાને કેવો જોઇ રહ્યો છે ? ઇશ્વરનો મહિમા જોઇને જાણે તે કાંઇ મોટા વિચારમાં પડી ગયો હોય એમ જણાય છે. માણસ ખરેખર પરમેશ્વરનો ભક્ત દેખાય છે !

પ્રતિભા–ભક્ત ન હોત તો ભગવાન શું આ દુર્ભાગી જીવનના રક્ષણનો ભાર તેને સોંપે પણ ખરો !

મિહિર–જીવનનું રક્ષણ તો થયું પણ અભિશાપ્ત જીવન લઇને આપણે સંસારમાં રહેવું પડશે ! કારણ આજ આપણા જીવનનો કુપ્રભાત છે !

પ્રતિભા–કુપ્રભાત આપણો નહિ પણ ભારતવાસીઓનો છે ! કારણ એથી જ્યોતિર્વિદ્યાનો સંપૂર્ણ લાભ ભારતને મળત; પણ વિધાતાની ઇચ્છા જુદી હતી તેથીજ એમ બન્યું ! તમે તો માત્ર નિમિત્તરૂપ છો !

મિહિર–એ નષ્ટ ગ્રંથનો ઉદ્ધાર ત્હારાથી થઇ શકે એમ નથી ?

પ્રતિભા—ના, મ્હારામાં તેવી શક્તિ નથી. તમે જાણો છો કે પાતાળવિષયક વિદ્યા ગુરૂદેવે આપણને શિખવી નથી. જો એનું મૂળ-સૂત્ર હું જાણતી હોત તો કંઇક પ્રયત્ન કરી જુવત !

મિહિર—ખગોળ અને ભૂગોળના ગ્રંથો નષ્ટ થયા હોત તો હું ધારું છું કે તું તેનો ઉદ્ધાર કરી શકત.

પ્રતિભા—ગુરૂદેવની કૃપાથી એ બન્ને ગ્રંથો મ્હારે કંઠસ્થ છે; જરૂર પડતાં હું તેમાં કંઇક નવું તત્વ પણ ઉમેરી શકું તેમ છું !

મિહિર—અરેરે ! મ્હેં કેવું ભયંકર કૃત્ય કીધું ! જાણી જોઇને મ્હેં જગતની કલ્યાણકારક વસ્તુનો નાશ કીધો ! હાય ! મ્હારા જેવો અધમ બીજો કોણ હશે ?

પ્રતિભા—તમે શા માટે સંતાપ કરો છો ? નસીબ વાંકું હોય છે ત્યારે એમજ થાય છે !

મિહિર દીર્ઘ નિશ્વાસ મૂકીને બોલ્યો—" અરેરે ! મ્હેં કેવું અધમ કૃત્ય કર્યું ! "

પ્રતિભા—પાછું એવું બોલ્યા ? તમે કોણ ? અને તમારાથી શું થઇ શકે એમ છે ? કહો જોઇએ તમે એ ગ્રંથનો નાશ કીધો તે વખતે એવું જાણતા હતા કે એ પાતાળવિષયક ગ્રંથ છે ?

મિહિર—ના; કાંઇ પણ નહિ.

પ્રતિભા—ત્યારે તમે એવું જાણતા ન હતા અને વિશેષે કરીને પાતાળવિષયક ગ્રંથનોજ સૌથી પહેલાં નાશ કરવો, એવી તમારી ઇચ્છા ન હતી તો પછી તમારે બોલવાનું ક્યાં રહ્યું ? એ અંધકારમાં રહેલી વસ્તુ અંધકારમાંજ રહેશે ! કારણ પરમેશ્વરની એવી ઇચ્છા છે ! તમે ને હું નકામા તર્ક કરીએ તેમાં શું વળે ?

મિહિર—પ્રતિભા ! ત્હારી યુક્તિ પણ અખંડનીય છે !

પ્રતિભા—તમારી પાસે હશે; પણ કોઇ તાર્કિકની પાસે તો એ મૂર્ખ માણસના લવારા જેવુંજ છે !

મિહિર—તું મ્હારાથી બધી વાતે શ્રેષ્ઠ છે !

પ્રતિભા—પાછું એવું બોલ્યા ? ચાલો હવે ગુરૂદેવની પાસે ખરા અંતઃકરણથી ક્ષમા માગો !

મિહિર—એકવાર નહિ પણ હજારવાર હું ક્ષમા માગવાને તૈયાર છું !

મિહિર ખરા અંતઃકરણથી ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો-"ગુરૂદેવ ! પતિતપાવન ! મને ક્ષમા કરો ! હું મૂઢ અને પાતકી છું તેથી કોઇ પણ જાતનો વિચાર કર્યા વિના મ્હેં તમારો આપેલો અમૂલ્ય નિધિ ગુમાવ્યો છે ! પણ દેવ ! નિજ ગુણે મને ક્ષમા કરો ! હું અનાધિકારી. અજ્ઞ અને ઘોર મૂર્ખ છું તેથી મ્હેં જાણી જોઇને જગતના એક જ્ઞાનાલોકને ઓળવી નાંખ્યો છે ! હું તમારો અપરાધી છું-અધમ છું; દયા કરીને આ દાસનો અપરાધ ક્ષમા કરો ! જય શિવશંભુ ! જય શ્રી શંકર ! મને સુમતિ આપો અને જગતનું કલ્યાણ કરો !!"

મિહિરના ખભા પર મમતાથી હાથ મૂકીને પ્રતિભા બોલી- "કેમ હવે તમારો હૃદય-ભાર ઓછો થયો ?"

"હા, કંઇક થયો ખરો અને બાકી હશે તે હવે પછી થશે!" મિહિર બોલ્યો.

"પ્રિયતમ ! તમે તો તમારા અજ્ઞાનકૃત પાપનું પ્રાયશ્ચિત્ત આવી રીતે અનુતાપના અગ્નિથી દગ્ધ થઇને કર્યું અને એમ કરીને તમે એય રીતે નિશ્ચિંત થયા; પણ મ્હારૂં જ્ઞાનકૃત મહાપાપ શી રીતે ધ્વંશ થશે તે મ્હારાથી સમજાતું નથી ! હાય ! પિતાનો ઘોર અભિશાપ અને માતાનો દીર્ઘ નિશ્વાસ સંભારતાં હું હજુ પણ કમ્પી ઉઠું છું ! મિહિર ! તમે શું એમ ધારો છો કે માતાપિતા જેવાં મહાન ગુરૂઓનો મનસ્તાપ વૃથા જશે ! ના, કદી પણ વૃથા નહિ જાય ! સમય પૂરો થશે એટલે મ્હારે અતિ કઠોર પ્રાયશ્ચિત્ત કરવું પડશે ! એ દિવસની હું આતુરતાથી રાહ જોઉં છું ! હાય ! એ શુભ દિવસ ક્યારે આવશે ?" પ્રતિભા દુઃખથી વિહ્‌વળ બનીને બોલી.

"તું એવા દુઃખી દિવસને શુભ દિવસ કહે છે પ્રતિભા !" મિહિરે પૂછ્યું.

"હા; જે દિવસે પાપનું પ્રાયશ્ચિત્ત થાય તે દિવસને શુભ દિવસજ કહેવો જોઇએ !!" પ્રતિભા બોલી.

"પણ હવે પ્રાયશ્ચિત્તમાં બાકી શું રહ્યું છે? અત્યાર પહેલાં બે દુર્ઘટના તો બની ચૂકી!" મિહિર બોલ્યો.

"આપણે સમુદ્રમાં તણાયાં, તે માટે કહેતા હશો!" પ્રતિભાએ પૂછ્યું.

"હા, તે એક; અને બીજી દુર્ઘટના ગુરુદેવે આપેલો અમૂલ્ય નિધિ ગૂમાવ્યો તે!" મિહિર બોલ્યો.

પ્રતિભાએ હસતાં હસતાં ઉત્તર દીધો—"એ તો મહા પાપના માત્ર સૂચના થઇ! મોટામાં મોટું પ્રાયશ્ચિત્ત તો હજુ બાકી છે! તોપણ આપણે કાર્ય કરવા આવ્યાં છીએ તે કાર્ય કરીશું! અને એમ કરીને કર્મફળનું કાંઇક ખંડન કરીશું! એ સિવાય બીજી કયી આશા આપણાથી થાય તેમ છે?!"

થોડી વારમાં વણિક પોતાના માણસો સાથે વહાણમાં આવ્યો. તેણે મિહિરને ધન્યવાદ આપ્યો અને તેની ઘણી પ્રશંસા કરી. ત્યાર પછી વહાણ ચાલ્યું અને ધારેલા સમયે નિર્વિઘ્ને ઉજ્જયિની આગળ પહોંચ્યું.

## ૨૬

## વિક્રમાદિત્યની રાજસભામાં!

તે દિવસો સ્વપ્નની પેઠે વહી ગયા છે. હિન્દુ જાતિનો આદર્શ રાજા વિક્રમાદિત્ય અને તેના આવિર્ભાવનો સમય હમણાં સ્વપ્નના જેવો જણાય છે! તે વિદ્યા–વિનયમંડિત, વિદ્વજ્જન–પાલક નૃપતિ તે નવરત્ન સભાનો પ્રતિષ્ઠાતા, કીર્તિમાન પુરુષ અને તેનાં પરાક્રમો હમણાં દંતકથા જેવાં ગણાય છે તે પ્રાચીન ઉજ્જયિની ક્યાં? અને તેનાં કીર્તિકલાપો ક્યાં? કાળની વિસ્મૃતિના ગર્ભમાં સઘળું લીન થઇ ગયું છે! કેવળ તેની પુણ્યમય સ્મૃતિ સિવાય બીજું કાંઇપણ રહેવા પામ્યું નથી!

ઐશ્વર્યથી પુર, જ્ઞાનના આલોકથી ભરપુર, મહા નગરી ઉજ્જયિનીને જોઇને પ્રતિભા અને મિહિર આશ્ચર્ય પામ્યાં !

મિહિર પોતાના મનમાં વિચારવા લાગ્યો–"ત્યારે શું આજ મ્હારી પ્રિય જન્મભૂમિ ? અહા ! એની શોભા કેવી સ્વર્ગીય છે ! આટલા દિવસ પછી મ્હારૂં જીવન સફળ થયું ! હવે પૂજ્યપાદ પિતૃદેવનાં ચરણ દર્શન કરીને મ્હારી આંખોનું સાર્થક કરીશ !"

પ્રતિભા પોતાના મનમાં વિચારે છે–"ભગવાન્ અમને આ રાજ્યમાં લઇ આવ્યો છે તો અમે અહિં રહીનેજ જ્ઞાનનો આલોક વિતરણ કરીશું ! આ સ્થળેજ અમારી વિદ્યાની પરીક્ષા થશે. ત્યાર પછી ? ત્યાર પછી મહાપાપનું પ્રાયશ્ચિત્ત અને કર્મનું અવસાન. મન ! હવે અત્યારથીજ તૈયાર થઈ જા !!"

તે પરોપકારી વણિકની સહાયતાથી પ્રતિભા અને મિહિર જ્યોતિર્ષીના વેશમાંજ રાજસભામાં દાખલ થયાં. કોઈ પણ જાતની આડંબર વિનાની તેમની સ્વાભાવિક સુંદરતા ઉપર તેમણે પહેરેલાં સાદાં પણ સ્વચ્છ વસ્ત્રો અતિ મધુરી શોભા આપવા લાગ્યાં. તેમને જે જુએ તે મુગ્ધ થતું હતું અને ઘડીવાર ભાન ભૂલીને સૌ કોઈ તેમને જોવાને ઇચ્છતું હતું એટલુંજ નહિ પણ પ્રત્યેક જોનાર પોતાના અંતઃકરણમાં તેમની સ્વાભાવિક સ્વતંત્રતાનો અને કંઇક વિશેષપણાનો અનુભવ કરતું હતું.

તે સમયે રાજા વિક્રમાદિત્ય રત્નજડિત સિંહાસન ઉપર બેસીને પોતાનાં અમૂલ્ય નવરત્નોની સાથે શાસ્ત્રચર્ચા કરતો હતો. કાલિદાસ, ક્ષપણક, અમરસિંહ, વિક્રલભટ્ટ, ઘટકર્પર, સકું ધનવંતરી, વરરૂચિ અને વરાહ એવા એવા નવ દિગ્વિજયી પંડિતોની "નવરત્ન સભા" બનેલી હતી. એ સિવાય બીજા સભાપંડિતો પણ ત્યાં ઘણા હતા. જે વિષયમાં જે સર્વોપરી હોય તેને તે વિષયનો સભાપંડિત ગણવામાં આવતો હતો. આવી રીતે આ વિદ્યાનુરાગી રાજાએ પોતાની સભામાં

મોટા મોટા સમર્થ વિદ્વાનોને આશ્રય આપીને એકઠા કર્યા હતા. આથી પ્રતિભા અને મિહિરે પણ પોતાના મનમાં એવો નિશ્ચય કર્યો હતો કે આશ્રય લેવો તો આજ ગુણવાન રાજાનો લેવો, નહિ તો પરમેશ્વર જે આપે તેના પર નિર્વાહ કરવો ! પરંતુ તેઓ રાજસભામાં દાખલ થયાં તેની સાથેજ વિક્રમાદિત્ય તેમની મનોહર મૂર્તિ જોઇને એક રીતે ખેંચાયો ! રાજસભામાંના બીજા પંડિતો પણ આ તરૂણ યુવક યુવતીને વિસ્મયતાથી જોવા લાગ્યા ! આવી રીતે રાજસભામાંના સઘળા માણસો તેમનું દેવ–દુર્લભ સ્વરૂપ જોવામાં લીન બની ગયા !

રાજસભામાં થોડીવાર શાન્તિ પથરાઈ ગઇ ! અંતે એક સભાસદે આગળ આવીને પૂછ્યું–" તમે કોણ છો ? ક્યાંથી આવો છો ? અને અહિં આવવાનું શું પ્રયોજન છે ? "

મિહિરે વિનયથી ઉત્તર દીધો–" અમે પતિપત્ની જ્યોતિષી છીએ; મહારાજનાં દર્શનને માટે ઘણા દૂર દેશથી આવીએ છીએ. મહારાજના આશ્રય નીચે રહીને મેળવેલી વિદ્યાનો પરિચય આપવાની અમારી ઇચ્છા છે ! "

વિક્રમાદિત્ય ઘણા આદરથી તેમના પ્રત્યે બોલ્યો–" તમારી ઇચ્છા ઘણી ઉત્તમ છે અને તે માટે મને ઘણો આનંદ થાય છે ! યોગ્ય માણસની દેખરેખ નીચે તમારો રહેવા કરવાનો બંદોબસ્ત થશે. હાલ તો આસન ગ્રહણ કરીને વિશ્રામ લો ! "

મિહિર અને પ્રતિભા યોગ્ય આસન ઉપર ગોઠવાયાં. પછી મિહિર બોલ્યો–" મહારાજની આવી ઉદારતા માટે હું ઘણો આભાર માનું છું લોકોને મ્હોડે જેવું સાંભળ્યું હતું તેવું મ્હેં વ્યવહારમાં પણ અનુભવ્યું ! ઇશ્વર મહારાજનું મંગળ કરો ! "

રાજા વરાહ તરફ જોઇને બોલ્યો–" પંડિતવર ! તમારે આ નવીન અતિથિઓના આદરસત્કારનો ભાર ગ્રહણ કરવો પડશે ! કોઇ પણ જાતની એમને અડચણ ન પડે એ માટે તમારે જાતે બંદોબસ્ત

કરશો ! કારણ તમે અને એ એક વ્યવસાયી છો; તેથી એમની મર્યાદા તમે જેવી રીતે સમજો તેવી રીતે બીજો કોઇ માણસ સમજી શકે એમ નથી ! ”

વૃદ્ધ વરાહ, પ્રતિભા અને મિહિર પ્રતિ એક તીવ્ર કટાક્ષ કરીને બોલ્યો–“ મહારાજની આજ્ઞા હું માથે ચઢાવું છું. તોપણ મહારાજ–”

વિક્રમાદિત્ય–તમને કાંઈ અડચણ જેવું તો નથીને ?

“ તોપણ મહારાજ ! ” સભામાં બેઠેલા બીજા પંડિતો તરફ જોઇને વરાહે આગળ ચલાવ્યું–“ કોઈ પણ જાતની પરીક્ષા કર્યા વિના હું અજાણ્યા માણસને મ્હારા ઘરમાં સ્થાન આપી શકીશ નહિ ”

મિહિર અનિમેષ નયને વૃદ્ધ વરાહને જોતાં જોતાં ભક્તિભાવથી રોમાંચિત થઇને મનમાંને મનમાં બોલ્યો–“ આ મ્હારા જન્મદાતા–મહાગુરૂ થઇને ઘટનાચક્રથી આજે મને પારકો ધારે છે ! હશે; ઓળખાણ આપવાનો આ સમય નથી; કારણ ઓળખાણ આપીશ તોયે એકદમ એઓ માનશે નહિ. મન ! જરા ધીરજ ધર ! સમય આવશે એટલે ત્હારી ઈચ્છા પૂર્ણ થશે ! ”

રાજાએ કહ્યું–“ તમે તમારા ઘરમાં એમને સ્થાન આપી શકો, તેમ ન હોય તો તમારી પાસેના કોઇ ઘરમાં એમને સ્થાન આપજો અને એમની સંભાળ લેજો ! આ કામ બીજાને સોંપાય એવું નથી. કારણ તમે જ્યોતિર્વિદ્યાના અગ્રણી છો; તમારા સિવાય આ નવીન જ્યોતિર્વિદ–દમ્પતિની મર્યાદા બીજા કોઇથી જળવાય તેમ નથી; અને આજ કારણથી મ્હારે તમને આગ્રહ કરીને કહેવું પડે છે ! ”

વરાહ ગુંચવાડામાં પડયો. તેને શું કહેવું તે સમજાયું નહિ. તેની આવી સ્થિતિ જોઇને રાજાનો વિદુષક ધીરે રહીને બોલી ઉઠયો–“ અંદરની વાત શું છે તે હજુ મહારાજ જાણતા નથી; પંડિતજીનો વિચાર એવો છે કે એઓ જ્યોતિષી છે કે કેમ ? તેની પહેલી પરીક્ષા કરવી અને ત્યાર પછી એમને માટે જે યોગ્ય લાગે તે કરવું ! ”

ત્યાર પછી વરાહ તરફ જોઇને તેણે પૂછયું–" કેમ પંડિતજી ! એમજને હા ! હા ! ખરૂં કહેવું તેમાં શરમ શી ? વળી તમારો વિચાર પણ ખોટો નથી ! રાજસભામાં બિરાજેલા આ મહાન પંડિતો અને બીજા હજારો સભાસદો સમક્ષ એમ સાબિત થાય કે એઓ જ્યોતિષ–વિદ્યામાં દક્ષ છે અને પંડિતજીની સાથે બેસવાને યોગ્ય છે તો પછી એમને કાંઇ પણ જાતનો વાંધો નથી ! કેમ પંડિતજી ! હું કહું છું તેમાં કંઇ ખોટું હોય તો ઝટ કહી નાંખો કે એનો વહેલો નિવેડો આવે ! "

વિક્રમાદિત્યને આ સાંભળીને કંઇક હસવું આવ્યું. બધાનો મનોભાવ સમજીને તેણે કહ્યું–" ત્યારે તેમ કરો. ગુણી અને જ્ઞાની માણસ સહજમાં પોતાનો ગુણ દેખાડી શકે છે ! " ત્યાર પછી પ્રતિભા અને મિહિર તરફ જોઇને તેણે કહ્યું–" સઘળાની એવી ઇચ્છા છે કે તમે સંપાદન કરેલી વિદ્યાનો કંઇક પરિચય તમારે આ સભાને આપવો !"

" ઘણી ઉત્તમ વાત છે. હું પણ મ્હારા મનમાં એજ વાતનો વિચાર કરતો હતો. ત્યારે મહારાજ ! કોઈ વિષયનો પ્રશ્ન કરો અથવા બીજા કોઇ માણસને તેમ કરવા કહો. " મિહિરે વિનયથી કહ્યું.

રાજાએ વરાહને પ્રશ્ન કરવા કહ્યું.

ગમે તે કારણથી કહો, પણ વરાહે પ્રશ્ન કરવા માટે પોતાનું ઉદાસીનપણું દેખાડયું ! કોણ જાણે શા કારણથી અત્યારે તેનો સ્વભાવ જાણે બદલાઇ ગયો હોય તેમ દેખાતું હતું ! પ્રતિયોગિતાની આ નવી આફત અણધારી રીતે આવી પડી તેથી કહો, અથવા આ અજાણ્યાં અલ્પવયનાં યુવક યુવતીને એક વ્યવસાયી ગણીને માન આપવું પડશે અને તેમાં આપણું પોત રહેશે નહિ એવા અભિમાનથી કહો; પણ વરાહે રાજા વિક્રમાદિત્યનાં વચનો એક કાને સાંભળીને બીજે કાને કહાડી નાંખ્યાં ! પરંતુ રાજાની આજ્ઞા અમાન્ય પણ થઇ શકે નહિ; તેથી વરાહ, દીનતાથી ભરેલા શિષ્ટ, પણ શ્લેષ સૂચક સ્વરે બોલ્યો– " મહારાજ ! હું વૃદ્ધ છું તેથી મ્હારાથી કંઈ બોલતાં કંઈ બોલાઇ

જશે; માટે એ કામ કોઇ બીજાને સોંપો !"

મહાનુભવ, ધીરપ્રકૃતિ રાજા વિક્રમાદિત્ય વરાહનાં આવાં વચનો સાંભળીને મનમાંને મનમાં કંઇક હસ્યો ! વૃદ્ધના મનની આવી દુર્બળતા જોઇને તેને હસવું આવ્યું ! પરંતુ વરાહની વયોવૃદ્ધતા અને તેના અંગે અભિમાનની આવી તીવ્રતા જોઇને તેને માટે કંઇક સહાનુભુતિ પણ જન્મી ! પરંતુ તેની સાથે રાજાને એવો પણ વિચાર થયો કે આ યુવક યુવતી, જો જ્યોતિર્વિદ્યામાં અસાધારણ શક્તિ સમ્પન્ન હોય તો મ્હારે એમ સમજવું જોઇએ કે ભગવાને મ્હારા પર અસીમ કૃપા કરી છે ! જરાજીર્ણ થયેલા વરાહનું આસન પૂર્ણ કરવાને માટે મને ઘણી ચિંતા હતી. એ ચિંતા દૂર કરવાને માટે ભગવાને આ નવદમ્પતિને મ્હારી નવરત્ન સભામાં કેમ મોકલ્યાં ન હોય ?! એમની આકૃતિ અને રૂપ જોઇને તો મને એમજ સમજાય છે ! પરંતુ પંડિતવર વરાહનું સન્માન પણ મ્હારે રાખવું જોઇએ. એ વૃદ્ધ પંડિતના મનમાં એમ ન આવે કે હું તેની વૃદ્ધાવસ્થાની શક્તિહીનતા જોઇને તેની અવજ્ઞા કરૂંછું !"

ત્યાર પછી વરાહ તરફ જોઇને વિક્રમાદિત્ય અતિ વિનયભાવે બોલ્યો—"પંડિતવર ! તમે એ કામ બીજાને સોંપવાનું કહો છો પરંતુ એમ કરવાનો અધિકાર તમારો છે. તમે જેને યોગ્ય ધારતા હો તેને આજ્ઞા કરો. તમારા કેટલાક શિષ્યો પણ અહિં બેઠા છે અને તેઓ પણ કૃતિત્વમાં ઉતરે એમ નથી. ઇચ્છા હોય તો તેમાંથી એકને પ્રશ્ન કરવાનું કહો !"

વરાહ એથી પણ રાજી થયો નહિ. જાણે આ પ્રસંગજ તેને રૂચતો ન હોય એવું તેના હાવભાવ ઉપરથી જણાવા લાગ્યું !

આ વખતે પેલો ચંચળચિત્ત વિદુષક શિવરામશર્મા એકાએક આસન ઉપરથી ઉભો થયો અને હાથ જોડીને વિક્રમાદિત્ય પ્રત્યે

બોલ્યો—" મહારાજ અપરાધ ક્ષમા કરો અને પંડિતજી અભયદાન આપે તો હું એક પ્રશ્ન પૂછું !"

આ શબ્દો સાંભળતાંની સાથે વરાહના મુખ ઉપર હાસ્ય પ્રકટી નીકળ્યું ! તે હસતાં હસતાં બોલ્યો—" વાહ ! ઘણી ઉત્તમ વાત કહી ! તમે સરળ સ્વભાવના અને પવિત્ર પ્રકૃતિના માણસ છો એટલે તમારા માટે કોઇને શંકા જેવું છેજ નહિ ! ખુશીથી તમે પ્રશ્ન પૂછો. "

રાજસભામાંના સઘળા માણસોનાં મ્હોડાં હસતાં થયાં. કોઇપણ જાતના સંકોચ વિના સઘળાઓએ અનુમોદન આપ્યું ! કારણ શિવરામશર્મા સરળ સ્વભાવના માણસ હતા અને કોઇની શરમ રાખે એવા ન હતા !

થોડીવાર વિચાર કરીને રાજાએ પણ પોતાનો મત આપ્યો: તોપણ તેના મનમાં એવો વિચાર ઉપજ્યો કે—" આ ભોળો બ્રાહ્મણ કોઇનું બુરું ઇચ્છે એવો નથી; તોપણ આ નવીન જ્યોતિર્વિદ—દમ્પતિને એથી અપમાન જેવું લાગશે. કારણ નવરત્ન સભામાં આવા સમર્થ વિદ્વાનો બેઠા છતાં, એક વિદુષક દ્વારા તેમની વિદ્યાની પરીક્ષા લેવામાં આવે છે ! જો એમણે ખરી વિદ્યા સંપાદન કરી હશે તો એમાં કાંઇ જતું આવતું નથી. રાખથી ઢંકાયલો અગ્નિ જોતજોતામાં પોતાનો પ્રકાશ પાડશે અને એથી વરાહના અભિમાનનો વેગ પણ ઓછો થશે; કારણ તે અથવા તેના શિષ્યો તો દૂર રહ્યા, પણ સાધારણ પંક્તિના એક મશ્કરાથી તેના જેવા એક જ્યોતિર્વિદની પરીક્ષા કરવામાં આવે છે ! ચાલો એ પણ ઠીક થયું. વરાહના અભિમાનથી એમનો જય થાઓ ! મને પણ મ્હારો અંતરાત્મા એવું કહે છે કે આ નવીન દમ્પતિ જ્યોતિર્વિદ્યાની કઠિન પરીક્ષામાંથી પાર ઉતરશે અને વરાહ તથા એના શિષ્યો એની આગળ પોતાનો પરાભવ કબૂલ કરશે ! કારણ પ્રકૃતિએ એમને પૂર્ણ કરીને જગતમાં મોકલ્યાં છે !"

ત્યાર પછી તેણે શિવરામને ઉદ્દેશીને કહ્યું–" તમારો જે પ્રશ્ન હોય તે આગળ આવીને પૂછો. "

" જેવી આજ્ઞા " કહીને આ ભોળો બ્રાહ્મણ પ્રતિભા અને મિહિર તરફ જોઇને બોલ્યો–" હે જ્યોતિર્વિદ–દમ્પતિ ! મ્હારો પ્રશ્ન એ છે કે–"

મિહિર જાણે તેના મ્હોડામાંથી શબ્દો કહાડી લઇને બોલતો હોય તેમ બોલી ઉઠયો–" આ વિરાટ રાજસભામાં અત્યારે કેટલા માણસો હાજર છે; અથવા બધી મળીને કેટલી આંખો કુતૂહલથી મ્હારા તરફ જોઈ રહી છે ? કેમ આજ પ્રશ્ન તમારો છેને ? "

આ સાંભળતાની સાથે શિવરામ શર્મા સજ્જડ થઇ ગયો ! આનંદ અને આશ્ચર્યના એક સરખા ભાવથી તે બોલી ઉઠયો–" અરે વાહ ! તમે તો પરમેશ્વરની પેઠે મ્હારા મનની વાત પણ કહી દીધી ! આ ઉપરથી સમજાય છે કે તમારી શક્તિ અદ્ભુત છે ! શરૂઆતમાંજ તમે તમારી વિદ્યાનો આવો અલૌકિક પરિચય આપ્યો તેથી મને ઘણો આનંદ થાય છે ! તમારો જય થાઓ ! હું ધારૂંછું કે માનસ–અંક–વિદ્યા તમને નખ–દર્પણ જેવી છે ! "

મિહિરે વિનયથી ઉત્તર દીધો–" ગુરૂની કૃપાથી થોડું ઘણું કંઇક જાણું છું ! "

" ત્યારે કૃપા કરીને મ્હારા પ્રશ્નનો ઉત્તર આપો ! " શિવરામ બોલ્યો.

મિહિરે થોડીવાર ચક્ષુ મીંચીને ગુરૂનું ધ્યાન ધર્યું ! ત્યાર પછી જમીન પર બે ચાર આડી અવળી લીટીઓ દોરી તેમાં કેટલાક આંકડા મૂકી તે ધીરજથી બોલ્યો–" આ રાજસભામાં અત્યારે એક હજાર ને ઓગણત્રીસ માણસો હાજર છે અને બે હજારને તેત્રીસ આંખ્યો પોતાનું કુતૂહલ સમાવવાને માટે મ્હારા તરફ આતુરતાથી જોઈ રહી છે ! "

મહારાજની આજ્ઞાથી તેજ વખતે દરબારના દરવાજા બંધ કરવામાં આવ્યા. બહારનું માણસ અંદર અને અંદરનું માણસ બહાર જઇ શકે નહિ એટલા માટે આવું કરવામાં આવ્યું.

" હમણાં માણસોની ગણત્રી કરવામાં આવશે અને તેથી ખરા ખોટાની પરીક્ષા થશે. પણ જોષી મહારાજ ! મને એક વાતનો સંશય પડયો છે ! તમે એક હજારને ઓગણત્રીસ માણસો રાજસભામાં હાજર હોવાનું કહો છો, તો તેમની આંખો પણ એથી બમણી હોવી જોઇએ; અને તમે તો એથી ઓછી કહો છો. એનું શું કારણ ? " શિવરામશર્મા જાણે મિહિરની મોટી ભૂલ શોધી કહાડી હોય તેવા રૂપમાં બોલ્યા.

" એનું કારણ એવું છે કે આ રાજસભામાં સાત માણસો જન્મના આંધળા છે અને બાવીસ માણસો કાણા છે ! " મિહિરે શાંતિથી ઉત્તર દીધો.

આખી રાજસભા એકદમ ચકિત અને નિઃસ્તબ્ધ બની ગઇ ! " શું આ તરૂણ જ્યોતિષવિદ્યામાં આટલો બધો નિપુણ છે ! ? " અનેક માણસોના મનમાં આવા અને એને મળતા બીજા અનેક પ્રશ્નો એક સાથે ઉપજ્યા !

એકે ધાર્યું–" છોકરો મૂર્ખ જણાય છે; મ્હોડામાં આવ્યું તેવું બોલી ગયો; હવે ખરૂં પડો કે ખોટું પડો ! "

બીજાએ ધાર્યું–" હવેજ છોકરાની હોંશીઆરી જણાશે ! એણે લોભમાં લક્ષણ ખોયા જેવું કર્યું ! જ્યારે માણસોની ગણતરી થશે ત્યારે એનું મ્હોડું આવું રહેવાનું નથી ! "

ત્રીજાએ વળી એવું ધાર્યું–" કદાચ છોકરાનું કહેવું ખરૂં પણ પડે ! કાકતાલીય ન્યાયે એની ગણતરી બરાબર પણ ઉતરે ! જો એમ થાય તો કહેવું જોઇએ કે છોકરાનું નસીબ બહુ જોરાવર છે ! "

કોઇ વળી વધારે બુદ્ધિમાન હતો તેણે એવું અનુમાન કર્યું કે,

" આ છોકરો શું એટલો બધો ચતુર છે કે એણે જરા વારમાં આખી સભાના માણસો ગણી કહાડયા ? આટલા કાણા, આટલા આંધળા અને આટલા દેખતા માણસો સભામાં છે એમ છાતી ઠોકીને કહેવું એ કાંઇ સહેલું નથી. માણસો ગણ્યા વિના એમ ચોકસપણે કોઇથી કહી શકાયજ નહિ ! "

આવી રીતે જેમ જેના મનમાં આવે તેમ તે તર્ક કરવા લાગ્યા. પરંતુ મિહિરનો સામો પક્ષ તો જુદાજ વિચાર–પ્રવાહમાં તણાતો હતો !

એક વિચારવા લાગ્યો કે, "કહેવત છે કે ઘો મરવાની થાય ત્યારે વાઘરીવાડે જાય; તે પ્રમાણે આ છોકરો હજારો માણસોને આવી રીતે છેતરીને અહિં આવ્યો છે, પણ રાજસભામાં એનું ચાલવાનું નથી ! એક ઘડીના છઠ્ઠા ભાગમાં ભાઇનું પોગળ ઉઘાડું પડી જશે અને નકામો ફસાઇ પડશે ! ચાલો; જે થયું તે સારૂં થયું. એથી રાજા પણ સમજશે અને સાથે સાથે અમારૂં માન પણ વધશે ! "

બીજો મનમાં બોલ્યો–" પરમેશ્વર કરે ને એ જુઠ્ઠો પડે ! કદાચ એના કહેવા પ્રમાણે સાંગોપાંગ ઉતર્યું તો આપણાથી નીચેથી ઉંચું જોવાશે નહિ ! આવા આવા મોટા વિદ્વાનોને એક રઝળતો રખડતો છોકરો જીતી જાય તો પછી દુનિયાને મ્હોડું શી રીતે બતાવાય ? "

ત્રીજાએ વળી એવો તર્ક કર્યો કે, " પુરૂષનું નસીબ પાંદડે. પાંદડાને ફરતાં ને પુરૂષના નસીબને ફરતાં વાર લાગતી નથી ! છોકરાનાં બધાં ચિહ્નો સારાં દેખાય છે; આવી રીતે એના ભાગ્યનો ઉદય થવાનો હોય તો તેની ના પણ ન કહી શકાય ! "

કોઇ વળી અતિ સાહસિક અને પ્રત્યક્ષવાદી પંડિત હશે તેણે પોતાના મનને એવી રીતે ધીરજ દેવા માંડી કે, " એમાં રંધાઇ શું ગયું ? પહેલાં ગણતરી તો થવા દો; પછી ખરૂં ખોટું આપોઆપ જણાઇ આવશે ! એમ ઉતાવળા થવામાં શું ફાયદો ? જ્યાં સુધી પ્રત્યક્ષ પ્રમાણ મળે નહિ ત્યાં સુધી દેવગુરૂ બૃહસ્પતિ પણ આવીને

કહે તોયે હું તેનું માનું નહિ ! હા, હા, એ વિદ્યા તો થોડી ઘણી હું પણ જાણુંછું; કોઇ વખતે કહેવા પ્રમાણે ખરૂં પડે છે તો કોઇ વખતે ખોટું પણ પડે છે ! એમાં તે મોટી વાત શી છે ? ! "

આવી રીતે અનેક માણસો અનેક જાતના સિદ્ધાંત બાંધવા લાગ્યા. પરંતુ વરાહ ઘડી ઘડી તીવ્ર અને સ્નિગ્ધ દૃષ્ટિથી મિહિરને જોતો હતો અને મનમાં કહેતો હતો—

" આ બાળક કોણ હશે ? એનું કન્દર્પ જેવું રૂપ છે, સૌભાગ્યસુચક અંગ–પ્રત્યંગ છે અને અપરૂપ સુલક્ષણ છે ! આ બાળક કોનો હશે ? મ્હારૂં મન મને એવું કહે છે કે, આ બાળક દેવબળસંપન્ન છે. એણે જે કહ્યું છે તે અક્ષરે અક્ષર ખરૂં પડશે ! અને–અને–હું જે અભિમાન અને અદેખાઇથી એનું અશુભ ઇચ્છું છું, તે ઘડી પછી વાલી ચલાવી એની પાસે જઇને પોતાનો પરાભવ કબૂલ કરીશ ! મ્હારૂં મન આવું કેમ કહેતું હશે ? મ્હારૂં પત્થર જેવું કઠિન હૃદય આમ નરમ કેમ થતું હશે ? તેમાં કોઈ વખત નહિ અને આ વખતે સ્નેહ અને માયાની લાગણી કેમ ઉપજતી હશે ? અરે ! આ બાળક કોણ હશે ? "

ઘડીવાર વિચાર કરીને તેણે પાછું પોતાના મનને દબાવ્યું કે, " અરે મન ! તું આવા ગાંડા વિચારો શું કરે છે ? જરા હિંમત રાખીને જોતો ખરૂં કે આગળ શું થાય છે ! "

રાજા વિક્રમાદિત્ય પણ કોણ જાણે કેમ, આ બાળકનો જય ઇચ્છવા લાગ્યો. બાળક કોઇ પણ રીતે જુઠ્ઠો ન પડે એ માટે તેણે મનમાં ને મનમાં પ્રભુની પ્રાર્થના કરવા માંડી ! બાળકના જયમાંજ તેનો જય હોય, અને તેના જયથીજ તેને સુખ થવાનું હોય એવું તેના હાવભાવ ઉપરથી જણાવા લાગ્યું ! શા માટે તેને એમ થયું એનું કારણ ટુંકામાં કોઇને કહેવાય તેમ નથી અને કોઈના કહેવાથી કોઇને સમજાય તેમ પણ નથી. પોતે પોતાના મનમાં વિચાર કરે




મિહિર અને પ્રતિભા હવેલીની જુની છતમાંથી રત્નની વૃષ્ટિ થતી જોઈ આશ્ચર્ય પામ્યાં.

જુઓ પાનુ ૧૫૧ મુ.

અને ધીરજથી એના મૂળતત્ત્વને શોધી કહાડે તો એનું કારણ વખતે સમજાય ખરૂં !

મહારાજની આજ્ઞાથી માણસની ગણતરી કરવાનું કામ શરૂ થયું. ચાર પાંચ હોંશીઆર માણસો આખી સભાના માણસોને એક એક કરીને ગણવા લાગ્યા. એક બે કરીને ત્રણવાર આવી રીતે માણસની ગણતરી કરવામાં આવી. પરંતુ દુર્ભાગ્યને લીધે એક માણસ અથવા બે આંખો ગણતરીમાં ઓછી થઇ !

રાજા વિક્રમાદિત્ય કંઇક વિરક્ત થઇને બોલ્યો–" એમ કદી બને નહિ ! તમે ગણત્રી કરવામાં ભૂલ્યા હશો ! "

એક માણસ જે ગણતરી કરવામાં હતો તે અતિ વિનયથી હાથ જોડીને બોલ્યો–" મહારાજ ! અમે ઘણી હોંશીઆરીથી ગણતરી કરી છે; ત્રણ ત્રણ વાર અમે એક એક કરીને રાજસભામાંના સઘળા માણસોને ગણ્યા છે; પણ દરેક વખતે તેનું ફળ તો એકજ જાતનું આવે છે. સાત માણસો આંધળા મળ્યા; બાવીસ માણસો કાણા મળ્યા; પણ એક માણસ અથવા બે આંખો કોઈ પણ રીતે મળતી નથી !"

રાજા વિચારમાં પડ્યો. થોડીવાર પછી તે બોલ્યો–" વારુ; તમે તમારા ઠેકાણે જઇને ઉભા રહો અને બીજા પાંચ માણસો ગણતરી કરવાને માટે બહાર આવો ! "

તરતજ સભામાંથી પાંચ માણસો બહાર આવ્યા. તેમના તરફ જોઇને વિક્રમાદિત્યે કહ્યું–" જોજો તમે ભૂલ ખાશો નહિ; બહુ હોંશીઆરીથી ગણજો ! "

તેમણે પણ જોઇએ તે કરતાં વિશેષ કાળજીથી ગણતરી કરવા માંડી. એક, બે ને ત્રણ વખત તેમણે પણ રાજસભામાંના માણસો અને તેમની આંખો ગણી કહાડી; પરંતુ દુર્ભાગ્યથી તેમની ગણતરીમાં પણ એક માણસ ઓછું થયું ! સાત આંધળા, બાવીસ કાણા અને બે હજારને બત્રીસ આંખો ! હતું તેનું તેજ !

વિક્રમાદિત્ય આ વખતે ઘણો ઉદાસ બની ગયો. નિરાશાથી તેણે મિહિર અને પ્રતિભા સામું જોયું.

મિહિરના પ્રતિપક્ષીઓને હવે ફાવતું આવ્યું ! અત્યાર સુધી તેમને બોલવાનો લાગ મળ્યો ન હતો, પણ હવે તેઓ સમજ્યા કે એ વારની ગણતરી ખોટી પડી છે તેથી આ નવા જોષીને આપણે સહજમાં દાબી દઈશું. અંદર અંદર આવો વિચાર કરીને, તેમણે એક પંડિતને આગળ કર્યો.

ગર્વથી માથું હલાવતો અને નસ્કોરાં ફુલાવતો તે પંડિત હાથ જોડીને વિક્રમાદિત્ય પ્રત્યે કહેવા લાગ્યો–" મહારાજ ! અત્યાર સુધી તો મ્હેં બોલવાનું સાહસ કર્યું નહિ; પણ હવે તેમ કર્યા વિના બીજો ઉપાય નથી ! આ વિદ્યા તો હું મ્હારી બાલ્યાવસ્થામાંથી જાણું છું. એનુ ફળ બરાબર મળતું નહિ હોવાથી એ વિદ્યાને અથવા એ બાળચેષ્ટાને મ્હેં ખિલવી નહિ; તેમ એને નકામી જાણીને કોઈને શિખવી પણ નહિ ! આ માણસ કયા દેશનો છે તે હું જાણતો નથી, પણ વયે બાળક છે અને બુદ્ધિ વિચારમાં પણ એ બાળક જેવોજ જણાય છે ! એમ ન હોય તો મહારાજની પાસે અને આ જગત પ્રસિદ્ધ "નવરત્ન સભા "ની સમક્ષ આવા નકામા વિષયની ચર્ચા કરે નહિ. મહારાજ આજે કોનું મ્હોડું જોઇને ઉઠયા હશે કે આપનો આવો મૂલ્યવાન સમય વૃથા ગયો ! ?"

મિહિર, આજે તે મિહિર નથી કે ગુરૂવાક્ય પર અથવા મેળવેલી વિદ્યા પર પાછો અવિશ્વાસી બને ! તે તેજસ્વીપણે અતિ દ્રઢતાની સાથે બોલી ઉઠયો–" કોણ કહે છે કે મહારાજનો મૂલ્યવાન સમય આજે વૃથા ગયો ? કોણ કહે છે કે મહારાજ આજે કોઈ દુર્ભાગીનું મ્હોડું જોઇને ઉઠયા છે ? હું કહું છું કે મહારાજનું આજે સુપ્રભાત છે ! આજે તેઓ એક નવીન તત્ત્વ જાણવા પામશે. મ્હારૂં આ વાક્ય શાસ્ત્રસિદ્ધ છે, તે કદી પણ મિથ્યા થાય એવું નથી. મહારાજની

પાસે મ્હારી એટલીજ પ્રાર્થના છે કે ફરી એક વાર કોઈ નવી યુક્તિથી માણસોની ગણતરી કરવી જેથી કોઈ પણ પ્રકારની ભૂલ થવાનો સંભવ રહે નહિ. વારંવાર હું મહારાજને અને સભામાં બિરાજેલા અન્ય વિદ્વાનોને આવું કષ્ટ આપું છું; પણ હવે જો મ્હારી ગણતરી ખોટી પડશે તો હું દંડ તરીકે મ્હારૂં મસ્તક મહારાજના સિંહાસન સન્મુખ રજુ કરીશ ! ”

મિહિરનાં વાક્યો સાંભળીને થોડીવાર તો સઘળા સ્તંભિત બની ગયા. વિક્રમાદિત્યે કહ્યું—“ ઠીક, ત્યારે એમ કરો. આ વખતે તો હું જાતે ઉભો રહું છું અને એક એક કરીને માણસોને ગણું છું; જોઇએ હવે કેમ થાય છે ! ”

રાજાધિરાજ વિક્રમાદિત્ય જાતે ગણતરી કરવાને ઉભા રહ્યા. ભય અને સંભ્રમથી આખી સભાએ ગંભીર મૂર્ત્તિ ધારણ કરી દીધી. પરિણામ કેવું આવે છે તે જોવાને માટે દરેક માણસના મનમાં આતુરતા જન્મી ! કેવળ મિહિર અટલ વિશ્વાસથી પોતાની પ્રિયતમાની સાથે એક ઠેકાણે બેસી રહ્યો.

પરંતુ હાય ! આ શું ? આ વખતે પણ એવુંજ ! ! એક માણસ અથવા બે આંખો ઓછી !

ઘડી ઘડી આવું ? ત્યારે આ બાળક શું મ્હોતથી પણ બ્હીતો નથી ? ”

“ ખરેખર આ બાળક ગાંડો છે ! ” અવજ્ઞાથી હસતાં હસતાં રાજસભામાંના સઘળા માણસો આવા સિદ્ધાંત ઉપર આવ્યા. આ બાળક ગાંડો હોવાથી અવધ્ય છે; એને દેહાંતદંડની શિક્ષા કરવી ઉચિત નથી એવું રાજસભામાંના પંડિતો બોલવા લાગ્યા ! તેઓ વિજ્ઞતા-સૂચક અનુગ્રહ—વાક્યનો પ્રયોગ કરીને મહારાજના ક્રોધમાંથી આ નામ-ધારી જ્યોતિર્વિદ્—દમ્પતિને મુક્ત કરવાને માટે ઉપદેશ દેવા લાગ્યા !

પરંતુ વિક્રમાદિત્ય તો સમુદ્રની પેઠે ગંભીર હતો. તેણે કોઇની વાત સાંભળી નહિ, તેમ સાંભળવાની ઇચ્છા પણ કરી નહિ !

ક્ષોભથી, દુઃખથી, અપમાનથી, અભિમાનથી, મિહિરનું મ્હોડું લાલચોળ બની ગયું ! તેની આંખોમાંથી અગ્નિ વર્ષવા લાગ્યો ! પરંતુ પ્રત્યક્ષ પ્રમાણના અભાવે તેનાથી કાંઈ બોલાયું નહિ !

એટલામાં અચાનક તેની બાજુમાંથી પ્રચંડ તેજથી, સિંહવાહિની મૂર્તિ ગર્જના કરીને બોલી ઉઠી–"કોણ કહે છે કે એ ગાંડા છે? કોણ કહે છે કે એમનાં વાક્યો મિથ્યા છે? પૂર્વનો સૂર્ય કદી પશ્ચિમમાં ઉદય થાય, સમુદ્રનું જળ કદી સૂકાઇ જાય, તો પણ એમનું વાક્ય–એમનું અધીત જ્યોતિષશાસ્ત્ર કદી મિથ્યા થાય એમ નથી ! વિધિ–લિપિની પેઠે એમની વાણી અભ્રાન્ત છે ! આ સભામાં કોઇ બુદ્ધિમાન હોય, કોઈ ચક્ષુમાન હોય, જેને પ્રત્યક્ષ પ્રમાણ જોવાની ઇચ્છા હોય તે જરા આગળ આવો અને રાજસભાના ખૂણામાં એક સન્યાસી ઉભો છે, જે દુષ્ટ કાપાલિક જેવો જણાય છે તેની મોટી ઝોળી જુવો એટલે તેની અંદર આ મહાત્માની ગણનાનું ફળ તમો જોઈ શકશો ! મ્હારા સ્વામી, જ્યોતિષ–જગતના ભાવી અધિશ્વર છે, તેને તમે ગાંડા કહો છો? એવું કહેતાં તમારી જીભ કેમ કપાઈ જતી નથી?"

પ્રતિભાએ આવું કહ્યું તેની સાથે રાજસભામાં મોટી ગરબડ મચી રહી ! બધા અધીરાઇથી પેલા દુષ્ટ કાપાલિકને જોઈ રહ્યા. થોડીવારમાં રક્ષકોએ તેને બંધીવાન કરીને વિક્રમાદિત્યની સન્મુખ ઉભો કર્યો. એટલામાં એક સભાસદે તેની ખાંધ ઉપરથી ઝોળી ખેંચી લીધી અને રાજાની સમક્ષ તે ખુલ્લી મૂકી દીધી ! હરિ ! હરિ ! આ શું? સઘળા માણસોએ વિસ્મયતાથી જોયું તો તે ઝોળીમાં એક સુંદર સુકુમાર શિશુ પોતાની બન્ને આંખો મીંચીને ઉંઘતો જણાયો !

બાળકને જોતાંની સાથે આખી રાજસભાએ આનંદ અને

હર્ષનો કોલાહલ કરી મૂક્યો ! આથી બાળક જાગ્યો અને આંખો ઉઘાડીને આમતેમ જોવા લાગ્યો ! પણ જનનીના સ્તનપાનની આશા જ્યારે બાળકને નિરાશા જેવી લાગી ત્યારે તે રડી ઉઠયો ! પરંતુ એટલામાં અચાનક એક સ્ત્રી ઉન્માદિનીની પેઠે રાજસભામાં દોડતી દોડતી આવી અને ગભરાટથી કહેવા લાગી–" મ્હારો બાળક કયાં છે? હાય ! હાય ! મ્હારા બાળકને કોઈ આપો ! નહિ તો હું આપઘાત કરીશ ! " આટલું બોલતામાં તો તે અબળા રાજાના સિંહાસન પાસે મૂર્છિત થઇને પડી ! પરંતુ તેજ પળે તેનું બાળક તેની પાસે મૂક્યું ! બાળકે સ્તનપાન કર્યું તેની સાથે અમૃતસ્પર્શની પેઠે તે બાળકના મધુર અને કોમળસ્પર્શથી અબળાને ચેતન આવ્યું અને તે ફરી ઉઠીને બેઠી થઇ !

આખી રાજસભામાં હર્ષનો ગગનભેદી ધ્વનિ થયો ! સઘળા માણસો મુક્ત કંઠે મિહિર અને પ્રતિભાને ધન્યવાદ દેવા લાગ્યા ! સઘળા માણસો એક વાક્યે જ્યોતિર્વિદની અદ્‌ભુત ગણના અને તેની મનોરમા પત્નીની અલૌકિક ઉદ્‌ભાવનાના ગુણગાન કરવા લાગ્યા ! પ્રતિપક્ષીઓનાં મ્હોડાં કાળાં થયાં અને સુજન માણસોનાં મ્હોડાં હસતાં થયાં ! આ વખતે રાજા વિક્રમાદિત્યના આનંદનો પાર ન હતો ! તેણે આનંદમાં ને આનંદમાં અતિ પ્રેમથી અને ગાઢ અનુરાગથી નવા જ્યોતિર્વિદને આલિંગન કર્યું અને મુક્ત કંઠથી તેણે તેની દેવીરૂપિણી સહધર્મિણીને સંબોધીને કહ્યું:—

" દેવિ ! આજે ત્હેં અલૌકિક દ્રશ્ય દેખાડયું ! ત્હારી માનસિક પ્રતિભા અને ત્હારા દેવદુર્લભ જ્ઞાનબળથી આ રાજ્યમાં તું સદા અમરની પેઠે પૂજાઇશ ! મા ! ત્હારી કૃપાથી આજે દુષ્ટ કાપાલિકના કબજામાંથી એક બાળક બચવા પામ્યું છે ! તું ન હોત તો એ દુષ્ટ પ્રકાશમાં આવત નહિ અને કોઈ રીતે આ બાળકનો બચાવ પણ થાત નહિ ! એ એનું જરૂર બલિદાન આપત ! અરેરે ! મ્હારા

રાજ્યમાં આની આવી કેટલી બાળહત્યા થતી હશે ? હાય ! મા ! કરૂણારૂપિણિ ! તું કોણ છે તે હું હજુ સુધી જાણતો નથી; તોપણ આજે મ્હારૂં સુપ્રભાત છે તેથીજ હું ચર્મચક્ષુએ દેવીનાં દર્શન કરી શક્યો છું ! દેવિ ! તું આ રાજ્યમાં અચળ રહેજે; હું ત્હારી ભક્તિરૂપે પૂજા કરીને કૃતાર્થ થઇશ ! ”

ત્યારપછી એક રક્ષકને તેણે કહ્યું–“ આ દુષ્ટ કાપાલિકને કારાગ્રહમાં લઇ જાઓ ! એનો ન્યાય હું પછી કરીશ. ”

ત્યારપછી મહા ઉલ્લાસની સાથે સભા વિસર્જન થઇ.

## ૨૭

## પ્રેમ ધનની પ્રાપ્તિ !

એકજ દિવસમાં મિહિર અને પ્રતિભા દેશમાન્ય તથા સુવિખ્યાત થઇ ગયાં. એકજ દિવસમાં તેમની યશઃપ્રભા ચારે દિશામાં ફેલાઇ ગઇ. ગુણગ્રાહી રાજા વિક્રમાદિત્યે વિશેષ સન્માન અને શ્રદ્ધાની સાથે તેમની સેવાનો બંદોબસ્ત કરી આપ્યો.

પરંતુ આટલી બધી શ્રદ્ધા ને આટલું બધું સન્માન વરાહને રૂચ્યું નહિ; તે મનમાં ને મનમાં અસંતુષ્ટ અને વિરક્ત બન્યો. પરંતુ એમાં તેનું વળે એમ ન હતું ! જ્યાં રાજાની કૃપાદૃષ્ટિ તેમના પર થઇ ત્યાં વરાહ પણ શું કરે અને કોઇએ શું કરે ! ?

વરાહ પોતાના મનમાં અસંતુષ્ટ થઇને વિચારવા લાગ્યો–“ હાય ! જે વિદ્યાને માટે મ્હેં મારી જીંદગી અર્પણ કરી દીધી તે વિદ્યા અંતે નિષ્ફળ નિવડી ! જીંદગીનાં એંશી વર્ષ સુધી જે વિદ્યાનું અધ્યયન કર્યું, જે વિદ્યાને માટે સંસારની સઘળી પ્રિય વસ્તુઓને મ્હેં તજી દીધી, તે વિદ્યા–મ્હારા જન્મજન્માંતરની તપસ્યાનું ફળ જ્યોતિર્વિદ્યા અંતે વિફલ થઇ ! કોણ જાણે ક્યાંથી એક સ્ત્રી અને એક બાળક

આવીને તેને મલિન કરી નાંખી ! ગૌરવનો યશોમુકુટ હમણાં તેમના માથે શોભે છે અને હું વૃદ્ધ થયો તેથી સૌની દયા પર જીવું છું અને કોઇ કોઇ વખત માત્ર તે મુકુટનો ભાર વહન કરૂં છું ! આવું કેમ થયું ? કયા પાપે મ્હારૂં આવું અનિષ્ટ થયું ? જીંદગીના છેલ્લા પગથિયે આવ્યા પછી હું કોના અભિશાપથી આવું મર્મભેદી કષ્ટ સહન કરૂં છું ?

" ચોરીથી ગયેલું ધન ભાગ્યમાં હોય છે તો ફરી આવી મળે છે. તેમાં પણ એક જાતની આશા અને સાંત્વના રહેલી છે ! પરંતુ મ્હારૂં આવું કેમ થયું ? મ્હારૂં અમૂલ્ય ધન-જીવનની વ્હાલામાં વહાલી વાંચ્છિત વસ્તુ એક જાદુગરની મંત્રેલી લાકડીથી જાણે એકદમ નમાલી અને નકામી થઇ ગઇ ! જગદીશ્વર ! એ મ્હારૂં પૂનર્જન્મનું સંચિત ફળ હશે કે દેહજીવનનું અશુભ કર્મફળ હશે ? "

" પ્રભુ ! તું ન્યાયી છે, અપક્ષપાતી વિચારક છે ! ત્હારા ન્યાયમાં અને ત્હારા વિચારમાં ભૂલ કહાડવી એ ભયંકર મૂર્ખતાનું કામ છે ! હાય ! તે સંભારતાં પણ છાતી ચીરાઇ જાય છે કે એક દિવસ મ્હેં પત્થર કરતાંયે વધારે કઠિન હૃદયનો થઇને તે નિષ્કલંક ચંદ્રમાને તે સ્વર્ગભ્રષ્ટ દેવ બાળકને, તે નિરપરાધી સુકુમાર શિશુને, વિના વાંકે, વિના વિચારે, નદીમાં નાંખી દીધો ! હાય ! તે મહા પાપનું મહા પ્રાયશ્ચિત ભોગવવાનો મ્હારે સમય આવ્યો છે ! જો તેમ ન હોય તો રસ્તે રઝળતાં, અજાણ્યાં, એક સ્ત્રી અને એક બાળકથી મ્હારૂં આવું અપમાન અને આવો પરાજય કદી પણ થાય નહિ ! મ્હારો સઘળો અહંકાર ચૂર્ણ થઈ ગયો–વિદ્યાનો અહંકાર, યશનો અહંકાર પદ અને પ્રભુત્વનો અહંકાર–એ સઘળો અહંકાર દુર્બળ માણસના નિષ્ફળ પરાક્રમની પેઠે નકામો હસવા જેવો બની ગયો ! પણ એવું કેમ ન થાય ? થવુંજ જોઇએ ! વિધાતાનું એ અવ્યર્થ વિધાન છે ! એમ કરીનેજ તે દંભીનો દંભ અને નિષ્ઠુરની નિષ્ઠુરતા ચૂર્ણ કરે છે ! અને વિદ્યા

અને યશનું મોટું અભિમાન થયું હતું તેથીજ મ્હેં દયાહીન થઇને વિવેક અને વિચારને વેગળા મૂકીને પોતાના હાથે પોતાના વહાલામાં વહાલા સંતાનને મરણના મ્હોડામાં મૂકી દીધો ! મ્હેં શા માટે આમ કર્યું ? મ્હારી જ્ઞાનચર્ચામાં વિઘ્ન ન પડે અને મ્હારો પરલોકનો માર્ગ ન બગડે તે માટે મ્હેં એમ કર્યું ! હાયરે ! જ્ઞાનચર્ચા ! હાયરે ! પરલોકના માર્ગ ! ત્હેં મ્હારૂં સમૂળગું સત્યાનાશ વાળી મૂક્યું ! ! અહા ! એજ મહા પાપથી, એજ મહાન કર્મદોષથી, આજે મ્હારે પતંગનો પદાઘાત સહન કરવો પડે છે ! હાય ! એવી અપૂર્ણતાથીજ, જ્ઞાનની એવી અસંપૂર્ણતાથીજ આજે મ્હારે મરણ કરતાંયે વધારે ભયંકર જ્વાળા સહન કરવી પડે છે ! ! "

" તે પુત્ર—જેને સંભારવાથી સંસારમાં સ્વર્ગસુખ મેળવવાની ઇચ્છા થાય છે—હાય ! મ્હારો તે પુત્ર અત્યારે જીવતો હોત તો આજે તે પણ આટલો મોટો હોત ! તે પણ આના જેવોજ રૂપમાં, ગુણમાં, વિદ્યામાં, વિનયમાં, મેધામાં અને પ્રતિભામાં એક સરખો તેજસ્વી અને પરાક્રમી હોત ! એના કરતાંયે વખતે અધિક હોત ! ત્યાર પછી એક દિવસ તેનાં લગ્ન થાત. આવીજ રૂપવતી, ગુણવતી, વિદ્યાવતી, વધુ આવીને મ્હારા ઘરને દીપાવત ! ! હાય ! આ કલ્પનામાં પણ કેવું સુખ છે ? કેવો આનંદ છે ? કેવી શાન્તિ છે ! ? "

પણ એટલામાં એનો વિચાર—પ્રવાહ બદલાયો—

" અરે ! હું આ શું વિચાર કરૂં છું ? હું ગાંડો તો નથી થયો ? જગદીશ્વર ! દયા કર, જીવનના છેલ્લે પગથિયે આવ્યા પછી હું ખસી ન પડું—નીચે ન પડું—તેવું કર ! "

તેના બદલાયેલા વિચારમાં એકદમ વૈરનો વહ્નિ સળગી ઉઠ્યો—

" એ કોણ છે ? કોણ જાણે ક્યાંથી આવીને મ્હારા સુખમાં—મ્હારા સન્માનમાં એ આમ આડો પડે છે ? ! એ પાપ શું અહિંથી વિદાય થાય એવું નથી ? કોઈ પણ યુક્તિથી મ્હારા આ બે મહાન

શત્રુઓનું અસ્તિત્વ જગતમાંથી વિલુપ્ત થાય એવું નથી ? છળથી, બળથી અને કૌશલ્યથી, શું એમનો નાશ થાય એમ નથી ?"

આવી રીતે અનેક પ્રકારના કૂટ વિચાર આ અદ્વિતિય જ્યોતિર્વિદ–તે પરમ પંડિત કરવા લાગ્યો અને પોતાના વિષથી પોતે જર્જરિત થવા લાગ્યો ! હાય ઈર્ષા ! !

પરંતુ પ્રકૃતિનું એવું અપૂર્વ વિધાન છે કે અધમ માણસની આવી હીન ઇર્ષામાંથી તે ઘણી વખતે ઉચ્ચ માણસની ઉચ્ચતા પ્રકટ કરે છે ! પ્રતિભા અને મિહિરની બાબતમાં પણ આવુંજ બન્યું.

પરદુ:ખભંજન રાજા વિક્રમાદિત્યે, પ્રતિભા અને મિહિર માટે એક સુરમ્ય આવાસ બંધાવી આપ્યો. વરાહથી તે સહન થયું નહિ. તેણે એક દિવસ આ બન્ને જણાંને પ્રપંચથી મારી નાંખવાને માટે સંકલ્પ કર્યો.

વરાહના ઘરની સામે રાજાની એક જુની હવેલી હતી. એ હવેલીનું બાંધકામ ઘણું ઉત્તમ હતું. આ હવેલી એટલી બધી પુરાતન હતી કે તે કોણે બંધાવી છે અને કોના સમયમાં બંધાઇ છે, તે પણ કોઈ જાણતું ન હતું. પરંતુ તેનું શિલ્પ કામ ઘણું ઉત્તમ હોવાથી તે કોઇ રીતે જળવાઈ રહે એ માટે રાજાએ તેને અત્યાર સુધી બનતા પ્રયત્ને સાચવી રાખી હતી. તેની પ્રાચીન કીર્તિને અક્ષય રાખીને વચ્ચે વચ્ચે તેની મરામત થતી હતી; તો પણ એ હવેલીમાં કોઇ રહેતું ન હતું, તેમ રહેવાની ઇચ્છા પણ કોઇ કરતું ન હતું. એનું કારણ એ હતું કે હવેલીમાંથી કોઇ કોઈ વખતે એક જાતનો ભયંકર શબ્દ સંભળાતો હતો ! વરાહના ધારવા પ્રમાણે એ ભયંકર શબ્દ "હું પડું–હું પડું" એવો હતો ! વરાહ મહાન્ જ્યોતિર્વિદ અને ગણિતશાસ્ત્ર વિશારદ એટલે તેણે પોતાની વિદ્યાના બળે એવું સ્થિર કર્યું કે "હવેલી ઘણી જુની છે તેથી એ પડું–પડું કરીને બધાને ચેતવણી આપે છે. પણ એ ગુપ્ત વાત સાંભળનારનો અને એ ગુપ્તભેદ

જાણવાનો અધિકાર દરેક માણસને નહિ હોવાથી કેવળ હવેલી જુની છે એમ ધારીને એમાં કોઇ રહેવાની હિંમત કરતું નથી; પણ આ "પડું—પડું" શબ્દ હું મ્હારી બાલ્યાવસ્થામાંથી સાંભળતો આવ્યો છું, તોપણ હવેલી પડતી કેમ નથી? એનું શું કારણ? એ "પડું—પડું" શબ્દનો અર્થ કાંઈ બીજો હશે? એની પરીક્ષા કરી હોય તો કેમ? પણ પરીક્ષા કરવી કોનાથી? ના, ના; પરીક્ષા કરવાની કાંઇ જરૂર જેવું નથી! આ પડું—પડું શબ્દનો અર્થ ગૃહપતન સિવાય બીજો કોઇ છેજ નહિ! એને અત્યાર સુધી કોઇ યોગ્ય પાત્ર મળ્યો નથી—કોઇ અભાગીનો કાળ ખૂટેલો નથી તેથીજ એ હજુ સુધી પડતી નથી! અને એજ કારણથી એ અત્યાર સુધી પોતાનું માથું ઉંચું કરીને ઉભી રહી છે! કોઇ અભાગીનો ભોગ લઇને એ જ્યારે ત્યારે પડશે એતો નક્કીજ!"

આવો વિચિક્ષણ બુદ્ધિમાન પંડિત વરાહ "પડું—પડું" શબ્દનો અર્થ આવી રીતે નક્કી કરીને અત્યાર સુધી છાનોમાનો બેસી રહ્યો પરંતુ આજે યોગ્ય પાત્ર મળવાથી તેના ઘણા દિવસની મીમાંસા તેની કુતૂહલ સૂચક પરીક્ષા પૂરી કરવાને માટે તે એકદમ તૈયાર થઈ ગયો!

રાજાએ બંધાવી આપેલા આવાસમાં પ્રતિભા અને મિહિર ઘણા આનંદથી પોતાના દિવસો નિર્ગમન કરતાં હતાં. દેશદેશાન્તરમાંથી ઘણા માણસો તેમને મળવાને માટે આવતા હતા! ખગોળ અને ભૂગોળ જેવી મહાન્ ગણિતવિદ્યામાં તેમની અસાધારણ, અલૌકિક પારદર્શિતા જોઇને સૌ કોઈ આશ્ચર્ય પામવા લાગ્યા! હજારો માણસો તેમના શિષ્ય અને અનુરક્ત ભક્ત થઇ ગયા! આવું બધું જોઇને ઈર્ષા રૂપી અગ્નિથી વરાહ બળી ઉઠયો! તેમને મારી નાંખવાને માટે તેણે એક ભયંકર કપટ જાળ રચી!

આ તરફ મિહિર પિતાને મળવાને માટે ઘડી ઘડી આતુર થતો હતો; પિતાનો સ્નેહ—આશીર્વાદ લેવાને માટે તે વારંવાર ઇચ્છા કરતો

હતો પણ પ્રતિભા તેને તેમ કરતાં અટકાવતી હતી. તે એવું કહેતી હતી કે "હજુ સમય થયો નથી; પિતાના મેળાપમાં હજુ પણ એક અંતરાય નડે છે તે જ્યાં સુધી નીકળી જાય નહિ ત્યાં સુધી તેમની સાથે તમારો મેળાપ થાય તે સારૂં નહિ!" વધારામાં વળી એવું પણ તે કહેતી હતી કે "હજુ સસરાજીને તમારા ઉપર સંપૂર્ણ આસ્થા નથી–તમારા ઉપર દૈવની કૃપા છે, એવું સસરાજી હજુ સુધી માનતા નથી અને તેથી તમે તમારો પરિચય આપશો તોયે તે માનવાના નથી, માટે ધીરજ ધરો–વધારે નહિ પણ થોડા દિવસ ધીરજ ધરો. કારણ તે શુભ દિવસ હવે પાસેજ છે! પરમેશ્વર એવી રીતે તેમની સાથે તમારો મેળાપ કરાવી આપશે કે તે જોઇને તમે આશ્ચર્ય પામશો! વળી એ મેળાપનો માર્ગ સસરાજી આપોઆપ શોધે છે એટલે તમારે તો હાલ શાન્તિથી બેસી રહેવાનું છે!"

થયું પણ એમજ! વરાહ પોતાના મનમાં ભયંકર કપટજાળ રચીને એક દિવસ તેમને ત્યાં આવ્યો અને મૌખિક આદરથી તેમને કહેવા લાગ્યો–"તમે તમારી વિદ્યાના બળે મહારાજાનું આવું સન્માન પામ્યા તેથી મને ઘણોજ આનંદ થયો છે. એને માટે બીજા માણસો ગમે તેવું બોલતા હોય પણ મ્હારા મનમાં તો એ વિષે સહજ પણ વિદ્વેષ નથી. કારણ ભગવાને જેને ભાગ્યવાન કરીને જગતમાં મોકલ્યાં છે તેનો દ્વેષ કરવામાં ફળ શું? અને એવો દ્વેષ કરવાથી તેમનું બગડે છે પણ શું? કોઇની ઉન્નતિ જોઇને ઇર્ષા કરવી એતો મૂર્ખ માણસનું કામ છે! હશે! એ વાતને અહિં પડતી મૂકો અને જે કામને માટે હું તમારી પાસે આવ્યો છું તે સાંભળો; મ્હારો અને મ્હારા શિષ્યોનો આજે કેટલા દિવસથી એવો વિચાર થયો છે કે તમો બન્ને જણાંને એક દિવસ મ્હારે ઘેર અતિથિ તરીકે જમવા બોલાવવાં; માટે કૃપા કરીને તમે તમારી ઇચ્છામાં આવે તે દિવસ નક્કી કરો એટલે હું બધી તૈયારી કરીને તે દિવસે તમને બોલાવવા આવું!"

વરાહનાં આવાં વચનો સાંભળીને મિહિરના મનમાં ઘણોજ આનંદ થયો. તે બોલ્યો–" એ તો અમારા પરમ સૌભાગ્યની વાત કહેવાય ! તમારા ઘેર અતિથિ રહેવું અને તમારૂં અન્નોદક લેવું એતો અમારા માટે શ્લાઘાનો વિષય કહી શકાય ! કારણ તમે મનીષાસમ્પન્ન મહાત્મા છો અને ભારતીય જ્યોતિર્વિદ્યાના અમૂલ્ય રત્ન છો ! તમારૂં સહજ સન્માન, રાજાધિરાજના સહસ્ત્ર સન્માન કરતાં હું મૂલ્યવાન ગણુંછું ! વળી તમે કૃપા કરીને જાતે નિમંત્રણ કરવા આવ્યા છો એટલે અમારે કહેવા જેવું રહ્યું પણ શું ? "

પ્રતિભા થોડીવાર વિચાર કરીને બોલી–" આપની આજ્ઞા હોય તો અમે બન્ને જણાં આજેજ આપને ત્યાં પ્રસાદ લેવાને આવીએ !"

વરાહ–મા ! તમે સાક્ષાત્ ધ્યાની મૂર્ત્તિ છો, વિનય અને શિષ્ટાચારનાં આદર્શ રૂપ છો ! જગદીશ્વર તમારૂં મંગળ કરો !

પ્રતિભા–આપનો આશીર્વાદ સફળ થાઓ ! આપના આશીર્વાદનું પ્રત્યક્ષ ફળ જાણે આજેજ અમે હાથોહાથ મેળવીએ !

વરાહ ! અતિ નિષ્ઠુર અને દગાખોર વરાહ ! કંઈક આનંદથી બોલ્યો–" તેમજ થશે; વિધિ-લિપિ અવશ્ય ફળશે; મ્હારા આશીર્વાદથી શું થાય એવું છે મા ? "

તેજ દિવસે મિહિર અને પ્રતિભા વરાહને ત્યાં આતિથ્ય ગ્રહણ કરવા ગયાં. વરાહ અને તેના શિષ્યોએ તેમનું ઘણું સન્માન કર્યું અને પછી તેમને ભોજન કરવા માટે બેસાડયાં. ભોજન થઇ રહ્યા પછી તેણે શાસ્ત્રાલાપ અને વિવિધ પ્રશ્નોત્તરમાં આખો દિવસ કહાડયો. રાત પડી અને સુવાનો સમય થયો એટલે વરાહ મિહિરને કહેવા લાગ્યો–

" એક વિષયમાં હું તમારી અનુમતિ ચાહું છું. મ્હારા ઘરમાં જોઇએ તેવી સવડ નથી અને તમે પતિપત્નિ સાથે છો, એટલે અહિં તમને સુવાની અડચણ પડશે. આખો દિવસ કૂટ પ્રશ્નની મીમાંસા કર્યા પછી સારી ઉંઘની જરૂર છે; માટે જો તમે કહેતા હો તો મ્હારા

ઘરની સામે જે મહારાજાની જુની હવેલી છે તેમાં તમારો સૂવાનો બંદોબસ્ત કરી આપું. હા; હવેલી કંઇક જુની છે ખરી, પણ તેને માટે કાંઇ શંકા કરવા જેવું નથી. હું તો મ્હારી બાલ્યાવસ્થામાંથી એને એવીને એવી જોતો આવ્યો છું !"

મિહિર ! સંસારના કાવા દાવાથી અજાણ્યો, ભોળો મિહિર ! ભોળાભાવે બોલ્યો—"તમને જેમ ઠીક લાગે તેમ કરો. અમે તો તમારા અતિથિ છીએ એટલે અમારી અનુમતિ લેવાની તમને જરૂર નથી !"

વરાહ—તે ઠીક છે—તે ઠીક છે ! તો પણ હવેલી જુની જોઇને વખતે તમને ભય થાય એ માટે મ્હારે તો તમને અગાઉથી કહેવું જોઇએને !

મિહિરે હસતાં હસતાં ઉત્તર દીધો—"એ વસ્તુને તો અમે અનેક વાર અનેક રીતે હજમ કરી ગયાં છીએ ! એટલે ભય અમને જોઇને ન્હાસી જાય છે !"

વરાહ શિષ્યોને સાથે લઇને વહેલો વહેલો પેલી હવેલીમાં ગયો અને ત્યાં મિહિર અને પ્રતિભાની પથારી કરી આપી. વાર લગાડતાં કદાચ તેમનો વિચાર બદલાઇ જાય અને બાજી બગડી જાય, અથવા સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો આ નવીન જ્યોતિર્વિદ દમ્પતિ—તેના નિમંત્રણને માન આપીને આવેલા એ અતિથિ—હવેલીમાં સુવાને ન જાય અને તેથી તેઓ બચી જાય, એ માટે વરાહે આવી ઉતાવળ કરી ! અતિ બુદ્ધિમાન્ અને સુક્ષ્મ વિચારના માણસો આવી રીતેજ આગળ પાછળનો હિસાબ કરીને કામ કરે છે !

વરાહે આવી રીતે પોતાની બુદ્ધિ દોડાવીને પ્રતિભા અને મિહિરના પ્રાણ લેવાને માટે પ્રયત્ન કર્યો; પણ વિધિના વિધાન પ્રમાણે બન્યું તો કંઇ બીજુંજ ! મધ્ય રાત્રિના સમયે જ્યારે જનપ્રાણીનો શબ્દ સુદ્ધાં સંભળાતો નહતો અને ચોતરફ શાન્તિ પથરાઇ રહી હતી તેવા સમયે અચાનક હવેલીમાંથી "હું પડું—હું પડું !" એવો શબ્દ

થયો ! એક બે વખત નહિ પણ ઘડી ઘડી એ શબ્દ થવા લાગ્યો; મિહિર અને પ્રતિભા એકાગ્ર મને એ અલૌકિક શબ્દને સાંભળવા લાગ્યાં ! પરંતુ આવી રીતે સાંભળ્યા પછી પણ તેમને સમજાયું નહિ કે આ શબ્દ કોનો થાય છે; એટલે તેઓ વહેલાં વહેલાં પથારીમાંથી ઉઠયાં અને પ્રશ્ન મૂકીને ગણુના કરવા લાગ્યાં ! ગણુનામાં તેમને જે જણાયું તેથી તેઓ આનંદ પામ્યાં અને એ આનંદમાંને આનંદમાં તેઓ એક સાથે બોલી ઉઠયાં–" હા–હા–પડ. આવો સમય તને ફરી મળવાનો નથી ! " આટલું કહેતાંની સાથે હવેલીની જુની છતમાંથી એકાએક રત્નની વૃષ્ટિ થઈ !! રત્નની ઉજ્વળ વિમલ આભાથી હવેલીમાંનો અંધકાર દૂર થયો ! પ્રતિભા અને મિહિર વિસ્મયતાથી આ અલૌકિક દૈવલીલા જોવા લાગ્યાં !

પ્રતિભાએ કહ્યું–" એ પણ ઠીક થયું ! આ હવેલીનો પાયો મોહેન્દ્રલક્ષણે અને રાજયોગમાં નંખાયો હોય એમ જણાય છે ! પણ હવેલીની છતમાં આવી યુક્તિથી આવો અગણિત રત્નભંડાર કોણે સંતાડયો હશે !? ગમે તેમ કહો પણ એ રત્નભંડાર આપણા ભાગ્યનો છે તેથીજ તે કોઇથી ભોગવાયો નથી અને જ્યારે વખત થયો ત્યારે એની મેળે આપણી સન્મુખ આવીને પડયો ! સસરાજીએ આ "પડું–પડું " શબ્દનો અર્થ જૂદો કર્યો છે અને તેમ કરવામાં તેમનો હેતુ પણ જૂદો જણાય છે ! "

અંતે સસરાજીનો જૂદો હેતુ પણ તેમના સમજવામાં આવ્યો અને તેથી તેમને મનમાંને મનમાં હસવું પણ આવ્યું ! વરાહના ચિત્તની દુર્બળતા, માણુસની વ્યર્થ ચેષ્ટા અને વિધિલિપિની સાર્થકતા જોઈને તેઓ હસ્યાં ! અને તેની સાથે પોતાના અંતરમાં દૃઢ રીતે
કે " રામ રાખે તેને કોણુ મારી શકે ? "

દીવો સળગાવીને બન્ને જણાં પેલું અગણિત દેવધન જોવા લાગ્યાં. !

પ્રતિભાએ કહ્યું–" હવે સસરાજીને મળવાનો સમય પાસે આવ્યો છે ! કાલે સવારે તેમના ચરણમાં આપણે સ્થાન પામીશું અને ફરી તેઓ આપણને કોઇ દિવસ અળગાં કરી શકનાર નથી ! "

મિહિર બોલ્યો–" તું જે કહે છે, તે ખરૂં છે. હવે વિધિ–લિપિ ઉપર તેમને અટલ વિશ્વાસ બેસશે, અને તેની સાથે તેમના મનનો ઉત્તાપ, જવાબ અને સંશય હંમેશને માટે દૂર થશે ! "

એ સાંભળીને પ્રતિભા પોતાના મનમાં બોલી–" હંમેશને માટે ! ના, તેમ થશે નહિ; તેમ થવું અસંભવ છે ! કારણ " સંસ્કાર " એ ઘણી વિષમ વસ્તુ છે ! તે એક જન્મે જતી નથી; અનેક જન્માંતરમાં પણ એનો પ્રભાવ પરિદ્રષ્ટ થાય છે ! તોપણ સ્વભાવનું કંઇક પરિવર્તન થાય છે; પરંતુ તે પણ બધી વખતે થતું નથી ! " ત્યાર પછી તે પ્રકાશપણે મિહિરને ઉદ્દેશીને બોલી–" જોજે; પિતાની પાસે ઓળખાણ આપતી વખતે ઘણી હોંશીઆરી રાખજે ! તે વખતે કોઈ પણ જાતની ચંચળતા કે મોહથી તમે ઘેરાઇ ન જાઓ તેની સંભાળ રાખજો ! "

મિહિરે કહ્યું–" એ બધું ભગવાનના હાથમાં છે ! પરંતુ જેને માટે મ્હેં સોનાનું સિંહલ ત્યાગ કર્યું અને અબળાના સ્નેહથી હું સહુને માટે વંચિત થયો, તે વસ્તુ શું ભગવાન મને નહિ મેળવે ? જો પિતા મને પુત્ર તરીકે ગ્રહણ ન કરે તો આ અગણિત રત્નભંડાર પણ મ્હારે મન તુચ્છ છે ! હે દેવાધીદેવ શૈલેશ્વર ! આજની નિશા અવસાન થયા પછી હું મ્હારો સુપ્રભાત જોઉં એવી તું કૃપા કરજે ! પિતાને પિતા તરીકે બોલાવીને હું મ્હારા જન્મ અને જીવનનું સાર્થક કરવા સમર્થ થાઉં એવી તું દયા કરજે ! હે અન્તર્યામિ ! મ્હારા અંતરની આટલી ઇચ્છા તું પૂર્ણ કરજે ! ! "

ક્યારે સવાર થાય એની આશામાં બન્ને જણાં ઉંઘતાં જાગતાં, અનેક પ્રકારના તર્ક કરતાં કોઇ પણ રીતે વખતને ઓછો કરવા લાગ્યાં !

## આનંદ મિલન !

આજે સુપ્રભાત છે ! મિહિરના જીવનનો અને વરાહના અંતરનો આજે સુપ્રભાત છે ! કારણ આજે કેટલાક દિવસથી વરાહનું અંતર નરકના ગાઢ અંધકારથી ઘેરાઇ ગયું હતું ! ઇર્ષાના અગ્નિથી તેનો અંતરાત્મા ઘડી ઘડી બળતો હતો !

આજે તે પોતાના અંતરમાં એક મોટી આશા ધારણ કરીને સવાર થતાં ન થતામાં પથારીમાંથી ઉઠીને બેઠો થયો ! ઇષ્ટદેવના સ્મરણને બદલે હવેલીમાં દબાઇને મિહિર અને પ્રતિભા મરી ગયાં કે નહિ, એ વાત તેને સૌથી પહેલાં સાંભરી આવી ! સાંભરી આવી એવું કહેવા કરતાં, એ વાતનોજ તે જપ કરતો હતો એવું કહેવું વધારે વાસ્તવિક હતું ! આખી રાતની અંદર એક ઘડી પણ તેણે આંખેઆંખ મેળવી ન હતી; એક અસાધારણ રોગીની પેઠે તેણે આખી રાત પથારીમાં તરફડીઆં મારીને કહાડી હતી ! તે કોઇ વખતે ઉંચા કાન કરીને, કોઇ વખતે ઉંચો શ્વાસ લઇને અને કોઈ વખતે અતિ અધીર બનીને, હવેલી પડવાની વાટ જોતો હતો ! હમણાં પડશે, ઘડી પછી પડશે, એવી આશામાંને આશામાં તેણે આખી રાત કહાડી નાંખી ! પણ તેના ધારવા પ્રમાણે હવેલી પડી નહિ અને તેમાં માની લીધેલાં શત્રુ પણ મરી ગયાં નહિ !

છેક પાછલી રાત્રે વરાહને તંદ્રા આવી. એ તંદ્રામાં તેણે એવું સ્વપ્ન જોયું કે તેની આશા પૂર્ણ થઇ છે ને તેનાં પ્રબળ શત્રુઓ હવેલીમાં જીવતાં દટાઇ મુવાં છે ! હાશ, હવે નિરાંત થઇ ! !

પણ અરે ! આ શું ? વરાહે પથારીમાંથી ઉઠીને પોતાની બારીમાંથી જોયું તો તેને જણાયું કે સ્વપ્ને પણ સમય જોઇને તેની મશ્કરી કરી હતી ! હવેલી પડવાને બદલે તે તો જેમની તેમ હજુ ઉભી હતી !

હવેલીમાં દીવાનું અજવાળું દેખાય છે અને પેલાં બન્ને જણાં તો આનંદથી વાતચીત કરતાં હોય એમ સંભળાય છે ! ત્યારે શું, તેઓ હજુ જીવતાં છે !? શિવ ! શિવ !!

વરાહને ક્રોધ ઉપજ્યો. તેને પોતાની જાત ઉપર અને પછીથી આખા વિશ્વ બ્રહ્માંડ પર ક્રોધ ઉપજ્યો ! ક્રોધમાંને ક્રોધમાં તેણે દાંત કચકચાવ્યા અને હાથ પછાડયા ! પણ એ બધું વ્યર્થ હતું; પત્થર પર પાણી જેવું હતું !

થોડીવાર પછી સવાર થયું. સૂર્યની રશ્મિ ચો તરફ પ્રસરી ગઇ. ઘુવડના જાતિ સ્વભાવવાળાં સ્ત્રી પુરૂષોનાં હસતાં મ્હોડાં એથી એકદમ મલિન થઇ ગયાં ! વરાહ એવા સ્વભાવવાળાં સ્ત્રી પુરૂષોમાં આજે મુખ્ય હતો; કારણ તે આજે કોઇ પણ રીતે પોતાની ન્હાની ઓરડી મૂકીને બહાર નીકળવા ઇચ્છતો ન હતો !

કેમ ? શા કારણથી તે એમ કરતો હતો તે તો તેજ જાણે ! અને બીજાં જાણે પ્રતિભા અને મિહિર ! કારણ તેમનો નાશ કરવાને માટે આવો પ્રપંચ રચાયો હતો ! પરંતુ તેમનો નાશ થવાને બદલે તેમના ભાગ્યે પથારીમાં સુતાં સુતાં તેમને અગણિત ધનભંડાર આપ્યો ! એને દૈવની લીલા કહો કે ભાગ્યનો ઉદય કહો !

પરંતુ વરાહના ક્ષોભની અત્યારે સીમા ન હતી. ક્ષોભ કરતાં આત્મગ્લાનિ તેને વધારે દુઃખ દેતી હતી ! તેના જેવા બુદ્ધિમાનને એ કરતાં વધારે કઠિન દંડ બીજો શું હોઇ શકે ? થોડીવાર સુધી તો વરાહ પોતાની ઓરડીમાંથી બહાર પણ નીકળી શક્યો નહિ ! શરીરની અસુખાકારી જણાવી તે પોતાની પથારીમાં આમ તેમ આળોટવા લાગ્યો !

પરંતુ ભાગ્યદોષથી એટલું સુખ પણ તેનાથી વધારે વખત ભોગવાયું નહિ ! એક શિષ્યે આવીને ખબર કહી કે, “ગુરૂજી ! ઉઠો પેલા બે અતિથિઓ આવે છે !”

મ્હો મરડીને વરાહ વિકૃત સ્વરે બોલ્યો—" ઉઠાને શું કરાવે છે ત્હારી મ્હોકાણુ ! મૂર્ખ—નરાધમ ! જો ખબર લઇને આવ્યો ! જા—અહિંથી—નીકળ !"

ગરીબ બિચારો શિષ્ય સવારના પહોરમાં ગુરૂના મુખમાંથી નીકળેલાં આવાં આશીર્વચન સાંભળીને એકદમ જડ જેવો બની ગયો અને હાથ જોડીને " જેવી આજ્ઞા—જેવી આજ્ઞા " કહેવા લાગ્યો ! તે બિચારો ગુરૂજીનો મનોભાવ જાણુતો ન હતો; પરંતુ ગુરૂજી તો પાછા તેના પર ક્રોધે ભરાયા અને કહેવા લાગ્યા—" હવે આજ્ઞા—આજ્ઞા કરતો અહિંથી જા; મ્હારા મ્હોડા આગળ વધારે વખત ઉભો રહીશ નહિ !"

મનમાં પસ્તાતો પસ્તાતો તે બિચારો ત્યાંથી વિદાય થઈ ગયો. પરંતુ એટલામાં એક બીજો શિષ્ય આવ્યો અને ગુરૂજીના વીર-બીભત્સ રસમાં કંઇક અદ્ભુત—વિસ્મય—રસનો સંયોગ કરીને કહેવા લાગ્યો—" દેવ ! તમે કાંઇ સાંભળ્યું ? ત્યાં તો એક અલૌકિક બનાવ બની ગયો ! અરેરે ! તમે તો જોવાને તેવાજ રહી ગયા અને પેલાં બે અતિથિઓ તો એકજ રાતમાં કરોડપતી થઈ ગયાં ! નસીબ ! ગુરૂદેવ નસીબ !!"

આ બીજો શિષ્ય ઘણો ચાલાક હતો—ઇસારામાં બધું સમજી જાય તેવો હતો તે ગુરૂજીનો મનોભાવ સહજમાં સમજી ગયો !

અતિ બુદ્ધિમાન્ વરાહ ધીરે રહીને પથારીમાં બેઠો થયો અને શિષ્યના મ્હોડેથી બધી હકીકત સાંભળવા લાગ્યો. બધું સાંભળી રહ્યા પછી એકદમ તેનો ચ્હેરો બદલાઇ ગયો ! કેવળ " હૂં " એટલું કહીને તેણે જોરથી એક નિશ્વાસ મૂકયો !

ત્યાર પછી તે ધીરે રહીને બોલ્યા—" નીલકંઠ ! તને શું કહું; હું પહેલાંથીજ જાણુતો હતો કે આવું થશે ! ચાલો, જે થયું તે ઠીક થયું. મહારાજાને ખબર કરૂં; પછી તેમની ઇચ્છામાં આવે તેવી આ

ધનની વ્યવસ્થા કરે ! આપણે એવા ધનને લઇને કરવું છે પણ શું ? કારણ અર્થજ સઘળા અનર્થનું મૂળ છે ! "

બીજો શિષ્ય ( નીલકંઠશર્મા ) પોપટની પેઠે બોલી ઉઠયો- " ખરૂં છે ગુરૂજી ! એ વિષ જેના ઘરમાં જશે તે વિના મ્હોતે મરશે ! થોડા દિવસ પછી તમે જાજોને કે એનું પરિણામ કેવું આવે છે ? ?"

પાછું " હૂં " એટલું કહીને વરાહે પૂછયું-" આશરે કેટલુંક ધન હશે ? "

સમજુ શિષ્યે સમય જોઇને ઉત્તર દીધો-" ઘણું છે. લક્ષમુદ્રાથી તો ઓછું નહિજ હોય.

વરાહ ચમકીને બોલ્યો-" કદાચ એથી પણ વધારે હશે ? "

નીલકંઠશર્મા નિસાસો નાંખીને બોલ્યો-" હા વધારે પણ હોય, કારણ હવેલીનો એક ખૂણો ધનના ઢગલાથી ઢંકાઇ ગયો છે ! "

એ સાંભળીને વરાહ પોતે પોતાના મનમાં બોલ્યો-" અહો ! કેવું બળવાન નસીબ ! એકજ રાતમાં કરોડપતી થઇ ગયાં ! હું એમને મારી નાંખવાને માટે તૈયાર થયો હતો ! ભ્રાન્તિ ! ભ્રાન્તિ ! મહા ભ્રાન્તિ ! ! હા ! હવે સમજાય છે કે એ હવેલી મહેન્દ્રલક્ષણે-રાજયોગમાં બંધાઇ હતી, તેથીજ અલક્ષિતપણે રહેલું દેવધન આવી રીતે " પડું પડું " કરતું હતું ! હું ઉંધું સમજ્યો અને એ રીતે તેમને મારવા ગયો પણ તેને બદલે તો તેઓ અગણિત ધન-ભંડાર મેળવવા પામ્યાં ! જેનું નસીબ ખુલે છે તેને કાંઇ લેવા જવું પડતું નથી ! હાય ! મ્હારો વિચાર તો આવી રીતે હવામાંજ ઉડી ગયો ! "

ગુરૂજીને વિચારમાં પડેલા જોઇને નીલકંઠશર્મા પોતાના મનમાં કહેવા લાગ્યો-" ગુરૂજીને જબરી ગડભાંગ થાય છે ! એમનું ચાલતું હોય તો ધપ્પો મારીને તેમની પાસેથી બધું લઇ લે; પણ કરે શું ? કાંઇ ઉપાય નથી ! પણ તેનું નસીબ કેવું જોરાવર ! મ્હારા બાપ !

એક રાતમાં લક્ષાધિપતિ ! લો, નામ લેતાની સાથે યુગલમૂર્તિ આવી પણ પહોંચી ! એમને જોઇને ગુરૂજીને તો કેમ થશે ! ”

પ્રતિભા અને મિહિર વરાહના બારણા આગળ આવી પહોંચ્યાં એટલે નીલકંઠશર્મા વહેલો વહેલો ઘરમાંથી બહાર આવ્યો અને અતિશય વ્યગ્રભાવે કહેવા લાગ્યો-“ પધારો-પધારો ! આજે આપનો સુપ્રભાત છે અને તેની સાથે અમારો પણ સુપ્રભાત છે ! અતિથિ-સેવાનું પુણ્ય હાથોહાથ મળ્યું ! અમારાં અહોભાગ્ય છે કે ફરી અહિં બેઠાં બેઠાં લક્ષાધિપતિ રૂપે અમે તમારાં દર્શન કરવા પામ્યા ! ગુરૂ-દેવના શરીરે કંઇક અસુખ છે તેથી તેઓ જાતે ઉઠીને આપને આવ-કાર આપી શકતા નથી; પણ તેથી મનમાં માઠું લગાડશો નહિ ! તેમણે આ શુભ સમાચાર સાભળ્યા છે અને તેથી ઘણાજ આનંદ પામ્યા છે ! હું આપને તેડવા માટેજ આવતો હતો એટલામાં તમે આવી પહોંચ્યાં; ચાલો એ પણ ઠીક થયું ! કહો વારૂ, રાત્રે જોઇએ તેવી નિદ્રા આવી હતીને ? કોઇ પણ જાતની અડચણ તો પડી નથીને ?”

નીલકંઠશર્મા સર્વગુણસમ્પન્ન હતો ! એક સાથે અનેક પ્રશ્ન તેના વિના સંભવે નહિ ! આદર, શિષ્ટાચાર, ભવ્યતા એ બધાનું એકજ સાથે તેણે તર્પણ કરી નાંખ્યું ! એથી ગુરૂજી મનમાંને મનમાં ઘણા ખુશી થયા ! આ બાબતમાં ગુરૂ શિષ્ય એક બીજાથી ઉતરે તેમ ન હતા !

પ્રતિભા અને મિહિરે ભક્તિભાવથી વરાહને પ્રણામ કર્યા અને પછી તેઓ તેના ચરણ પાસે બેઠાં. પરંતુ વરાહ તો એથી આભો બની ગયો. તે વહેલો વહેલો પોતાના આસન ઉપરથી ઉઠયો અને તેમને પોતાની સાથે બેસાડવાને માટે આગ્રહ કર્યો. તે જોઇને મિહિર ભક્તિથી ગદ્‌ગદ્ કંઠે બોલ્યો-“ મહાત્મન્ ! આશીર્વાદ આપો કે આવી રીતે અમે તમારા ચરણની પાસે હંમેશાં બેસી શકીએ ! ”

“ ના-ના, એવું તે કાંઈ બને ? તમે દેશ માન્ય છો-રાજાધિરા-જના આદર પાત્ર છો તેથી તમારે અહિં બેસવું યોગ્ય નથી ! ”

વરાહ એવું કહીને પોતાનું આસન મૂકીને તેમની પાસે બેઠા.

ત્યાર પછી તે બોલવા લાગ્યો—" ખરેખર ! તમે મોટાં ભાગ્યશાળી છો ! એકજ સાથે ભાગ્ય અને પુરૂષાર્થનો આવો યોગ જોયો તો ક્યાંથી હોય પણ મ્હેં કદી સાંભળ્યો પણ નથી ! વળી ભગવાનની પણ તમારા પર વિશેષ કૃપા છે. કારણ દૈવકૃપા વિના આવું અગણિત ધન કોઇ પ્રાપ્ત કરી શકે નહિ ! ખરેખર ! તમારાં દર્શનમાં પણ પુણ્ય છે ! "

મિહિર અતિશય સંકુચિત થઇને વિનયથી નમ્ર વચને બોલ્યો— " દેવ ! અમારાં અનુચિત વખાણ કરીને તમે અમારૂં અકલ્યાણ કરશો નહિ ! અમે તમારા આશીર્વાદનાં ભિખારી છીએ—તમારા પ્રેમનાં ભૂખ્યાં છીએ, માટે અમને તો તમારે સંતાન તુલ્યજ ગણવાં જોઇએ !"

મિહિરનાં આવાં વચનો સાંભળીને કોણ જાણે શા કારણથી વરાહે એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો. મિહિરે તે જોયો. વરાહનો નિશ્વાસ મર્મભેદીને નિકળ્યો હોય એવું મિહિરને જણાયું.

મિહિર ફરી બોલ્યો—" કાલ રાતનો બનાવ તો તમે સાંભળ્યો હશે ? ખરેખર ! એ બનાવ અલૌકિક હતો—દેવની અગમ્ય લીલા જેવો હતો ! અમે જે ગૃહમાં સૂતાં હતાં તેજ ગૃહમાં ગુપ્ત ધન ભંડાર હતો. અચાનક ધનની વૃષ્ટિ થઇ અને અમે તો આશ્ચર્ય ચકિત થઇને રહ્યાં ! માનવબુદ્ધિથી સમજાય નહિ એવો આ બનાવ છે ! પરંતુ એ સઘળાનું મૂળ જોવા જાઓ તો તમેજ છો ! તમે અમને ત્યાં સૂવાને માટે મોકલ્યાં ન હોત તો આવો અલૌકિક બનાવ અમે જોવા પામત નહિ તેમ આવું અગણિત દૈવધન પણ અમને મળત નહિ ! ખરી રીતે જોવા જઇએ તો, એ ધન અમારૂં નહિ પણ તમારૂં છે; માટે તમારૂં ધન તમે કૃપા કરીને ગ્રહણ કરો ! "

" અરે વાહ ! એમ તે કાંઈ બને ? ભગવાને તમને આપ્યું છે

એટલે એ તમારૂં છે; મ્હારાથી તે કેમ લઇ શકાય ?" વરાહ અતિ આશ્ચર્ય પામીને બોલ્યો.

"કેમ ન લઈ શકાય ? ન્યાયની રીતે એ ધન તમનેજ મળવું જોઇએ !" મિહિરે કહ્યું.

"પણ એ ધનને લઇને હું શું કરૂં ? કોના માટે એ જંજાળને હું ગળે ભેરવું !" વરાહ હસતાં હસતાં બોલ્યો.

મિહિરે નીચી નજર કરીને કંઇક આર્દ્ર સ્વરે પૂછ્યું–"કેમ આપને કાંઇ સંતાન નથી ?"

વરાહે પણ નીચી નજર કરીને ઉત્તર દીધો–"ના."

"સંતાન નથી તેમ બીજું કોઈ નિકટનું સગુંવહાલું પણ નથી ?" મિહિરે પૂછ્યું.

"ના." વરાહે ટૂંકામાં ઉત્તર દીધો.

"કોઇ છેજ નહિ ?"

"ના."

"હું આવું પૂછુંછું તેને માટે ક્ષમા કરશો. આપને સંતાન–સંતતિ થઇ હતી કે સદાના આપ નિઃસંતાન છો ?" મિહિરે પૂછ્યું.

કોણ જાણે શા કારણથી આ વખતે વરાહે અતિ કોમળ દૃષ્ટિથી મિહિરના મ્હોડા સામું જોયું. તેની સાથે તેણે એક દીર્ઘ નિશ્વાસ પણ મૂક્યો !

સમય વિચારીને નીલકંઠશર્મા ત્યાંથી ચાલ્યો ગયો. આવી વાતચીત ચાલતી હોય ત્યાં કોઇ પણ શિષ્યને ઉભા રહેવાની ગુરૂની આજ્ઞા ન હતી.

"એ ઘણી જૂદી વાત છે; તમારે જાણવાની જરૂર નથી !" વરાહે કહ્યું. મિહિર કંઇક સંકુચિત થઇને બોલ્યો–"જરૂર જેવું છે તેથીજ હું આપને પૂછુંછું. જો હરકત ન હોય તો કૃપા કરીને મ્હારા

પ્રશ્નનો ઉત્તર આપો કે આપને કોઈ સંતાનાદિ થયું હતું કે આપ સદાના નિઃસંતાન છો ?"

વરાહ પહેલાંના જેવાજ એક દીર્ઘ નિશ્વાસ મૂકીને બોલ્યો—"એક અલ્પ આયુષ્યવાળો બાળક પહેલાં થયો હતો !"

"તે સંતાન શું ગત થયો છે ?" મિહિરે પૂછ્યું.

"હા, એક રીતે ગત થયો એમજ કહી શકાય ! કેવળ દશ વરસનો તેનો આવરદા હતો. તે બિચારો લાંબા સમયથી કાળસાગરમાં લીન થયો છે !"

"હું ઘણી અપ્રિય વાત આપને પૂછું છું તેથી ક્ષમા કરશો. પરંતુ એ બાળકનું મૃત્યુ શું તમે નજરોનજર જોયું હતું ?" મિહિરે પૂછ્યું.

આ વખતે વયોવૃદ્ધ વરાહના—અતિ કઠોર જ્યોતિર્વિંદના અંતરમાં દાહ સળગ્યો ! તેનાં નયનમાં આંસુ આવ્યાં ! યુક્તિથી આંસુ લુછીને તે અતિશય આર્દ્ર સ્વરે બોલ્યો—

"ના મ્હેં મ્હારી નજરે તેનું મરણ જોયું નથી; તોપણ ગણિતથી મ્હારા જાણવામાં આવ્યું કે માત્ર દશ વર્ષનુંજ આયુષ્ય હતું !"

મિહિરે થોડીવાર મૌન રહીને પાછું પૂછ્યું—"ત્યાર પછી તે પુત્રે કયા રીતે પોતાની જીવનલીલા પૂરી કરી ?"

"તે હું જાણતો નથી. ભલા તમે આવી બારીકાઇથી કેમ પૂછો છો તે મને સમજાતું નથી. ગઇગુજરી વાતને સંભારવાથી ફળ શું ? એથી તો ઉલટું મનને દુઃખ થાય છે !" વરાહે કંઇક દુઃખી થઇને કહ્યું.

"તે માટે હું આપની વારંવાર ક્ષમા માગું છું. મ્હેં આપને પ્રથમ જણાવ્યું છે કે એ વાત જાણવાની મને વિશેષ જરૂર છે, આપનો પુત્ર કેવી રીતે મરણ પામ્યો તે આપ જાણતા નથી, કેવળ ગણિત ઉપર આધાર રાખીને આપ કહો છો કે તેનું આયુષ્ય માત્ર દશ વર્ષનું હતું; કેમ એમજને ?" મિહિરે પૂછ્યું.

"હા. મ્હેં એકવાર નહિ પણ ઘણીવાર તેની કુંડળી તપાસી હતી; અને જ્યારે તેનું ફળ એકનું એકજ જણાયું ત્યારે મ્હેં મનના દુ:ખે તેને નદીમાં વહેતો મૂકી દીધો !" વરાહ બોલ્યો.

"આપ આ શું કહો છો ? નદીમાં વહેતો મૂકી દીધો ? તમે સ્વહસ્તે સંતાનવધ કીધો ?" મિહિરે આશ્ચર્ય પામીને કહ્યું.

વરાહ થોડીવાર મૌન રહીને બોલ્યો-"મ્હેં વધ કર્યો નથી તોપણ એ વધ કર્યા જેવુંજ ગણાય !"

"કૃપા કરીને એ બાબત ખુલાસાથી કહો તો સારૂં," મિહિરે કહ્યું.

"તેના પ્રાણનું રક્ષણ થઈ શકે એવા એક તાંબાના પાત્રમાં તેને સુવડાવીને મ્હેં શિપ્રા નદીમાં વહેતો મૂક્યો હતો !" વરાહે ખુલાસો કર્યો.

"શિપ્રા નદીમાં વહેતો મૂકી દીધો ? હાય ! શા માટે તમે આવું કર્યું ?" મિહિરે દુ:ખી સ્વરે કહ્યું.

"શા માટે મ્હેં એમ કર્યું; તે હું તને શું કહું બાળક ?–" અચાનક નદીનો બંધ ટૂટવાથી પાણીનો પ્રવાહ જેમ જોસબંધ વહે છે તેમ મિહિરના પ્રશ્નથી વરાહનો હૃદય-બંધ ટૂટી ગયો અને તેમાંથી વાણીનો પ્રવાહ અસ્ખલિત રીતે વહેવા લાગ્યો !

"શા માટે મ્હેં એમ કર્યું તે હું તને શું કહું બાળક ? ત્હેં કદી સ્મશાનમાં શબને બળતું દીઠું છે ? હાય ! તે જેવી રીતે અગ્નિની પ્રબળ જ્વાળામાં રહી રહીને બળે છે તેવી રીતે હું પણ બળુછું–અશાન્તભાવે બળુછું; તોપણ હજુ હું જીવતો છું ! મ્હારો પાપી પ્રાણ હજુ મને મૂકીને જતો નથી ! કેમ જતો નથી તે હું તને કેવી રીતે સમજાવું ? ભાગ્યદોષથી આ જરાજીર્ણ વૃદ્ધ કેવા અસહ્ય દુ:ખનો દાવાનળ છાતી પર વહન કરીને આજે ત્હારી સન્મુખ વાત કરતો બેઠો છે તે હું તને કેવા શબ્દોમાં સમજાવું ? ભ્રાન્તિ, ગ્રહ, દુર્દૈવ અને મ્હારા નિષ્ઠુર ભવિતવ્યે મને ભૂલાવ્યો અને મ્હેં ન કરવાનું કર્યું ! પણ હવે

એ વાતને વધારે લંબાવીશ નહિ, નહિતો મ્હારી છાતી ચીરાઇ જશે અને ત્હારે તેના નિમિત્તના ભાગી થવું પડશે ! ! ”

બન્ને જણા મૌન બેસી રહ્યા. તેમની આંખોમાં આંસુ આવ્યાં. પ્રતિભાને પણ રડવું આવ્યું.

થોડીવાર પછી આંતરિક સહાનુભુતિના અમૃત જેવા શીતળ કંઠે પ્રતિભા બોલી–“ મ્હારે એક વાત પૂછવાની છે. કંઇક કૌતૂહલથી હું પૂછુંછું તેથી મ્હારો અપરાધ ગ્રહણ કરશો નહિ. આપના પુત્ર કયા લગ્નમાં જન્મ્યા હતા તે મને કહેશો ? ”

વરાહે લગ્નની વાત કહી. પુત્રનો ચોક્કસ જન્મકાળ બતાવ્યો. તેજ સમયે પ્રતિભાએ જમીન પર કુંડળી ક્હાડીને તેમાં અંક ગોઠવ્યા અને ધીરજથી તેની ગણતરી કરી. એક બે ને ત્રણવાર તેની પરીક્ષા કર્યા પછી જ્યારે તેના મનની ખાત્રી થઇ કે ગણિત ભૂલ વિનાનું છે ત્યારે તે પ્રફુલિત દ્રષ્ટિથી વરાહના તરફ જોઇને બોલી–“ જુવો જોઇએ ! આ કુંડળી તમને કેવી લાગે છે ? ”

વરાહે કંઇક વિરક્તિના સ્વરે ઉત્તર દીધો–“ હવે એમાં નવું જોવાનું શું છે ? એ તો મ્હેં જોયેલું છે. ”

“ તોપણ એકવાર જુઓ ! ” પ્રતિભા બોલી.

“ આયુષ્યના સ્થાનમાં દશનો આંકડો મળ્યોને ?–હવે એમાં શું જોવા જેવું છે ! ” વરાહે પહેલાંના જેવાજ ભાવથી કહ્યું.

પરંતુ મિહિર ! કુંડળીમાં મૂકેલા અંકો જોઇને ઉત્સાહથી બોલી ઉઠયો–“ ના–ના, દશ નથી, જરા જુઓ તો ખરા ? ”

“ દશ નથી ?–ત્યારે શું તેથીયે ઓછાં છે ? ” વરાહે પૂછ્યું.

“ કૃપા કરીને તમે એકવાર જુઓ એટલે શું છે તે જણાશે ! ” મિહિરે પોતાની આતુરતાને અંકુશમાં રાખીને કહ્યું.

તે સમયે વરાહે, ઇચ્છા નહિ છતાં મિહિરનું માન રાખવાને

માટે કુંડળી જોઈ અને તેમાં ગોઠવેલા અંકો પ્રતિ પોતાની દ્રષ્ટિ નાંખી. દ્રષ્ટિ નાંખતાની સાથે તે આશ્ચર્યથી ચમકી ઉઠયો, " આ શું ! ? આતો દશ નહિ, પણ એકસો છે ! એક સાથે દશગણા વધારે ! ?– સોને ઠેકાણે દશની ગણતરી ! ? અસંભવ ! એમ તે કદી બને ! ? હું શું એવો ભૂલકણો છું કે ગણત્રીમાં આવી ભયંકર ભૂલ કરૂં ? તમે પણ મ્હારા જેવા શોકાતુર વૃદ્ધની આવી મશ્કરી શું કરો છો ? "

" આપ આ શું કહો છો–મશ્કરી કરીએ ! ? અમે શું એટલાં બધાં નીચ છીએ કે આવા વિષયમાં આપની મશ્કરી કરીએ ? કૃપા કરીને એકવાર કુંડળી તપાસો અને પછી કહો કે ખરૂં શું છે અને ખોટું શું છે ? " મિહિરે ધીરજથી કહ્યું.

વરાહે શાન્ત મૂર્ત્તિ ધારણ કરીને ધીરજથી પ્રતિભાએ કઢાડેલી કુંડળી અને તેમાંના અંકો તપાસ્યા. તેની સાથે રાશિચક્રની અને ગણિતની પણ પરીક્ષા કરી. ત્રણ ચાર વખત તપાસતાં જ્યારે તેને કોઇ પણ જાતની ભૂલ જેવું લાગ્યું નહિ ત્યારે તે સ્તંભિત, વિસ્મિત, અને દુ:ખથી આહત થઇને બોલી ઉઠયો–" હાય ! આ શું ! ? મ્હેં આ કેવો સર્વ નાશ કર્યો ! ? અરે ! હું કેવો મતિમંદ, મૂર્ખ, નરાધમ કે મને કંઇજ સુઝયું નહિ ! ? હાય ! મ્હેં મ્હારા હાથે પુત્રનો ઘાત કર્યો ! ?–હું પુત્ર હત્યારો થયો ! મ્હારા પ્રાણ કપાઈ જાય છે ! જુઓ તમે મ્હારાં સુહૃદ હો તો આ પળે મને મારી નાંખો; નહિતો આપ-ઘાત કરીને મ્હારે મરવું પડશે ! અને તે મહા પાતક તમારે નજરો-નજર જોવું પડશે ! "

શોકથી ઉન્મત્ત બનેલો વરાહ પોતે પોતાના હાથ કરડવા લાગ્યો, માથાના વાળ તોડવા લાગ્યો અને છાતી-માથું કૂટવા લાગ્યો ! તેની આંખો વિકાળ બની ગઇ, તેમાંથી અગ્નિ વર્ષવા લાગ્યો અને જાણે તે હમણાં બહાર નીકળી પડશે એવું જણાવા લાગ્યું ! આવી રીતે થોડી વારમાં વરાહની મૂર્તિએ ભયંકર ભાવ ધારણ કરી દીધો !

પ્રતિભા અને મિહિર તેને ધીરજ દેવા લાગ્યાં; પરંતુ વરાહનો શોક એટલો બધો પ્રબળ હતો કે તે સહજ સાજ ધીરજથી સમે તેમ નહતો. અંતે ઘણી ઘણી આજીજી કરીને મિહિરે કહ્યું-" મહાત્મન્ શાન્ત થાઓ ! ધૈર્ય ધારણ કરો ! થોડો સમય સ્થિર થઇને બેસો ! "

" હવે સ્થિર થઇને બેસું ? અરે ! પત્થર કરતાં પણ મ્હારૂં હૃદય કઠિન છે, તેથીજ હું અત્યાર સુધી સ્થિર થઇને બેઠો હતો ! પણ હવે સ્થિર થઇને બેસી નહિ રહેવાય ! હાય ! આ પુત્ર-હત્યારા મહા પાપીના માથા પર હજુ પણ વજાઘાત કેમ થતો નથી ? અરે ! કૃતાન્ત ! શું તને પણ મ્હારૂં કાળું કર્મ જોઇને શરમ આવે છે ? ના-ના હવે મ્હારે જીવવું નથી-આ કાળું મ્હોડું ફરી જગતને દેખાડવું નથી ! "

" હું વિનતી કરૂંછું કે તમે થોડીવાર શાન્ત થાઓ ! તમે વિદ્વાન, જ્ઞાની અને બહુદર્શી છો, તેથી ગઇગુજરી વાતનો શોક કરવો તમારે ઉચિત નથી. પરંતુ મહાત્મન્ ! તમે આવી રીતે નિરાશ કેમ થાઓ છો તે મને સમજાતું નથી ! તમે જ્યોતિષશાસ્ત્ર માનોછોને ? ભાગ્યફળ અને વિધિલિપિ ઉપર તમને આસ્થા છેને ? જો હોય તો આવી રીતે તમે શોકથી વ્યાકુળ કેમ થાઓ છો ? તમારો પુત્ર અવશ્ય જીવતો છે. આયુષ્ય હોય તો કોઇનું મૃત્યું થઈ શકે ખરૂં ? " મિહિરે, શોકાતુર થયેલા વૃદ્ધને મહા મહેનતે સમજણ પાડી.

" હા, એ પણ ખરૂં ! " હવે વરાહને સમજણ પડી. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો. " આયુષ્યના કોઠામાં જ્યારે સો વર્ષ આવ્યાં છે, ત્યારે તેને નદીમાં ફેંકો કે સમુદ્રમાં નાંખો પણ તે કોઇ રીતે મરવાનો તો નથીજ ! નક્કી તે મ્હારો નયનમણિ હજુ જીવતોજ છે ! હવે તો તે મોટો પણ થયો હશે ! પરંતુ મ્હારા જેવા નરાધમ અને નિષ્ઠુર પિતાના ભાગ્યમાં એવું ક્યાંથી લખ્યું હોય કે હું તેને ફરી છાતી સાથે ચાંપીને મ્હારા બળતા અંતરને શીતળ કરૂં ?

ભગવાન મ્હારા જેવા વૃદ્ધના ઉપર દયા કરીને કોઈ અભાવનીય રૂપે, અમારો પિતાપુત્રનો મેળાપ કરાવી નહિ આપે ? હાય ! મ્હારી વિદ્યા કેવી વિષમ, ભયંકર અને ભૂલભરેલી હતી કે જેના પર આધાર રાખીને મ્હેં નિર્દયપણે પુત્રને તજી દીધો ! આવી વિષમ અને નાશકારક વિદ્યા અને તેના પર આવો અહંકાર ! ધિક્કાર છે મ્હારી વિદ્યાને, ધિક્કાર છે મ્હારા જ્ઞાનને અને ધિક્કાર છે મ્હારા, અભિમાનને !! અહા ! એક નજીવી ભૂલનું આ કેવું ભયંકર પરિણામ ! એક બિંદુના વિલોપથી આ કેવો ભયાનક સર્વનાશ ! ! "

ગંભિર મૂર્ત્તિ વરાહ અતિ ગંભીરપણે આવો વિચાર કરે છે અને ઘડી ઘડી દીર્ઘ નિશ્વાસ મૂકે છે ! તેને પોતાની વિદ્યાનું અભિમાન હવે રહ્યું નથી. જે વિદ્યાવડે તે પોતાને સર્વોપરી અને સમર્થ વિદ્વાન સમજતો હતો તે વિદ્યા પર હમણાં તેને ખરેખરો તિરસ્કાર ઉપજ્યો છે ! તેની આવી સ્થિતિ જોઇને મિહિરે પહેલાંના જેવાજ સહાનુભૂતિ સૂચક કંઠે કહ્યું–" શું વિચાર કરો છો ? તમારો પુત્ર જીવતો છે એવું હજુ પણ તમે માનો છો કે નહિ ? "

વરાહ–અનુતાપના અગ્નિમાં તરતનો બળેલો વૃદ્ધ શોકાતુર વરાહ ! મર્મને વીંધી નાંખે એવો એક દીર્ઘ નિશ્વાસ મૂકીને બોલ્યો– " શાસ્ત્ર જો ખરૂં હોય, ગુરૂ–ઉપદેશ જો અભ્રાન્ત હોય, દૈવ–માહાત્મ્ય પર જો આસ્થા હોય તો કોણ મૂર્ખ એવું કહેશે કે મ્હારો પુત્ર જીવતો નથી ? તે જીવતો છે; મ્હારી ધમણીમાં અતિ વેગથી વહેતા રક્તની પેઠે, આ પલકવિહિન ચક્ષુની દ્રષ્ટિની પેઠે, આ મર્મભેદી અનુતાપ–વાક્યની પેઠે, નક્કી તે જીવતો છે; પણ–"

" વળી પણ શું ? " મિહિરે વચ્ચે પૂછ્યું.

" પણ હાય ! તે મ્હારો નયનમણિ મને પાછો મળશે ? મ્હારા જેવા રંકનું ખોવાયેલું રત્ન મને શું પાછું મળશે ? પિતા

કહીને તે આયુષ્યમાન્ સંતાન આ જન્મે મ્હારા પ્રાણ શીતલ કરશે?" વરાહે અતિ દુઃખથી કહ્યું.

" જો કરે તો તમે તેને ચરણમાં રાખશો ?" મિહિરે આતુર થઈને પૂછ્યું.

" ચરણમાં રાખીશ ? ના—ના તેને તો આમ છાતી સાથે ચાંપીશ ! " એમ કહીને વૃદ્ધ વરાહે આવેગથી એકદમ મિહિરને પોતાના ખોળામાં ખેંચી લીધો ! કેવળ મનના માની લીધેલા હર્ષમાં તે ઉન્મત્ત જેવો બની ગયો અને તેવાજ ભાવમાં તેણે લવારો કરવા માંડ્યો. " અને આવી રીતે તેનું શિર—ચુંબન કરીને સંતાન—વાત્સલ્યની પ્રબળ ઇચ્છા પૂર્ણ કરીશ ! ત્યાર પછી આવીજ રીતે તેની પાસે મોહિની પ્રતિમા બેસાડીને હું સંસારમાં નંદનકાનનની પ્રતિષ્ઠા કરીશ ! એમ કરવાથીજ મ્હારો મનુષ્ય જન્મ સફળ થશે ! પરંતુ હે બાળક ! તું કોણ છે ? તું મને શા માટે વારંવાર માયાના બંધનથી બાંધે છે ! અરે ! આ શું ? હું ગાંડા માણસની પેઠે આવો લવારો કેમ કરૂં છું ? મ્હારૂં ભાન ક્યાં જતું રહ્યું ? મા, તું મને ક્ષમા કર ! સહૃદય યુવક ! તું પણ પુત્ર વિયોગથી શોકાતુર થયેલા આ વૃદ્ધનું ઉન્મત્તપણું ક્ષમા કર ! "

આંખમાં આવેલાં આંસુ લુછતાં લુછતાં અતિ આવેગથી ઉચ્ચ સ્વરે મિહિર બોલ્યો—" કોણ કહે છે કે એ તમારૂં ઉન્મત્તપણું છે ?— જ્યોતિષ—જગતના અધીશ્વર, નવરત્ન સભાના ઉજ્વળ રત્ન, મહામતિ વરાહનું અનુમાન કદી પણ ખોટું હોય નહિ ! પિતા ! જન્મદાતા ! મ્હારા ઇહ જગત્ સાક્ષાત્ ઈશ્વર ! ચરણાશ્રિત સંતાનને હવે શરણથી દૂર કરશો નહિ ! ! "

" મિહિર ! મિહિર ! તું શું ખરેખર !—"

" હા હું ખરેખર તમારો તજાયેલો બાળક છું ! નદીમાં તણાયેલો તણાતો આ જીવ સિંહલદ્વીપ જેવા અજાણ્યા પ્રદેશમાં નીકળ્યો અને

ત્યાં સિંહલેશ્વર મહાત્મા ચંદ્રચૂડની દયાથી ઉછરીને મોટો થયો ! આ તમારી પુત્રવધૂ–સિંહલરાજનંદિની, જ્યોતિર્વિદ્યા–ગરીયસી વિદ્યાવતી ક્ષમા છે ! પિતા ! પિતા ! પુત્ર અને પુત્રવધૂને પદધૂલી દ્યો અને શુભ આશીર્વાદથી તેમના તાપિત પ્રાણ શીતલ કરો !" મિહિર પિતાના પગમાં પડ્યો. પ્રતિભાએ પણ પતિનું અનુકરણ કર્યું.

"અં ! આ શું ? હું ખરેખર જાગુંછું કે નિદ્રામાં સ્વપ્ન જોઉંછું ? હે દીનબંધુ ! મ્હારા પર દયા કર ! આ વૃદ્ધ વયે મ્હારી મતિને ઠેકાણે રાખ નહિ તો હું ગાંડો બની જઇશ !" આટલું કહીને વરાહ થરથર ધ્રુજવા લાગ્યો !

મિહિર પહેલાંના જેવા સ્વરે બોલ્યો–"દીનબંધુએ તમારા ઉપર દયા કરી છે. ખરેખર ! તમારો પુત્ર અને પુત્રવધૂ તે દીનબંધુની દયાથીજ હજારો વિઘ્નો વટાવીને આજે તમારા શ્રીચરણમાં સ્થાન પામ્યાં છે ! તમે આવા અસ્થિર કેમ થાઓ છો ? હાય ! આજે જો મ્હારી માતુશ્રી હયાત હોત તો તે કેટલી બધી સુખી થાત ?"

પિતાપુત્રના આવા અભાવનીય આનંદ–મિલનથી ચારે દિશામાં આનંદ આનંદ થઇ રહ્યો ! એક ઘડીમાં આ શુભ સમાચાર આખા નગરમાં પ્રસરી ગયા ! વરાહ પુત્રને ગાઢ આલિંગન કરીને બોલ્યો–"બેટા ! આજે મ્હારા જીવનનો સુપ્રભાત છે ! આવો આનંદદાયક પ્રભાત આ વૃદ્ધના જીવનમાં કદી પણ ઉગ્યો નથી ! મા સતી કુળલક્ષ્મી ! ત્હારા પુણ્યથીજ આજે હું આવું અનુપમ માધુર્ય ભોગવુંછું સતિ ! તું ચિરાયુષ્મતી થા !!"

પ્રતિભા કંઇક સંકોચ પામીને બોલી–"પિતા ! આપનો આ આશીર્વાદ શું ફળશે ? વિધાતાની ઇચ્છા ખરેખર આવી હશે ?!"

મા ! આવા આનંદના સમયે તું કેમ આવી નિરાશાની વાણી ઉચ્ચરે છે ? જે ભવિષ્યમાં હશે તે અવશ્ય થશેજ !" વરાહે વિના વિલંબે પોતાની બુદ્ધિ અનુસાર પ્રતિભાનું સાંત્વન કર્યું !

ત્યાર પછી વરાહે સૌથી પહેલાં શીતલપ્રસાદ નામના શિષ્યને બોલાવીને તેને મધુર વચનથી ખુશી કર્યો. આ બિચારાએજ થોડા વખત પહેલાં મિહિર અને પ્રતિભાના આવવાની ખબર કહી હતી અને તેને લીધે તેણે સવારના પહોરમાં ગુરૂજીનાં સ્વસ્તિ વચન સાંભળ્યાં હતાં!

આ તરફ સર્વગુણસમ્પન્ન નીલકંઠશર્મા આ બધું જોઇને અવાક્ બની ગયો! "અં! આ નવાં આવેલાં જ્યોતિર્વિદ દમ્પતિ જે થોડા વખત પહેલાં લક્ષાધિપતિ થવા પામ્યાં છે તે શું આ દરિદ્ર વરાહનાં પુત્ર અને પુત્રવધૂ ?! હરિ ? હરિ ! ત્હારી લીલા તુંજ જાણે!" આવી અવસ્થામાં નીલકંઠશર્માને સુખ થયું હશે કે દુઃખ થયું હશે તેનો વિચાર વાંચકોએજ કરી લેવો !

રાજાધિરાજ વિક્રમાદિત્ય આવો અભાવનીય શુભ સંવાદ સાંભળીને છડી સ્વારીએ વરાહને ઘેર આવ્યો. સઘળી હકીકત સાંભળીને તે પણ વિસ્મય પામ્યો. તે બોલ્યો–"આવા દૈવબળ-સમ્પન્ન દમ્પતિનાં દરેક કાર્યો દૈવબળ-સમ્પન્ન હોય, એમાં આશ્ચર્ય જેવું શું છે ? જીર્ણ ગૃહમાંથી રત્નની વૃષ્ટિ થવી એ પણ દૈવનીજ કૃપા છે ! ભાગ્યવાન દમ્પતિ પોતાના પ્રારબ્ધથી વિના પ્રયત્ને દૈવધન મેળવવા પામ્યાં તેમાં પણ મને દૈવની કૃપા સિવાય બીજું કાંઈ જણાતું નથી ! એમજ થવું જોઇએ; અને એમ થવું એ સ્વાભાવિકજ છે ! આપણે આગળ પાછળનો વિચાર કરીને જ્યારે એનું તત્ત્વ શોધવા જઇએ છીએ ત્યારે કેવળ અંધકાર જોઇએ છીએ. કારણ દૈવની ગતિ સમજવી સહેલી નથી!"

ત્યાર પછી તે વરાહ તરફ જોઇને બોલ્યો–"પંડિતવર ! જે અમૂલ્ય રત્નની જોડી તમારા ઘરમાં આવી છે તેની આગળ આ અગણિત ધનરત્ન અતિ તુચ્છ છે એમ સમજજો ! તમે હંમેશાં આ પુણ્યશીલ દમ્પતિની મર્યાદા જાળવજો, એજ માત્ર મ્હારો અનુરોધ છે !'

વરાહ અતિ આનંદ પામીને બોલ્યો–"મહારાજની આજ્ઞાનું ઈશ્વરની આજ્ઞા પેઠે હું હંમેશાં પાલન કરીશ !"

# ૨૯

## અસારે કેવળ અશાંતિ !

થોડા દિવસ વરાહે ઘણા સુખમાં કહાડયા ! થોડા દિવસ ખરેખર તેણે સંસારમાં નંદનકાનનની રચના કરી ! કોઈ પણ જાતના અભાવથી, કોઇ પણ જાતની આપત્તિથી, તેનું સ્નિગ્ધ સરસ અંતર, અપ્રફુલ્લિત અને નિરાશામય થવા પામ્યું નહિ ! મનમાં જે જે આશાઓ હતી, જીવનની જે જે ઇચ્છાઓનું તેણે અત્યાર સુધી પોષણ કર્યું હતું, તે તે આશા અને તે તે ઇચ્છા તેણે લક્ષ્મીની સહાયતાથી પૂર્ણ કરવા માંડી ! આવા મનગમતા સુખની સાથે ગુણવાન કૃતિ પુત્ર અને ગુણવતી વિદુષી પુત્રવધૂ; આજ્ઞાંકિત દાસદાસી, આત્મ–પરિજન, ઇત્યાદિ વસ્તુથી તેણે સંસારમાં સ્વર્ગસુખનો અનુભવ લેવા માંડયો ! વળી આવા દેવ-દુર્લભ સુખની ઉપર રાજાધિરાજનો વિશેષ અનુગ્રહ, દેશવ્યાપી સન્માન અને સ્તુતિવાદકોનું સ્તુતિગાન–

વરાહ પોતાના મનમાં કહેવા લાગ્યો–" હાય ! જગતમાં જો જરા, વ્યાધી અને મૃત્યુ ન હોત, જીવન–નદીનો આવો વહેલો ઓટ આવતો ન હોત, તો કોણ કહી શકત કે મનુષ્યજીવન દુ:ખમય છે ?

હવે વરાહ, તે પહેલાંનો વરાહ નથી ! તે રૂક્ષ, કઠોર, કોપન-પ્રકૃતિ વરાહ જાણે જાદુમંત્રથી બદલાઇ ગયો હોય એમ જણાય છે ! તે પહેલાં રાતદિવસ અવિરામ રીતે શાસ્ત્રનું અનુશીલન કરતો હતો. શાસ્ત્રપાઠ અને તેના અધ્યયનમાં, અંકગણનાના નવા નવા સંકેતો અને નિયમો ઉપજાવી કહાડવામાં, શિષ્યોની સાથે કૂટ વિષયના વિવાદમાં, અને એવી રીતે જ્યોતિષના બીજા ગહન વિષયોની ચર્ચા કરવામાં જે વરાહ રાતદિવસ રચ્યોપચ્યો રહેતો હતો તે વરાહ આજે ભોગવિલાસમાં વધારે ને વધારે ડુબેલો રહે છે ! તેના અંતરમાં પહેલાં ત્યાગ હતો તેને ઠેકાણે હવે ભોગ આવ્યો ! સંયમને ઠેકાણે

વિલાસે અધિકાર જમાવ્યો છે! વિદ્યાવ્યવસાયી, નિવૃત્તિપરાયણ, વરાહ આજે ભોગી અને વિષયી બનીને પ્રવૃત્તિના પ્રવાહમાં તણાવા લાગ્યો!

આવું કેમ થયું? શા કારણથી આવું થયું? કઈ ઇંદ્રજાળી શક્તિએ વરાહનું અગાધ પાંડિત્ય નષ્ટ કર્યું?

એનો ઉત્તર સહજ છે. વાંચક પોતાની મેળે એનો ઉત્તર શોધી શકે તેમ છે.

આ કારણને લીધેજ સાધારણ રીતે વિદ્વાનો દરિદ્ર હોય છે; આ કારણને લીધેજ જ્યાં વિદ્યા હોય ત્યાં લક્ષ્મીનો વાસો થવા ન દેવા એવો ઇશ્વરી સંકેત હોય છે અને જ્યાં એ ઇશ્વરી સંકેતથી અવળું બને છે, ત્યાં નિશ્ચય અધઃપતન થાય છે!

ધારણામાં આવી શકે નહિ, સ્વપ્નમાં પણ નજરે પડે નહિ, એવી અગાધ લક્ષ્મીની રેલછેલમાં વરાહ રોળાવા લાગ્યો! કેવળ લક્ષ્મી નહિ પણ તેની સાથે વળી આયુષ્યમાન યશસ્વી પુત્ર—સાગરના ગર્ભમાંથી નીકળેલું અમૂલ્ય રત્ન—તેણે એક વખત ભૂલથી ગૂમાવેલો અમૂલ્ય નિધિ—સ્વર્ગના પારિજાતક કુસુમની સાથે તેનું ઘર દીપાવે છે! ત્યાં દરિદ્ર વરાહ શી રીતે પોતાના મગજનું સમતોલપણું રાખી શકે?

તેણે પોતાના મગજનું સમતોલપણું ખોયું તેની સાથેજ તેને અહંકાર ઉપજ્યો!—ઘણો વિષમ, સાંઘાતિક અહંકાર ઉપજ્યો! અહંકારમાંથી મોહ, મોહમાંથી માત્સર્ય અને માત્સર્યમાંથી આત્મપ્રવંચના એમ એક એક કરીને સઘળા દુર્જય અરિ તેને વીંટળાઈ વળ્યા! તે પોતાના મનમાં ને મનમાં આખી દુનિયાનો બાદશાહ બની બેઠો! આવી રીતે તેના અધઃપતનની શરૂઆત થઇ!

અધ્યયન અધ્યાપના, જ્યોતિષશાસ્ત્રનું અનુશીલન અને તેનો પ્રચાર હવે વરાહને રૂચતો ન હતો. બે ચાર નામના શિષ્યો લઇને તેણે જેમ તેમ ગાડું ગબડાવા માંડ્યું. એક તો વયને લીધે જ્ઞાનની

સ્વાભાવિક રીતે શિથિલતા થયેલી હતી, તેમાં ચર્ચાનો અભાવ થયો એટલે વરાહે સંપાદન કરેલી વિદ્યા ધીરે ધીરે નાશ પામી ગઈ! પરંતુ આજ વરાહે એક દિવસ શાસ્ત્રચર્ચામાં અંતરાય પડશે એવી ધારણાથી પોતાના હાથે પોતાના પુત્રને નદીમાં નાંખી દીધો હતો! સંસારના ક્ષુદ્ર ભોગવિલાસ માણસને કેવી અધમ સ્થિતિએ લઇ જાય છે!

તીક્ષ્ણદર્શી રાજા વિક્રમાદિત્યે વરાહનું આવું અધઃપતન જોયું! પ્રવૃત્તિના પ્રવાહમાં તણાઇને જ્યોતિષવિદ્યાનો એક સમર્થ વિદ્વાન ધીરે ધીરે આળસુ અને નિરૂદ્યમી થતો જાય છે—શાસ્ત્રચર્ચા, શાસ્ત્રીય વિચાર, અધ્યયન, અધ્યાપના અને તેના નીતિના વિચારો ધીરે ધીરે લોપ થતા જાય છે—ઉજ્જયિનીના મહાન કીર્તિમંદિરમાં જે નવરત્નો પોતાની વિદ્યા અને જ્ઞાનથી શોભી રહ્યાં હતાં તેમાંનું એક રત્ન—જ્યોતિષવિદ્યાનું એક અમૂલ્ય મણિ—ભોગવિલાસમાં રાતદિવસ રચીપચી રહે છે. તેના સ્થાને એક કાષ્ટની પુતળી બિરાજમાન થઈ છે—બીજા પંડિતો એ માટે વારંવાર ચર્ચા કરે છે—અઘટિત ટીકાઓ કરે છે એવું બુદ્ધિમાન રાજાએ સારી પેઠે જોયું! પરિણામ એ આવ્યું કે વરાહ ઉપરની તેની શ્રદ્ધા ધીરે ધીરે લોપ થઇ ગઈ!

આ તરફ પ્રતિભા અને મિહિરે ઉપર્યુક્ત ક્ષેત્ર મેળવીને પુરેપુરા ઉદ્યમથી જ્યોતિષશાસ્ત્રની ચર્ચા કરવા માંડી. ખગોળ, ભૂગોળ અને અનેક પ્રકારના અંકગણુનાના નવા નવા સંકેતો શોધી કહાડીને તેઓ દેશમાં અદ્વિતીય થઇ પડયાં. લોકો તેમના નામનો જયજયકાર બોલવા લાગ્યા. દેશદેશાન્તરમાંથી વિદ્વાનો તેમને મળવાને માટે આવવા લાગ્યા. ટૂંકામાં જ્યોતિઃશાસ્ત્રના અનેક પ્રકારના જ્ઞાનથી અને તેવાજ અભિનવ તત્ત્વથી તેમણે સઘળાનાં મન હરી લીધાં!

ગુણગ્રાહી રાજાએ જ્યારે તેમનું આવું અદ્ભુત જ્યોતિષ જ્ઞાન જોયું ત્યારે તેણે આ પતિપત્નિમાંથી એક જણને નવરત્ન સભામાં વરાહને સ્થાને નિમવા માટે પોતાના મનમાં નક્કી કર્યું. કારણ કે એમ

કર્યા વિના તેનું અને તેની પ્રાણપ્રિય નવરત્ન સભાનું માન જળવાય તેમ ન હતું.

આડકતરી રીતે મિહિર કરતાં પ્રતિભા ઉપર લોકોની શ્રદ્ધા દિવસે દિવસે વધતી જતી હતી. મિહિર પૂછેલા પ્રશ્નનો જે ઉત્તર આપે તે ઉત્તર કોઇ વખતે ખરો પડે અને કોઈ વખતે ખોટો પણ પડે. પરંતુ પ્રતિભા પ્રશ્નનો ઉત્તર એવો સંતોષકારક આપતી અને તેનું ફળ પણ એવું તાત્કાલિક દેખાડતી કે જેથી લોકોના મનનું સહજમાં સમાધાન થતું અને તેનું ભાખેલું ભવિષ્ય પણ અક્ષરે અક્ષર ખરૂં પડતું. એ સિવાય પ્રતિભાની અંતર્દ્રષ્ટિ અને ઉદ્‌ભાવિની શક્તિ મિહિર કરતાં ઘણી વધારે હતી. તે ઘણી વખતે માણસનું મ્હોઢું જોઇને તેનો મનોભાવ કહેતી હતી–પ્રશ્ન પૂછ્યા વિના તે ઘણી વખતે લોકોના છૂપા પ્રશ્નોનો ઉત્તર દેતી હતી. મિહિરની અંદર આવી શક્તિ ન હતી એટલે લોકોનું વલણ પ્રતિભા તરફ વધારે થાય એ સ્વભાવિક હતું.

અને વરાહ? તેને તો સંસાર સુખ ભોગવતાં વખત મળે ત્યારે એની તરફ ધ્યાન આપેને? પુત્ર અને પુત્રવધુ કરતાં તેનું આસન હાલ નીચે હતું. તે કોઇ કોઈ વખત પોતાનું માન જાળવવાને માટે પ્રયત્ન કરતો હતો પણ ઘણી વખતે તેમાં તે નિષ્ફળ નીવડતો હતો.

કારણ અસત્યનો આવરદા ઓછો હોય છે અને સત્યનોજ પ્રકાશ જ્યાં ત્યાં વહેલો પહોંચે છે. પ્રતિભાએ પૂર્ણ રીતે પોતાનો પ્રભાવ પાડવા માંડયો. પરિણામ એ આવ્યું કે લોકો તેના અનુરક્ત અને ભક્ત થઈ ગયા.

દેશ દેશાન્તરમાંથી લોકો પ્રશ્નગણનાને માટે વરાહને ત્યાં આવતા હતા. જો કે પહેલાંતો તેઓ વરાહને પૂછતા હતા, પણ વરાહ—શ્રમ-વિમુખ, શાસ્ત્રચર્ચાહીન, ભોગવિલાસમાં પચેલો વરાહ, તેનો જેવો તેવો ઉત્તર દેતો અથવા અનુમાન બાંધીને કે આજુબાજુના સંજોગો તપાસીને અમુક સિદ્ધાંત કહેતો; પરંતુ તેના ઉત્તરથી કે તેના સિદ્ધાંતથી

લોકોને સંતોષ થતો નહિ. એટલે તેઓ મિહિર અને પ્રતિભાને શરણે જતાં હતાં. મિહિર જે મીમાંસા કરતો હતો તેથી પણ લોકોના મનનું જોઇએ તેવું સમાધાન થતું ન હતું. અંતે પ્રતિભા આવીને જે સિદ્ધાંત કહેતી તેના ઉપરજ લોકો જોઇએ તેવી આસ્થા રાખતા હતા. કારણ તેનું ફળ હાથોહાથ ફળતું હતું.

એક દિવસે એક માણસ ગૃહદાહ સંબંધી પ્રશ્ન પૂછવા આવ્યો. પહેલાં વરાહના શિષ્યે એવું કહ્યું કે અમુક દિવસે તમારૂં ઘર અગ્નિથી બળીને નાશ પામશે. વરાહે કહ્યું—"ના તેમ નહિ થાય; પણ ઘરનો અમુક ભાગ બળશે અને અમુક ભાગને અગ્નિનો સ્પર્શ પણ થશે નહિ." એ ઉપર ગણિત કરીને મિહિરે કહ્યું—"ના, એમનું ઘર કદી પણ અગ્નિથી બળે તેમ નથી. કારણ તે અમુક શુભ નક્ષત્રમાં બંધાયેલુ છે." પ્રતિભાએ કહ્યું—"એ દિવસે ઘરના અમુક ખૂણામાંથી ઘરધણીને દાટેલું ધન મળશે,—અગ્નિદાહ અથવા અગ્નિથી ભસ્મીભૂત થવાનો પ્રશ્નજ અસંભવિત છે. તોપણ એની પાસેનું એક ઘર, દાટેલું ધન મળ્યા પછી બીજા દિવસે ધરતીકંપથી પડી જશે. કેવું આશ્ચર્ય! પ્રતિભાના કહેવા પ્રમાણે તે માણસને ઘરમાંથી દાટેલું ધન મળ્યું અને તેને બીજે દિવસે ધરતીકંપથી પાસેનું ઘર જમીનદોસ્ત થઇ ગયું!

આવી રીતે પ્રતિભાની અદ્‌ભુત શક્તિનો પરિચય અનેક માણસોને મળ્યો અને તેથી તેની ખ્યાતિ ઘણી વધી ગઇ.

આમ છતાંયે પ્રતિભાના ગૃહકાર્યમાં કોઇ પણ જાતની ખામી આવતી નહતી. તે વૃદ્ધ સસરાની સેવાચાકરી કરતી હતી અને સ્વામીની પણ પ્રેમપૂર્વક ભક્તિ શ્રદ્ધાથી સેવા ઉઠાવતી હતી. તે ઘણી ઉત્તમ રીતે પોતાના સંસાર–ધર્મનું પાલન કરતી હતી. કારણ કે તે સારી રીતે એમ સમજતી હતી કે સ્ત્રી જન્મની સાર્થકતા, ગૃહકાર્યની સફળતામાં સમાયેલી છે.

એક રીતે તે ગૃહકાર્ય કરતાં કરતાંજ, સસરાની અથવા સ્વામીની

કોઇ વિષયમાં થયેલી ભૂલ સુધારતી હતી. કોઇ માણસને અમુક વિષયનો યોગ્ય ઉત્તર સ્વામી અથવા સસરાજી પાસેથી જ્યારે મળતો નહિ ત્યારે તે તેનો યથાયોગ્ય ઉત્તર આપીને તેના મનનું સમાધાન કરતી હતી. આ કારણને લઇનેજ થોડા દિવસમાં તેનું નામ અને તેની અલૌકિક વિદ્યાનું માહાત્મ્ય દેશદેશાન્તરમાં પ્રસરી ગયું.

ગુણવાન રાજા વિક્રમાદિત્યે આવું બધું જોઈ સાંભળીને પ્રતિભાનેજ નવરત્ન સભાના એક રત્ન તરીકે માની લીધી. વરાહને ઠેકાણે એનેજ નીમવી એવું તેણે પોતાના મનમાં નક્કી કર્યું. તોપણ આગળ પાછળનો વિચાર કરીને, તેણે થોડા દિવસ રાહ જોવાનું ઉચિત ધાર્યું.

આ વખતે એક નવો બનાવ બન્યો. એક દિવસ રાજા વિક્રમાદિત્ય રાજસભામાં પંડિતોની સાથે શાસ્ત્રચર્ચા કરતો બેઠો હતો ત્યાં પેલા ચપળમતિના શિવરામશર્માએ એક નવો પ્રશ્ન ઉઠાવ્યો. "મહારાજ! આકાશમાં કેટલા તારા હશે એની ગણતરી આપના પંડિતોમાંથી કોઇ કહી શકે એમ છે? આજ કેટલા દિવસથી મ્હારા મનમાં આ બાબત ઘોળાયા કરે છે; માટે એનો નિર્ણય થાય તો ઘણું સારૂં!"

શિવરામશર્માનો આવો અદ્દ્ભુત પ્રશ્ન સાંભળીને વિક્રમાદિત્યને હસવું આવ્યું. તે બોલ્યો–"શર્માજી! તમારી બધી વાતો અદ્દ્ભુત હોય છે એવું હું જાણું છું: પરંતુ તમને અચાનક આવો તરંગ શાથી ઉઠયો?"

"ના, મહારાજ! એ તરંગ નથી પણ આજે કેટલા દિવસથી મ્હારા મનમાં એ માટે વિચાર થયા કરે છે! રાત્રિને સમયે આકાશ તરફ જ્યારે હું જોઉંછું ત્યારે મ્હારા મનમાં એવો પ્રશ્ન ઉભો થાય છે કે આ આકાશમાં કેટલા તારા હશે? થોડા દિવસ તો મ્હેં મહા મહેનત એક બે કરીને સો બસો તારા ગણ્યા, પણ એથી વધારે કોઇ રીતે ગણી શકાયા નહિ. કારણ હું ગણું ગણું ને ભૂલી જાઉં ત્યાં સો

રીતે એકદમ બધાની ગણતરી થઇ શકે ! રાજાધિરાજની નવરત્ન જેવી મ્હાન સભા છે, જેનો જોટો જગતમાં મળવો દુર્લભ છે, એ સભામાં શું કોઈ એવો પંડિત નથી, કે તે મ્હારા મનનું સમાધાન કરી શકે ! જો તેઓ કરી શકે તેમ ન હોય તો પછી મ્હારામાં અને તેમનામાં ફેર શું ? "

ધીરબુદ્ધિ રાજાને પહેલાં તો એ સાંભળીને હસવું આવ્યું, પણ બીજી પળે તે ગંભીરપણે પોતાના મનમાં વિચારવા લાગ્યો—" એમાં હાની જેવું શું છે ? જ્યોતિઃશાસ્ત્ર વિશારદ પંડિતો આ પ્રશ્નનો ઉત્તર આપવા ધારે તો આપી શકે એમ છે. ખગોળ ઉપર જેમણે અસાધારણ રીતે અધિકાર મેળવ્યો હશે તેઓ આ પ્રશ્નનો ઉત્તર સહજમાં આપી શકશે. આ પ્રશ્નના ઉત્તરથી એક અદ્ભુત તત્ત્વનો આવિષ્કાર થશે, અને તેથી પણ એક જાતનો આનંદ માનવા જેવો છે. આ પ્રશ્ન સમયોપયોગી થયો છે; એથી શિવરામની ઇચ્છા પૂર્ણ થશે અને તેની સાથે મ્હારો પણ એક ઉદ્દેશ પાર પડશે. આ પ્રશ્નનો જે કોઈ યોગ્ય ઉત્તર આપશે તેનેજ હું જ્યોતિર્વિદનું પ્રધાન આસન આપીશ; ન્યાયની રીતે નવરત્ન સભામાં તેનેજ એક રત્ન તરીકે હું ગણીશ. એમાં વરાહ રહે કે જાય તે માટે ચિંતા નહિ ! "

વિક્રમાદિત્યે શિવરામને પોતાના આસન પર જગા લેવાનું કહ્યું અને ટૂંકામાં તેને સમજાવ્યું; " તમારો પ્રસ્તાવ હું ગ્રહણ કરૂંછું. એનો ઉત્તર કેવો મળે છે તે શાન્તિથી સાંભળો. "

ત્યાર પછી રાજસભામાં બેઠેલા પંડિતો તરફ જોઇને અને તેમાં જેઓ જ્યોતિઃશાસ્ત્રના વ્યવસાયી હતા તેમના પ્રતિ ખાસ લક્ષ્ય કરીને વિક્રમાદિત્ય બોલ્યો—" શિવરામનો પ્રશ્ન, મ્હારો પોતાનો પ્રશ્ન જાણીને આકાશમાં કેટલા તારા છે તેનો ગણના—સંકેત તમે મને સમજાવો ! "

પ્રશ્ન સાંભળીને રાજસભામાં બેઠેલા જ્યોતિર્વિદ પંડિતોનાં મ્હોડાં સુકાઈ ગયાં ! અચાનક મેઘવિના વજ્રાઘાત થાય અને તેથી માણસ

ભયથી વિહ્વળ બની જાય, એમ પંડિતો બની ગયા. આવો પ્રશ્ન ઊઠશે અથવા આવો પ્રશ્ન ઉઠી શકે, એવું તેમણે સ્વપ્ને પણ ધાર્યું ન હતું.

"આજે સવારમાં કોનું મ્હોડું જોઇને ઉઠયા હઇશું !" એવું કહીને તેઓ મનમાં ને મનમાં શિવરામશર્માને ગાળો દેવા લાગ્યા. કારણ આ વિદ્યા–આ અદ્દભુત ખગોળ ગણનાની શક્તિ–તેમનામાં ન હતી. તોપણ તેઓ થોડીવાર આમ તેમ પુસ્તકોનાં પાનાં ઉથલાવીને અને ભળતા શ્લોકો બોલીને ખોટો આડંબર કરવા લાગ્યા ! પરંતુ સમય ઘણો કઠિન હતો; વિક્રમાદિત્ય જાતે ત્યાં બેઠો હતો એટલે તેમની ચતુરાઇ ત્યાં ચાલે તેમ ન હતી.

મનમાં શિવ નામનો જાપ કરતો કરતો લાચારીએ એક પંડિત બધાના પ્રતિનિધિ તરીકે ઉભો થયો. ભયથી ઉપર્યુક્ત સ્વરે પરંતુ પોતાનું માન જળવાય એવી રીતે તે રાજા પ્રત્યે બોલ્યો–" મહારાજ ! આપનો પ્રશ્ન ઘણો ઉત્તમ અને ઉપયોગી છે; પરંતુ દુર્ભાગ્યને લીધે અમારાથી એનો ઉત્તર આપી શકાય તેમ નથી. કારણ કે એ ખગોળ–ગણિતનો વિષય છે. ખગોળનો વિષય ઘણો કઠિન છે. તેમાં તેના સંકેતો અને તે સંકેતોને જાણવાના નિયમો વળી એથી પણ કઠિન છે. એનો કંઇક ભાગ મળે છે અને કંઇક ભાગ મળતો નથી. આવી સ્થિતિમાં મહારાજના પ્રશ્નનો ગમે તેવો ઉત્તર દઇને આવા મહત્ત્વના વિષય પર ઢાંક પિછોડો કરવો એ ખરેખરી મૂર્ખતાનું કામ છે ! એટલા માટે આપના સઘળા પંડિતો સરળ ભાવે પોતાની અશક્તિ જણાવીને આપની ક્ષમા માગે છે ! વળી ભારતવર્ષમાં ખગોળ વિદ્યાનો હજુ સુધી જોઇએ તેવો પ્રચાર થયો નથી; એટલે એ વિષયમાં અમારૂં અજ્ઞાનપણું હોય એમાં આશ્ચર્ય જેવું નથી !"

" કોણ કહે છે કે ભારતવર્ષમાં ખગોળ–વિદ્યાનો હજુ સુધી જોઇએ તેવો પ્રચાર થયો નથી ? પ્રાત:સ્મરણીય આર્યભટ્ટના જેવા મહાત્મા જે દેશમાં જન્મ્યા હતા તે દેશમાં ગ્રહ અથવા નક્ષત્ર મંડ-

ળની ગણના કોઈ કરી શકે એમ નથી એમ કેમ માની શકાય ? પંડિતવર વરાહને ખબર કરો અને તેમને મ્હારા પ્રશ્નનો ઉત્તર આપવા કહો. કેવું આશ્ચર્ય ! મ્હારી નવરત્ન સભા આજે ખગોળ-વિદ્યામાં પોતાનો પરાભવ સ્વીકાર કરે છે !" વિક્રમાદિત્ય દ્રઢતાની સાથે બોલ્યો.

રાજાની આવી આજ્ઞા સાંભળીને સઘળા ચમક્યા. એકદમ સભામાં નિસ્તબ્ધતા પથરાઇ ગઇ, પંડિતો પોતપોતાના મનમાં ગડભાંગ કરવા લાગ્યા. પરંતુ પેલો સરળ હૃદયનો રાજવયસ્ય–વિદુષક, મનમાં ને મનમાં હસવા લાગ્યો અને શાન્તિથી આ નવું કૌતુક જોવા લાગ્યો !

તરતજ વરાહ પંડિતને ખબર પહોંચાડવામાં આવી. તે ગભરાતો રાજસભામાં આવ્યો અને બધી હકીકત સાંભળીને આભો બની ગયો. પરંતુ થોડીવાર વિચાર કરીને તે ધીરજથી વિક્રમાદિત્ય પ્રત્યે બોલ્યો–" મહારાજ ! આજનો દિવસ મને મહેતલ આપો. કાલ સવારે રાજસભામાં આવીને હું મહારાજના પ્રશ્નનો યોગ્ય ઉત્તર આપીશ. "

એ સાંભળીને વિક્રમાદિત્ય બોલ્યો–" ઠીક તેમ કરો. પરંતુ કાલે સવારે મ્હારે એનો ઉત્તર જોઇશે. એની સાથે તમે એટલું ધ્યાનમાં રાખજો કે એ ઉત્તર ઉપર નવરત્ન સભા સાથેનો તમારો સંબંધ આધાર રાખે છે ! કારણ એ વિષયનો ન્યાયવિચાર કરવાને હું ધર્મથી બંધાયો છું ! "

રાજાની આવી આજ્ઞા સાંભળીને વરાહ ગભરાયો. ભયથી તેનો અંતરાત્મા ઉડી ગયો. બીજું કાંઇ પણ બોલ્યા વિના કેવળ " જેવી આજ્ઞા " કહીને તેણે રાજાની આજ્ઞા શિર પર ચઢાવી.

તે દિવસે સમય થયા વિના, ભય, ઉત્કંઠા અને વ્યાકુળતાના એક સરખા ભાવથી પંડિત સભા ભંગ થઈ ગઈ. પંડિતો ઉદાસ ચ્હેરે પોતપોતાના ઘેર પાછા ફર્યા !

## સત્યનો મહિમા !

વરાહ ઉદાસ ચિત્તે ઘેર આવ્યો. કોઈની સાથે વાતચીત કર્યા વિના, તે પોતાના ઓરડામાં ગયો અને ગંભીર પણે વિચારવા લાગ્યો– " આવતી કાલે રાજસભામાં જઈને શું કહેવું ? કેવી રીતે માન પ્રતિષ્ઠાનું રક્ષણ કરવું ? મ્હારાથી કેવી રીતે રાજાની આવી કઠિન અને અસંભવિત આજ્ઞાનું પાલન થશે ? કાલે જ્યારે હજારો માણસો મ્હારા તરફ આતુરતાથી જોઇ રહેશે ત્યારે હું કેવી રીતે મ્હારૂં માન જાળવી શકીશ ? જે વાત હું જાણતો નથી; આખી જીંદગીમાં જે વાતનો મને વિચાર થયો નથી; જેનો સ્વપ્ને પણ મને ખ્યાલ થયો નથી; તે વાત હું બીજાને શી રીતે સમજાવી શકીશ ? અનંત આકાશમાં આટલાં નક્ષત્રો છે એ કેવી રીતે ગણાય અને કેવી રીતે કહેવાય ? અનંતકોટી નક્ષત્રો હોય ત્યાં તેની સંખ્યા પણ શી રીતે થાય ? હાય ! મને આ સંકટમાંથી કોઈ બચાવે એવું નથી. મ્હારી આ સમસ્યા કોઈ પૂરી કરે એવું નથી. કોઇની દયાથી એકજ દિવસમાં આ અલૌકિક દેવ વિદ્યા મ્હારાથી શીખી શકાય એમ નથી. અહો કઠિન ભાગ્ય ! આવી વૃદ્ધ વયે ત્હેં મને દગો દીધો ! જીવનની આવી છેલ્લી દશામાં ત્હેં મ્હારો સઘળો દર્પ ચૂર્ણ કરી નાંખ્યો ! અરેરે ! ઇહિ જીવનનું મોટામાં મોટું સન્માન—નવરત્ન સભાનું આસન હવે સદાને માટે ત્યાગ કરવું પડશે ! રાજાએ દ્રઢતાની સાથે–સ્પષ્ટ શબ્દોમાં એવું કહ્યું છે. હાય ! આવું કેમ થયું ? અચાનક આવું કેમ બન્યું ? શું લક્ષાધિપતિ થવાનું તો આ પરિણામ નહિ હોય ? પણ કાલે રાજાને હું શી રીતે મ્હોડું બતાવીશ ? તે પૂછશે ત્યારે હું શું કહીશ ? મને તો કાંઈ સુઝતું નથી ! ભગવાન ! હવે તો તું લાજ રાખે ત્યારે રહે, બાકી મ્હારા હાથ તો હેઠા પડ્યા છે ! ! "

ગંભીર, વિષાદથી ભરેલા ઘડી ઘડી નિશ્વાસ મૂકીને વરાહ આવી રીતે વિચારના વિષમ સ્રોતમાં તણાતો જાય છે; પરંતુ તેને કોઈ કિનારો હાથ લાગતો નથી અને લાગશે એવી તેને આશા પણ નથી. આવી ભયંકર નિરાશાને લીધે થોડીવારમાં તેના શરીરનું લોહી સાવ સુકાઈ ગયું હોય તેમ તેનો ચ્હેરો એકદમ ફીક્કો પડી ગયો અને તેની આંખો ઉંડાણમાં પેસી ગઇ. તેના વિચારોએ તેનું દુઃખ વધારી દીધું અને તેથી તે દુઃખના મહાભારત ડુંગરમાં દટાઈ ગયો હોય એમ તેને લાગતું હતું.

પિતૃભક્ત મિહિર ! પિતાને શોધતો શોધતો ત્યાં આવી ચઢ્યો. પિતાનું હાસ્યથી પ્રફુલ્લિત રહેતું મ્હોડું, તેને આજે મલિન અને ઉદાસી ભરેલું લાગ્યું. તેની સાથે પિતા વિચારથી વ્યાકુળ બનીને ગંભીર, ઉગ્ર મૂર્ત્તિ ધારણ કરીને બેઠા હોય એમ પણ તેને જણાયું; તેનાથી મ્હોડું ફાડીને પિતાને પૂછાયું નહિ, તો પણ એનું કારણ જાણવાને માટે તે ઉત્સુક થયો અને પિતાની સન્મુખ વિનીત ભાવથી ઉભો રહ્યો. વરાહે મિહિરને જોયો તો પણ થોડીવાર સુધી તો તે કાંઇ બોલ્યો નહિ. ત્યાર પછી મર્મને વીંધી નાંખે એવો એક દીર્ઘ નિશ્વાસ મૂકીને તે બોલ્યો—" બેટા ! મૂઢ મતિના રાજાને આજે એવો તરંગ ઉઠ્યો છે કે આકાશમાં કેટલા તારા છે તે મને ગણીને કહો ! સઘળા પંડિતો હારી જવાથી એનો ઉત્તર દેવાનું કામ મ્હારા માથે આવ્યું છે. હું ખગોળવિદ્યા ભણ્યો નથી, તેમ એનાં મૂળતત્વો જાણતો નથી એટલે મ્હારાથી શી રીતે એનો ઉતર આપી શકાય ? બેટા ! તું કાંઇ જાણે છે કે ? "

મિહિર બોલ્યો—" પિતાજી ! એનાં કેટલાંક તત્ત્વો હું જાણું છું, પણ એની ગણનાના જે સંકેતો છે તે હું જાણતો નથી; છતાં તેને માટે ચિંતા કરશો નહિ. તમારી પુત્રવધૂ ખગોળવિદ્યામાં ઘણી નિપુણ છે !"

હર્ષથી ઉછળીને વરાહ એકદમ બોલી ઉઠ્યો—" હેં ! વધૂમાતા

આવી વિદ્યાવતી છે ? તેનો જય થાઓ ! જય થાઓ !!"

બરાબર તેજ વખતે પ્રતિભા રસોઇથી પરવારીને સ્વામી અને સસરાને જમવાને માટે બોલાવવા આવી. તેને જોઇને વરાહ એકદમ બોલી ઉઠયો–" આ વધુમાતા આવી ! બેટા ! ત્હારા વૃદ્ધ સસરાની લાજ રાખવાનું કામ હવે ત્હારા હાથમાં છે !"

પ્રતિભા ઘણા વિનયથી બોલી–" મને જે આજ્ઞા હોય તે કહો; તમારી આજ્ઞાનું મ્હારાથી પ્રતિપાલન થશે, તો હું પોતાને મોટી ભાગ્યશાળી સમજીશ !"

" મા ! તું મ્હારા ગૃહની અધિષ્ઠાત્રી દેવી છે, સાક્ષાત સરસ્વતી છે ! ત્હારી કૃપાથી મ્હારૂં સંકટ દૂર થશે એટલુંજ નહિ પણ એથી કોઇ દિવસ મ્હારૂં માથું નીચું નમશે નહિ !" વરાહે પરમ આનંદથી આટલું બોલીને પછી રાજાની આજ્ઞા કહી. અંતમાં તેણે કહ્યું –" મા ! મ્હારાથી એનો ઉત્તર નહિ દેવાશે તો મ્હારી માન પ્રતિષ્ઠા નાશ પામશે–નવરત્ન સભામાંથી મ્હારૂં આસન સદાને માટે ઉઠી જશે; માટે તું મને આ સંકટમાંથી બચાવે તો બહુ સારૂં !"

એ સાંભળીને પ્રતિભા ઉત્સાહથી બોલી–" દેવ ! એને માટે ચિંતા કરશો નહિ, થોડીવાર પછી હું તમને બધી સમજણ પાડીશ. હમણાં ભોજનનો સમય થયો છે; માટે પહેલાં ભોજન કરો પછી હું તમને ધીરજથી બધું સમજાવીશ."

વરાહ અતિ અધીરપણે બોલ્યો–" ના, મા ! પહેલાં મ્હારી ઉત્કંઠા દૂર કર. આજ પળે મને નક્ષત્ર ગણનાનો સંકેત સમજાવે તોજ હું અન્નજળ ગ્રહણ કરીશ, નહિ તો કદાપિ નહિ કરૂં !"

પ્રતિભાએ જોયું કે સસરાજી અધીરા બન્યા છે એટલે તેમને ભોજનનો આગ્રહ કરીશ તો તે નકામો જશે !

નિરૂપાય બનીને તેણે તેજ વખતે ભૂમિપર ચાર રેખાઓ દોરીને તેમાં કેટલાક અંક ગોઠવ્યા અને ત્યાર પછી અતિ આશ્ચર્યકારક રીતે

આકાશમાંના નક્ષત્રો ગણવાની વિધિ અને તેના સંકેતો બતાવીને સસરાજીને તેણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે આખા આકાશમાં—આટલા નક્ષત્રો છે !

પુત્રવધૂની આવી અદ્ભુત ગણના શક્તિ અને સાંકેતિક કૌશલ્ય જોઇને વરાહ સ્તંભિત બની ગયો ! તે પોતાના મનમાં હવે સારી રીતે સમજી ગયો કે તેના આગળ તેનું પોતાનું જ્યોતિઃશાસ્ત્ર જ્ઞાન સમુદ્રની પાસે સરોવર સમાન છે. તેના મનની હવે ખરેખરી ખાત્રી થઇ કે આ રત્નજ નવરત્ન સભામાં જ્યોતિર્વિદનું આસન ગ્રહણ કરવાને યોગ્ય છે ! તેણે પોતાના અંતરમાંને અંતરમાં એવું ચોકખી રીતે અનુભવ્યુ કે એની આગળ તેનું જીવવું ન જીવવું બન્ને બરાબર છે! ત્યાર પછી તેને અચાનક કોણ જાણે કેવા વિચાર ઉપજ્યો કે તેથી તેનું હૃદય કમ્પી ઉઠયું.

પ્રતિભાની ખગોળ—વિદ્યામાં આવી નિપૂણતા જોઇને મિહિર પણ આશ્ચર્ય પામ્યો. તે બોલ્યો—" ખગોળ—વિદ્યાનાં આવાં સાંકેતિક ચિહ્નો અને તેને ઓળખવાની વિધિ ત્હેં તો મને કોઇ દિવસ શિખવીજ નહિ ! "

પ્રતિભા થોડીવાર ચૂપ રહીને પછી ધીરેથી બોલી—" તમે મને એ માટે પૂછ્યું ન હતું, તેમ એ માટે કોઇ દિવસ કહ્યું પણ ન હતું: એટલે હું તમને શી રીતે કહી શકું ? શાસ્ત્રનો એવો નિષેધ છે કે જિજ્ઞાસુ વિના કોઇને પણ તત્ત્વવિદ્યા કહેવી નહી; કારણ કે તેનું ફળ મળતું નથી. એ માટેજ મ્હેં તમને કાંઈ કહ્યું નહિ. હવે એ વિદ્યા જાણવાની તમારી ઇચ્છા છે તો હું તમને કહીશ ! "

વરાહ આ વખતે પાછો વિચારમાં પડયો અને પોતાના મનમાંને મનમાં " હૂં " એવો શબ્દ બોલ્યો.

આ " હૂં " શબ્દનો અર્થ વાચકને આગળ ઉપર સમજાશે.

ત્યાર પછી પિતા પુત્ર અતિ આનંદથી ભોજન કરવા બેઠા.

આનંદથી ઉભરાતા હૃદયે પ્રતિભા તેમની સામે બેઠી. તેની વિદ્યાનું આવી રીતે સાર્થક થવાથી તેને અપાર આનંદ થયો; સંકટમાં પડેલા અસરાને આવી રીતે સહાય કરવાથી તેનું મન આનંદિત બની ગયું !

ભોજન કર્યા પછી વરાહ પ્રતિભાને કહેવા લાગ્યો—" મા ! મ્હારી એક વિનતી તું ધ્યાનમાં રાખજે કે હું ત્હારી પાસેથી આ નક્ષત્ર ગણનાની વિદ્યા શિખ્યો છું એવું તું કોઈની પાસે કહેતી નહિ. મિહિર આ વાત તું પણ ધ્યાનમાં રાખજે. જોજે ભૂલથી પણ તું કાઇને મ્હોડે આ વાત કરતો ના ! "

મિહિરે પિતાનું વચન અંગીકાર કર્યું. પ્રતિભાએ પણ " પ્રાણ જતાંયે આ વાત હું કોઇને કહીશ નહિ; " એવી પ્રતિજ્ઞા કરી !

પણ આવી પ્રતિજ્ઞા તે કેમ કરે નહિ ? વિદ્યાનો ગર્વ દેખાડવાને માટે અથવા આત્મપ્રતિષ્ઠા મેળવવા માટે તેણે પોતાના જીવનમાં કદી પણ ઇચ્છા કરી ન હતી. કેવળ જ્ઞાનનો પ્રચાર થાય અને સત્યનો આલોક જગતમાં ચો તરફ ફેલાય એજ તેનું લક્ષ્ય હતું. તે કોઈપણ ઉપાયે થાય અથવા ગમે તેને હાથે થાય તેને માટે તેને આપત્તિ ન હતી.

પરંતુ વિધિના વિધાનથી, સવળું કરતાં અવળું બન્યું ! વરાહની વિદ્યા પકડાઈ ગઈ ! સત્યનો મહિમા કોઇની સાહ્યતા વિના અને કોઇના અંતરાયની પરવા કર્યા વિના પોતે પોતાની મેળે પ્રકાશમાં આવ્યો !

આપણા શિવરામશર્મા જે આ ઉત્પત્તિના મૂળ કારણ હતા અને વરાહને આવા અણધાર્યા સંકટમાં નાખનાર હતા, તે શર્મા પોતાના અદ્દભુત પ્રશ્નનો વરાહ કેવો ઉત્તર આપશે તેને માટે તળે ઉપર થઈ ગયા હતા ! તેમના ચિત્તમાં એવી ચટપટી ભરાઈ ગઇ હતી કે વરાહનો ઉત્તર સાંભળ્યા વિના તેમનાથી થોડો વખત પણ કોઈ ઠેકાણે ઠરીને બેસી રહેવાય તેમ ન હતું ! ઘડીમાં રાજમહાલયમાં, તો ઘડીમાં અતિથિશાળામાં અને ઘડીમાં બજારમાં, એમ તેઓ અસ્થિર મગજમાં જ્યાં ત્યાં ફરવા લાગ્યા. અંતે તેઓ ફરતા ફરતા અચાનક

વરાહને ઘેર આવી પહોંચ્યા. વરાહ કેવા મંત્ર બળથી અથવા કેવી ક્રિયાથી આ અસંભવિત વાત સંભવિત કરે છે તે સૌથી પહેલાં જાણી લેવું જોઇએ; તેવી ઇચ્છાથી તેઓ વગર બોલાવ્યે વરાહને ઘેર આવ્યા ! રાજ-સભામાં વરાહની વિદ્યા પ્રકાશ પામે તે પહેલાં એ વિદ્યા પોતાને જાણવી જોઇએ; અને જો તેમ ન થાય તો પછી તેને હોંશીઆર કોણ કહે ?

તેની ધારણા એવી હતી કે " આકાશમાંના તારા ગણવા એ કામ મનુષ્ય–શક્તિની બહાર છે; અને તેથી વરાહ પંડિતથી એ કામ થઈ શકેજ નહિ ! તો પણ તે કાલે રાજસભામાં આવીને આકાશમાં કેટલા તારા છે તે કહેવાનો છે, તે કયા બળથી, કયા સાહસથી કહેશે એ મને સમજાતું નથી ! જરૂર એની અંદર કાંઇપણ ભેદ છે, અને એ ભેદ એકવાર કોઇપણ જોખમે આપણે જોવો તો જોઇએજ. અહો ! આટલું મોટું વિશાળ આકાશ, આખી પૃથ્વીને ઘેરી વળ્યું છે, તે અનંત આકાશના, લાખો, કરોડો, શંખ, પદ્મ, પરાર્ધ અને અંક શાસ્ત્રની બીજી મોટામાં મોટી જે કોઇ સંખ્યા હોય, તે બધીને એકઠી કરવાથી પણ શું આ અનંત નક્ષત્રોનું પરિણામ નક્કી થાય એમ છે ? કદી નહિ. મને તો એ બધું આંધળું ભીંત જેવું લાગે છે. જોઇએ વારૂ વરાહ પંડિત એ અંધારામાંથી કેવું અજવાળું પાડે છે ! મ્હેં પણ એવો પ્રશ્ન પૂછ્યો છે કે બધા સાંભળીને દિંગ થઈ ગયા છે ! મહારાજ પણ વિચારમાં પડી ગયા છે અને આખા નગરમાં એને માટે જે ચર્ચા થાય છે તે સાંભળીને મને તો પેટ પકડીને હસવું આવે છે ! "

લઘુપ્રકૃતિ શિવરામશર્મા પોતાના મનમાં આવા વિચાર કરતો કરતો વરાહના ઘરમાં પેઠો. ત્યાં શિષ્યોને મ્હોડે તેણે એવું સાભળ્યું કે વરાહ પોતાના પુત્ર સાથે અંદર જમવા બેઠા છે. એટલે તે ન છૂટકે રસોડાની પાસેના ઓરડામાં પલાંઠી વાળીને બેઠા ! તે બેઠા પછી શું કરવું અને કેવી રીતે વર્તવું એનો વિચાર કરે છે, એટલામાં તેના

સાંભળવામાં આવ્યું કે વરાહ કોઇને એવું કહે છે–" મા ! મ્હારી એક વિનતી તું ધ્યાનમાં રાખજે કે હું ત્હારી પાસેથી આ નક્ષત્ર–ગણુનાની વિદ્યા શિખ્યો છું, એવું તું કોઇની પાસે કહેતી ના ! " આટલું સાંભળતાની સાથે શર્માની છાતી વેંત ઉંચી થઇ–તેની સ્વભાવિક કુતૂહલવૃત્તિ એથી સોગણી વધી ગઈ. બીજી શી વાત થાય છે તે સાંભળવાને માટે આ ચતુર માણુસે પોતાના કાન ઘણી ઉત્કંઠાની સાથે ખડા કરી દીધા !

બીજીજ પળે સાંભળવામાં આવ્યું–વરાહ કહે છે–" મિહિર ! આ વાત તું પણુ ધ્યાનમાં રાખજે. જોજે ભૂલથી તું પણુ કોઇને મ્હોડે આ વાત કરતો ! " આવું સાંભળીને શર્મા પોતાના મનમાં બોલી ઉઠ્યા–" ઓ બાપરે ! પંડિતજીની આટલી બધી લુચ્ચાઇ ! પણુ આ શર્માએ તમારી લુચ્ચાઇ જાણી છે, એટલે તમે ફાવવાના નથી ! હવે શું કરવું ? અહિંથી પોબારા ગણુવા ! નહિ તો એ જાણુશે કે હું અહિં આવ્યો છું, તો બધી બાજી બગડી જશે ! પણુ આ બાઈનું આવું દિવ્ય જ્ઞાન જોઇને મને અચંબો થાય છે ! શું રાક્ષસોના દેશમાં બધાં બૈરાં આવાં હોંશીયાર હશે ? કોણ જાણે ! પણુ મને તો એમ જણુાય છે કે જાણે શાપથી ભ્રષ્ટ થયેલી સરસ્વતી છળવાને માટે આવી હોય ! હશે જે હશે તે બધું સમજાશે ! પણુ હવે તો અહિંથી આંખ મીંચીને ચાલવાજ માંડો ! "

શિવરામ ઉઠીને ઉભો થયો. જતાં જતાં તેણે એવું પણુ સાંભળ્યું કે વરાહનો પુત્ર અને પુત્રવધૂ, " આ વાત કોઇને મ્હોડે નહિ કહીશું ! એવી વરાહની પાસે પ્રતિજ્ઞા કરતાં હતાં.

આ સાંભળીને શિવરામને હસવું આવ્યું. તે પોતાના મનમાંને મનમાં બોલ્યો–" ઓ બાપરે ! આ વિદ્યાની આવી વડાઇ અને આવી લુચ્ચાઈ ! ? આના કરતાં તો સાત જન્મ સુધી મૂર્ખા રહેવું સારૂં છે ! સારૂં થયું કે હું કંઈ શિખ્યો નહિ ! નહિ તો આ વરાહની પેઠે મારે પણુ છોકરાની વહુની પાસે આવી આજીજી કરવી પડત ! પણુ

એથી તો પેટ ભરીને હસાય પણ નહિ અને મન મૂકીને રડાય પણ નહિ ! કેવળ " ભાવિના ઘરમાં ચોરી " કરીને અને આવો વિજ્ઞનો પોષાક પહેરીને, બગભગતની પેઠે જ્યાં ત્યાં રખડવું તેના કરતાં અજ્ઞાન રહીને આનંદ માણવો એ શું ખોટું ? બળી એ વિદ્યા અને બળ્યું એ માન ! !"

## ૩૧

## અગ્નિમાં આહૂતિ !

પોતાના માન–રક્ષણ માટે પંડિતવર વરાહ આત્મ–પ્રવંચનાના ઘોર પાપમાં લિપ્ત થયો ! પુત્રવધૂની પાસે નક્ષત્ર–ગણનાનો સંકેત આ સહજમાં શિખ્યા છતાં, તે તેનું કૃતિત્વ છૂપું રાખવાને માટે પ્રયાસી થયો ! મનના પાપથી અને ચિત્તની દુર્બલતાથી તેનો સારાસાર વિવેક નાશ પામ્યો !

ચંળમતિના શિવરામશર્માએ વરાહનાં પાપ અને દુર્બળતાને ઉઘાડાં પાડ્યાં. વરાહને લગતી આવી ગુપ્ત વાત પ્રકાશ કર્યા વિના તેનાથી કોઇ પણ રીતે છાનામાના બેસી રહેવાય તેમ ન હતું; કારણ કે તેનું ચિત્ત ઘણું અસ્થિર હતું. પહેલાં તો તેને એવો વિચાર આવ્યો કે, " એક પ્રતિષ્ઠિત માણસની કોઇ પણ રીતે પ્રતિષ્ઠા જાળવવી જોઇએ; અને તેથી વરાહની આ વાત ઉઘાડી પાડવી નહિ. કારણ એમાં અધર્મ છે ! " આવી રીતે વિચાર કરીને તેણે મનને દ્રઢ કર્યું; અને થોડીવાર સુધી તે ગંભીરપણે બેસી રહ્યો. પરંતુ તેનો સ્વભાવ એવો હતો કે કોઇ પણ છૂપી વાત તેનાથી હજમ થતી ન હતી ! પેટમાં કોઇ વાત રાખીને છાનામાના બેસી રહેવું, એવું એક પણ લક્ષણ તેનામાં હતુંજ નહિ. એટલે આવી અગત્યની વાત તે કેમ કરીને પોતાના પેટમાં પચાવી શકે ?

સૌથી પહેલાં શિવરામશર્મા શરમાતા શરમાતા મંત્રીને ઘેર ગયા અને તેમને આ શુભ સમાચારથી જાણીતા કર્યા ! મંત્રીએ એક બે વાતમાંજ ખરી બીના શું છે તે જાણી લીધી ! મંત્રીને આવી જાણ થયા પછી જાણે શિવરામશર્માને ભાન આવ્યું હોય તેમ તે બોલ્યો– " જુઓને મંત્રી મહાશય ! એ બધું ગમે તેમ હોય, પણ વરાહ એક પ્રતિષ્ઠિત માણસ છે અને તેથી તેની પ્રતિષ્ઠાને કોઇ પણ રીતે હાની પહોંચે એ સારૂં નહિ. મ્હેં તો આપને મારા જાણીને આ વાત કહી છે પણ આપ કૃપા કરીને કોઇને કહેશો નહિ ! "

" ના–ના; મ્હારાથી કોઇને એ વાત કહેવાયજ કેમ ? " એમ કહીને મંત્રીએ શિવરામને વિદાય કર્યો.

મંત્રી પછી રાજાના પાત્ર, મિત્ર અને સભાસદ, એમ એક પછી એક બધાને આ અગત્યની વાતથી તેણે જાણીતા કર્યા. સૌને કહ્યા પછી તે આવી ચેતવણી આપતો કે " જોજો આ વાત બહાર જાય નહિ ! મ્હેં તો તમારા પર વિશ્વાસ રાખીને આ વાત કહી છે માટે સંભાળ રાખજો ! "

અંતે આ અતિ સાવધાની માણસ ખુદ રાજાની પાસે ગયો. આ વખતે વિક્રમાદિત્ય પોતાના વિશ્રામ–ભુવનમાં બેઠો હતો. શિવરામને આવેલો જોઇને તે બોલ્યો –" કેમ શર્મા ? અત્યાર સુધી ક્યાં ગયા હતા ? નગરની કંઇ નવાજુની લાવ્યા છો ! જો લાવ્યા હો તો કહી નાંખો ! "

શિવરામશર્મા પહેલાં તો ગંભીરપણે કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ઉભા રહ્યા. રાજાનું પ્રિય સંભાષણ તેણે સાંભળ્યું ન સાંભળ્યું કરીને એક કાનમાંથી બીજા કાનમાં કહાડી નાંખ્યું. વિક્રમાદિત્ય સમજ્યો કે આજે એ કંઇ નવી વાત લાવ્યો હોય એમ જણાય છે. એટલે તેણે આગ્રહથી શિવરામ પ્રતિ જોઇને કહ્યું–" કેમ શર્મા ! કંઇ બોલતા નથી ? હું તમને ક્યારનો બોલાવું છું પણ તે તરફ તમે ધ્યાન

આપતા નથી, એનુ શું કારણુ ? ”

શિવરામશર્મા એક દીર્ઘ નિશ્વાસ મૂકીને બોલ્યો–“ મહારાજ ! શું બોલું ? માનસિક સુખ અને આરોગ્યતા કંઈ દરેક વખતે માણસથી ભોગવાતી નથી ! ”

વિક્રમાદિત્ય સહજ હસીને બોલ્યો–“ કેમ, તમને વળી મનનું અસુખ ક્યાંથી થઈ આવ્યું ? ”

શિવરામ–હા, ના, એ કંઈ મનનું અસુખ નથી પણુ...

વિક્રમાદિત્ય–પણુ વળી શું ? તમે સ્ફૂર્તિબાજ માણુસ થઈને આમ સહજમાં નિસ્તેજ બની જાઓ તે કંઈ સારૂં નહિ ! જુઓને ! તમારૂં માન રાખીને મ્હેં પંડિત–સભામાં કેવો મોટો પ્રશ્ન મૂક્યો છે. આવતી કાલે જરૂર એનો ઉત્તર તમને મળશે !

આવું સાંભળતાની સાથે શર્માની છાતી એક હાથ ઉંચી થઈ ગઇ ! કારણુ આવતી કાલે જે માણુસ એનો ઉત્તર આપનાર છે તે માણુસની ગુપ્ત વાત તેણે સૌથી પહેલી જાણી લીધી છે ! તે હસતા મ્હોંડે બોલ્યો–“ મહારાજ ! એવી વાસી વાત તો તમેજ સાંભળો:– પણુ શિવરામશર્મા તો હંમેશાં તાજી વાત રાખે છે, તે શું તમે જાણુતા નથી ? ”

વિક્રમાદિત્યે કંઈક ઉત્સુક બનીને પૂછ્યું–“ તેતો હું જાણું છું ત્યારેજ તને પૂછુછુંને ? હવે કહે શી ખબર તું લાવ્યો છે ? ”

શિવરામ હસતાં હસતાં બોલ્યો–“ એ ખબરના બદલામાં મને શું આપશો ? ”

વિક્રમાદિત્ય–તું માગે તે.

શિવરામ–ઠીક. પણુ સૌથી પહેલાં એવું કબૂલ કરો કે એ વાત હું કોઇને કહીશ નહિ.

વિક્રમાદિત્ય–પહેલાં વાત તો કહે. ત્યાર પછી કહેવા ન કહેવાની વાત !

શિવરામશર્માએ એક એક કરીને વરાહ પંડિતની બધી વાત કહી નાંખી! પોતાની પુત્રવધૂની પાસેથી નક્ષત્ર–ગણનાની વિદ્યા શિખ્યા છતાં તે વાત ગુપ્ત રાખીને એ વિદ્યા પોતે જાણતો હોય એવો તેણે કરેલો પ્રપંચ અને એ પ્રપંચ ઉઘાડો ન પડે એ માટે તેણે પોતાના પુત્ર અને પુત્રવધૂ પાસે લેવડાવેલી પ્રતિજ્ઞા, એ સિવાયની બીજી બધી હકીકત જે તેણે વરાહના ઘરમાં બેઠા બેઠા કાનોકાન સાંભળી હતી. તે વિસ્તારપૂર્વક વિક્રમાદિત્યને કહી.

શિવરામશર્માની વાત સાંભળીને, વિદ્યા–વિનય–અલંકૃત મહાનુભવરાજા સ્તંભિત બની ગયો! વરાહ જેવા પંડિતનું આવું અધ:પતન જોઇને તેને આશ્ચર્યની સાથે ખેદ થયો! મનુષ્ય–જીવનની આવી દુર્બળતા અને અસારતા જોઇને તેની આંખોમાં આંસુ આવ્યાં! ધર્મ–હિન જીવનનું પરિણામ એ સિવાય બીજું સારૂં આવી શકેજ નહિ એવી તેની ખાત્રી થઇ! થોડીવાર સુધી તે સ્તબ્ધ અને ગંભીર બનીને કાંઇ પણ બોલ્યા વિના બેસી રહ્યો!

ત્યાર પછી તેણે સહજ હસીને શિવરામને કહ્યું–" પણ તને આવી કુબુદ્ધિ કેમ સૂઝી? કોઇની ગુપ્ત વાત સંતાઇને સાંભળવામાં કેટલું મોટું પાપ છે તે શું તું જાણતો નથી?"

શિવરામે સરળભાવે ઉત્તર દીધો–" મહારાજ! હજુ મ્હારી વાત સમજ્યા નહિ! હું શું જાણી જોઇને તેની વાત સાંભળવા ગયો હતો? હું તો બીજી ધારણાથી તેને ત્યાં ગયો હતો; પણ વચ્ચે એવું સાંભળવામાં આવ્યું તેમાં મ્હારો શો વાંક! પ્રભુનીજ કંઈ એવી ઇચ્છા હશે, નહિ તો આવું બને ક્યાંથી?"

વિક્રમાદિત્ય પોતાના મનમાં બોલ્યો–" ખરી વાત છે, પ્રભુનીજ એવી ઇચ્છા હશે. કારણ સત્યનો મહિમા એવી રીતેજ પ્રકાશમાં આવે છે!"

ગમે તેમ કહો પણ આ વિષયની પછી તેણે વધારે પુછપરછ

કરી નહિ. રાજસભામાં વરાહનો ન્યાય કરવો અથવા તેણે ગુન્હો કર્યો નથી એવો આધાર માંગવો અને તેમ કરીને તેના મ્હોડેથી વળી બીજી દશ વાતો જુઠ્ઠી બોલાવીને વિધિ પ્રમાણે તેને અપરાધી ઠેરવવો એ કોઇ પણ રીતે વિક્રમાદિત્યને યોગ્ય લાગ્યું નહિં. તોપણ આના સંબંધમાં જે કરવા જેવું હતું તે તેણે કર્યું; તેમાં તેણે જરા પણ વિલંબ લગાડયો નહિ.

સૌથી પહેલાં તેણે વરાહ પાસેથી અદ્ભુત નક્ષત્ર-ગણુનાનો સંકેત જાણી લીધો ! પરંતુ તેની સાથે તેણે સ્પષ્ટ શબ્દોમાં વરાહને કહ્યું, કે-" આ કૃતિત્વ અથવા આ ગૌરવ તમારૂં નથી ! તેતો તમારી ગુણવતી અને વિદ્યાવતી પુત્રવધૂનું છે ! તે મ્હેં વિશેષ પ્રમાણુથી જાણ્યું છે ! "

તે વખતે વરાહ ! મર્મહત વરાહ ! આત્માપમાને પોતાની મેળે મરવા બેઠેલો વરાહ ! ! ! કબૂલ થયો. રાજાએ પ્રમાણુ સાથે જ્યારે તેનું પાપ પકડયું ત્યારે તેણે નિરૂપાય બનીને કબૂલ કર્યું કે જે હકીકત બહાર આવી છે તે ખરી છે ! આથી સત્યના પાલક અને સત્યના સેવક રાજાએ તેનો અપરાધ ક્ષમા કર્યો. પરંતુ તેની સાથે તેણે વરાહને એકાંતમાં બોલાવીને એવું કહ્યું કે, " હવે તમારો ઇશ્વિરોપાસનાનો સમય થયો છે, માટે સર્વ કર્મ પરિત્યાગ કરીને તમે એકાંતમાં તે પરમપદનું ધ્યાન ધરો ! તમારા સ્થાને તમારી સરસ્વતી જેવી પુત્રવધૂ બેસશે. કારણ નવરત્ન સભાના જ્યોતિર્વિદના આસન માટે એજ વિદુષી યોગ્ય છે ! "

પરંતુ રાજાનો આવો ઉપદેશ વરાહને ઠીક લાગ્યો નહિ ! વૃદ્ધાવસ્થામાં ખરા તરૂણુ જેવો ભોગવિલાસ હમણાં વરાહ ભોગવતો હતો તેને રાજા એકાંતમાં જઇને ઇશ્વરની ઉપાસના કરવાનું કહે, તે ક્યાંથી ઠીક લાગે ! વરાહ તો કંઇ બોલ્યો નહિ પરંતુ પાછળથી તેણે સાંભળ્યું કે થોડા દિવસ પછી કોઇ શુભ મૂહુર્ત જોઇને તેની પુત્રવધૂને રાજા નવરત્ન સભામાં તેના આસન પર બેસાડવાનો છે !

આવું સાંભળતાની સાથે વરાહનું માથું ફરી ગયું ! આખું વિશ્વબ્રહ્માંડ જાણે તેની નજર આગળ તળે ઉપર થવા લાગ્યું ! તેનાથી હવે કોઈ પણ રીતે સ્થિર રહી શકાય તેમ ન હતું તેથી માથું દુઃખવાનું બહાનું કહાડી તે પાલખીમાં બેસીને તેજ વખતે ઘેર ગયો !

વરાહના અંતરમાં " સમુદ્ર મન્થન " થવા લાગ્યું ! તેના પ્રાણ બાણથી વીંધાયેલા પક્ષની પેઠે ટળવળવા લાગ્યા ! એક સાથે હજારો વીંછી એકઠા થઇને શરીરને ચટકા ભરે અને તેથી જેવી વેદના થાય, તેવી અસહ્ય વેદનાથી તેનું આખું શરીર બળ્યું બળ્યું થવા લાગ્યું ! ઉદ્ભ્રાન્ત ભાવનાથી, અતિ કઠોર કંઠથી તે એકદમ બોલી ઉઠયો– " ના, ના, મ્હારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તો એમ નહિજ બને ! હું મ્હારો પ્રાણ આપીશ, પણ મ્હારી પ્રતિષ્ઠા તો નહિ જવા દઉં ! જે મ્હારા જીવનના કંટક તરીકે મ્હારા માર્ગમાં આવશે તેને સંસારમાંથી હું વિદાય કરીશ ! પછી તે ગમે તે હોય તેની મને ચિંતા નથી. આવી મર્મભેદી જ્વાળા શાન્ત કરવાને માટે ગમે તેનો ભોગ અપાય તેની મને સ્પૃહા નથી ! ! "

મોહ તિરોહિત થયો, સ્વપ્ન જતું રહ્યું. હવે તો જાણે જાગ્રત અવસ્થાનો ભાવ આવ્યો હોય એમ જણાય છે ! આ ભાવથીજ ભોગી વરાહે એકદમ પૂર્વની સ્થિતિ પ્રાપ્ત કરી ! વરાહ પહેલાંના જેવો કઠોર, રૂક્ષ અને કોપનપ્રકૃતિનો બની ગયો ! તેની સાથે કોઈ પણ રીતે દમન થાય નહિ એવી ઈર્ષા–પ્રાણઘાતી દારૂણ ઇર્ષાનો સંયોગ થયો ! ક્રિયાની ઉપર પ્રતિક્રિયા આરંભાઈ ! અગ્નિમાં આહૂતિ પડી ! !

અંતરમાં ઈર્ષાનો અનળ અને બહાર રોષનો અનળ, બે અનળે ભેગા મળીને નરકના અનળને પ્રજ્વલિત કર્યો ! હવે એ અનળમાં તે જાતે બળી મરે છે કે બીજા કોઇને બાળી નાંખે છે, તે આપણે જોઇએ !

પણ જે અનળમાં તે બીજાને હોમવાનું કરે છે, તે કોણ હશે ?

અરેરે ! એવો કયો અભાગી અને આયુષ્યહીન જીવ છે, કે જેની સહજ પણ દયા ખાધા વિના વરાહ આવી રીતે તેનો ભોગ લે છે ?

ભગવાન જાણે કે એ જીવ કોણ છે !

ક્રોધથી, ક્ષોભથી અને અપમાનથી વરાહ કમ્પી ઉઠયો ! તેની ભયંકર અને તીક્ષણ આંખો, ક્રોધથી બળવા લાગી !

## ૩૨

## પ્રપંચી પ્રકરણ !

" શું મ્હારૂં અપમાન ? મ્હારાથી એવું અપમાન સહન નહિ થાય ! વરાહના જીવતાં જ્યોતિર્વિદ સમાજમાં અન્ય પ્રાધાન્યપણું ભોગવે ? ના, તેમ કદી પણ નહિ બને ! મ્હારી જીવિત દશામાં મ્હારી અનુમતિથી મ્હારો પુત્ર મ્હારૂં આસન ગ્રહણ કરે ! પણ તેને બદલે પુત્રવધૂ ? હું જીવતાં, મ્હારો પુત્ર જીવતાં, પુત્રવધૂ ? પુત્રવધૂ ? કોણે કહ્યું પુત્રવધૂ ? તે પિશાચિની, રાક્ષસી, જાદુગરી ! શું નવરત્ન સભામાં મ્હારૂં આસન ગ્રહણ કરશે ? સિંહના આસન પર શું શિયાળ બેસશે ? હાય ! મ્હારી છાતી ચીરાઇ જાય છે, માથું ફરી જાય છે અને તેની સાથે વિશ્વ–બ્રહ્માંડ ભમતું હોય એમ દેખાય છે ! અરેરે ! આ વિચાર પણ કેવો ભયંકર છે કે જેથી મ્હારૂં ભાન પણ જતું રહે છે ! એ કોણ ? "

" હું નીલકંઠ–આપનો સેવક ! "

એકાંત ઓરડી હતી. વરાહની આજ્ઞાથી એક બે વિશિષ્ટ શિષ્ય વિના આ ઓરડીમાં કોઇથી પગ મૂકાતો ન હતો. નીલકંઠશર્મા ગુરૂની આજ્ઞાથી અહિં આવ્યો હતો.

વરાહ થોડીવાર મૌન રહીને બોલ્યો–" બેટા ! તું આવ્યો ? ભલે આવ્યો એક અગત્યની વાત કહેવાને મ્હેં તને બોલાવ્યો હતો. બેટા ! આટલા બધા શિષ્યોમાં તુંજ મ્હારો ઉપર્યુક્ત શિષ્ય છે ! "

પ્રપંચી પ્રકરણની આટલી ભૂમીકા કરીને તેણે આગળ ચલાવ્યું– " ભાઇ ! ત્હેં બધી હકીકત સાંભળી હશે ? હવે શું કરવું તે કહે ! "

ચાલાક શિષ્યે ઉત્તર દીધો–" ગુરૂદેવ ! હું તે બીજુ શું કહું ? પણ આ પાપી રાજ્ય એકદમ રસાતાળમાં જશે ! આવો અવિચાર, આવો પક્ષપાત ! ન્યાયના મસ્તકે આવો પદાઘાત ! ના, ધર્મ કદી પણ આવો અન્યાય સાંખશે નહિ ! આપની અનુમતી હોય તો આ પાપી સ્થાન ત્યાગ કરીએ ! "

વરાહ–ઉંહું હું તેમ કરવાને કહેતો નથી. હું તો એમ કહું છું કે આનો કંઈ પ્રતિવિધાન કરવો જોઇએ ! "

ગુરૂના મ્હોડામાંથી વાત કહાડી લઇને ચેલાએ ઉત્તર દીવો– " જરૂર કરવો જોઇએ; એક વાર નહિ પણ હજાર વાર કરવો જોઇએ– અને તે પણ વિના વિલંબે કરવો જોઇએ ! જે આજ્ઞા હોય તે કહો, આપનો આ દાસ જીવતે જોખમે પણ કરવાને તૈયાર છે ! "

ત્યાર પછી તે પોતાના મનમાં બોલ્યો–" હા, હવે સમજાયું ! ગુરૂના મનમાં શું પાપ છે તે હવે જણાયું ! "

વરાહ–હું પણ તને તેજ વાત કહું છું. પરંતુ હું તને એવું પૂછું છું કે રસોડામાં બેસીને અમે નક્ષત્ર ગણના સંબંધી વાતચીત કરતા હતા તે વાત બહાર શી રીતે ગઇ ?

ગુરૂના પ્રશ્નના લક્ષણ ઉપરથી ચતુર શિષ્ય પોતાના મનમાં સમજી ગયો કે, " ગુરૂદેવની મનોવેદનાનું ખરૂં કારણ જોવા જાઓ તો આજ છે. ગુપ્તપણે પ્રાપ્ત કરેલી વિદ્યાથી એમને પોતાનું નામ કહાડવું હતું ! પણ ભાગ્ય દોષથી નામ કહાડવાનું બાજુએ રહી ગયું અને તેમને સ્થાને તેમની એક વખતની ગુરૂ બનેલી પુત્રવધૂ બેઠી ! નવરત્ન સભામાંથી ગુરૂદેવનું નામ હંમેશને માટે નીકળી ગયું ! ગુરૂદેવથી આ અપમાન સહન થાય એવું નથી ! પણ આમાં કોઇનું કંઇ જવાનું નથી; પેલી ગરીબ બિચારીના ભોગ મળશે ! "

શિષ્યને આમ વિચારમાં પડેલો જોઇ ગુરૂ બોલ્યા—" શું વિચાર કરે છે ? " નીલકંઠ—" હું તો એવો વિચાર કરૂં છું કે ક્યા નરાધમે આ વાત ઉઘાડી પાડી હશે ? તેને શું પ્રાણની મમતા નહિ હોય ? અભિશાપનો ભય નહિ હોય ? "

વરાહે કંઇક વિરક્ત થઇને કહ્યું—" અરે ! એ કામ અભિશાપથી કે પ્રાણની મમતાથી નહિ થાય ! કઠિન પાષાણ જેવું હૃદય કરીને એ કામ પાર પાડવાનું છે; સમજ્યો ? ઝાડનું મૂળ અનામત રાખીને તેનાં ડાળ પાંખડાં કાપવાથી શું લાભ ? જ્યાં સુધી મૂળ કાયમ છે ત્યાં સુધી આપણે ગમે તેવી મહેનત કરીશું તે પાણીમાં જશે ! કેમ હવે મ્હારી વાત તારા ધ્યાનમાં ઉતરી ? "

ચતુર શિષ્ય સારી પેઠે સમજી ગયો કે ગુરૂ ઘણા આગળ નીકળી ગયા છે અને તેને આ કાર્યમાં પોષક થવાને માટે કહે છે. તે એવું પણ સમજ્યો કે પુત્રવધૂનું રક્ત-દર્શન કર્યા વિના તેનો ક્રોધ કોઇ પણ રીતે શાન્ત થવાનો નથી !

નીલકંઠશર્મા, કાંઇ ગુરૂથી જાય તેમ ન હતો. તે પોતાના મનમાં વિચારવા લાગ્યો—" અંતે મ્હારી ધારણા ખરી પડી. ચાલો જે થાય છે તે સારૂં થાય છે ! ગુરૂદેવની પુત્રવધૂની ખ્યાતિ હમણાં ઘણી વધી ગઈ છે ! દેશના લોકો તેને જોઇને ગાંડા બની જાય છે ! રાજા પણ તેની વિદ્યા જોઇને ચકિત બની ગયો છે ! અધુરામાં પૂરૂં નવરત્ન સભામાં સસરાને ઠેકાણે તેને આસન મળ્યું અને મોટા મોટા પંડિતોનું એથી નૂર ઉતરી ગયું ! પણ એક અબળાને આવી રીતે ઉંચે ચઢાવવામાં રાજાએ બુદ્ધિનો ઉપયોગ કર્યો છે એમ કોઈ ડાહ્યો માણસ તો નહિ કહે ! જુઓને ! તે દિવસે ઘરમાં પગ મૂકતાંની સાથે તેણે લાખોની દોલત સસરાના હાથમાં મૂકી દીધી ! એમાંથી એક ભાગનું ખર્ચાયું છે અને ત્રણ ભાગનું હજુ અનામત છે ! હું આ કામ માથે લઉં અને તે પાર પડે તો શું ગુરૂદેવ મને બે ચાર હજાર રૂપિયા

નહિ આપે ? ત્યારે એમાં ખોટું શું છે ? એક તરફ ગુરૂ ભક્તિ દેખાડવાનો પ્રસંગ મળશે અને બીજી તરફ અનાયાસે પૈસો પ્રાપ્ત થશે ! તો પણ આ કામમાં હું એકદમ ઝંપલાવીને તો નહિ પડું ! દૂર ઉભા ઉભા જેટલું થશે તેટલું હું કરીશ ! કારણ તે રાક્ષસોના દેશની વૈરી છે; વખત છે, જંતર મંતરથી મને ફૂંક મારીને ઉડાવી દે તો બધું અહિંને અહિં રહી જાય ! ! "

ત્યાર પછી તે પ્રકાશપણે ગુરૂ પ્રત્યે બોલ્યો—" ગુરૂદેવનો મનોભાવ આ દાસ સારી પેઠે જાણવા પામ્યો છે ! પુત્રવધૂને આ જગતમાંથી એકદમ વિદાય કરવાની આપની ઇચ્છા ઘણી ઉપર્યુક્ત છે. કારણ કે તેમ કર્યા વિના આપની પ્રતિષ્ઠા જળવાશે નહિ ! "

આ સાંભળીને વરાહને આનંદ થયો ! ચતુર શિષ્ય પોતાનો મનોભાવ સહજમાં સમજી ગયો તેથી તેને આનંદ થયો ! તે ઉત્સાહથી બોલ્યા—" તું કહે છે, તે ખરૂં છે ! મ્હારી પ્રતિષ્ઠાને માટે એમ કર્યા વિના બીજો ઉપાય નથી ! "

નીલકંઠ—તે તો મ્હેં આપને પ્રથમથીજ જણાવ્યું છે. પરંતુ એ કામ તમારા કે મ્હારા હાથે થશે તો, લોકોના મનમાં સંદેહ આવશે. વળી રાજા એના પક્ષમાં છે. માટે આ બાબતમાં જોઇ વિચારીને પગલાં ભરવાનાં છે.

રાજાનું નામ સાંભળીને વરાહ બળી ઉઠયો ! તે બોલ્યો—" આ અનર્થનું મૂળજ રાજા છે ! શું કરવું ? રાજાના ઉપર રાજા નથી પરંતુ નીલકંઠ ! તું નક્કી જાણજે કે આ મૂઢ મતિના રાજાનું સત્યાનાશ જશે અને ઉજ્જયનિ સ્મશાન બની જશે ! એમ ન થાય તો જાણવું કે વેદ મિથ્યા છે ! શાસ્ત્ર મિથ્યા છે ! ! "

ક્રોધથી અધઃપતિત થયેલો વરાહ, વગર વિચારે આવા અનુચિત શબ્દો બોલી ગયો ! તે ક્રોધને વશ થઇને જ્ઞાન-શૂન્ય બન્યો હતો.

ક્રોધને વશ થઇને હિતાહિત જ્ઞાનને હરાવ્યું હતું. હાય ! ક્રોધ કેવો ચાંડાળ છે ! આવા ચાંડાળને પણ લોકો આશ્રય આપે છે !

નીલકંઠ, ગુરૂનો આવો ભયંકર ક્રોધ જોઇને અને તે ક્રોધનું ભયંકર પરિણામ વિચારીને થોડીવારને માટે કંપ્યો ! તેને ખાત્રી થઇ કે ગુરૂનો ક્રોધ બીજી કોઇ રીતે શાન્ત થવાનો નથી; જ્યારે તે પોતાની પુત્રવધૂનો પ્રાણ લેશે ત્યારેજ શાન્ત થશે !

બ્હીકથી ધ્રૂજતો ધ્રૂજતો પાપી શિષ્ય બોલ્યો–" તેથીજ હું કહું છું કે, ગુરૂદેવ ! એ ડાકિણીને હાથોહાથ નહિ મારતાં કોઈ યુક્તિથી મારવી જોઇએ ! "

પાષાંડ ગુરૂ ભ્રકુટી ચઢાવીને બોલ્યો–" કેવી રીતે ? તું કોઇ યુક્તિ જાણતો હોય તો શોધી કહાડ ! "

થોડી વાર સ્તબ્ધ રહીને પાછો તે બોલ્યો–" તું કહે છે તેમ ખરેખર ! એ રાંડ ડાકિણીજ છે ! મિહિરના મનમાં એવું ઠસાવવું જોઇએ કે તું એનાથી સંભાળીને ચાલજે ! પણ એ વાત સૌ પાછ-ળથી થશે; હાલ તો કોઈ એવી યુક્તિ શોધી કહાડવી જોઇએ કે જેથી આપણું ધાર્યું કામ થાય અને કોઇને જાણ પડે નહિ ! "

નીલકંઠ વિચાર કરીને બોલ્યો–" ઘરમાં અગ્નિ લગાડી હોય તો ? ખાવામાં વિષ ભેળ્યું હોય તો ? ઉંહું; એમ કરવાથી તો જાણી જશે ! જ્યોતિષ પર એનો એવો કાબુ છે કે એવી તેવી બાબત તો તે સહજમાં પારખી શકશે ! હા; એક કામ કર્યું હોય તો ન બને ? "

વરાહ આગ્રહથી બોલ્યો–" શું ? "

નીલકંઠ–એ રાતે જ્યારે સૂઈ જાય ત્યારે જાળીયામાંથી એક ઝેરી નાગ છોડી મૂક્યો હોય તો કેમ ? એક બે મદારીઓની સાથે મ્હારે ઓળખાણ પણ છે.

વરાહ–ઘણોજ ઉત્તમ વિચાર ! હા, હા, એજ ઠીક છે ! પણ એક બે દિવસમાં બને ત્યારે !

નીલકંઠ–હા, હા; એક બે દિવસમાં કહેશો તો એક બે દિવસમાં બનશે !

નિર્દય, નિષ્ઠુર, ચાંડાળ વરાહ ! પોતાના મનમાં વિચારવા લાગ્યો– " ત્યાર પછી મિહિરની વાત ! ના, ના, તેતો મ્હારો પુત્ર છે, પરમ પિતૃભક્ત છે ! તે આવું જાણશે તોયે મ્હારા પર ક્રોધ કરશે નહિ ! તે રાક્ષસોના દેશની અને રાક્ષસોના રાજાની દીકરી છે, એટલે એ રહે તોયે શું અને જાય તોયે શું ? મિહિરને હું એવું સમજાવીશ કે તેને માટે મ્હારે નાતજાતમાં નીચું જોવું પડતું હતું ! કેવળ મિહિરના મ્હોડા સામું જોઇનેજ હું આવું અપમાન સહન કરતો હતો ! આવું કહેવાથી મિહિર શું નહિ માને ? અરે ! તેનામાં શું શક્તિ છે કે મ્હારો બોલ ઉથાપે ? વળી મિહિર જીવતો હશે તો એવી સેંકડો સ્ત્રીઓ તેને પગે લાગતી આવશે ! એમાં શું મોટી વાત છે ? ? "

આત્મ–પ્રતિષ્ઠાના લોભી વરાહે પાછો વિચાર કર્યો–" જે મ્હારા ન્યાય, ધર્મ, કર્ત્તવ્ય અને વિવેકનો નાશ કરવા માટે કારણભૂત થઇ છે, જે મ્હારી આત્મ–પ્રતિષ્ઠાને ધૂળ કરવાને માટે તૈયાર થઇ છે, તે સંસારમાં રહીને આનંદ ભોગવે અને વરાહ મુગે મ્હોડે તે જોયા કરે –સહન કરે, એવું કદાપિ બને નહિ ! તેને તો ગમે તે ઉપાયે આ સંસારમાંથી સદાની વિદાયગીરી આપવી જોઇએ ! મ્હારો ઇહિકાળ અને પરકાળ, મ્હારી સમાજ અને સંસાર, ભલે રહે કે રસાતાળમાં જાય તેની મને પરવા નથી; પણ એ અભાગિણીના અસ્તિત્વનો લોપ તો થવોજ જોઇએ ! મ્હારૂં શાસ્ત્ર, વિદ્યા, પાંડિત્ય અને યશ એ બધું અંધારા કુવામાં જાઇને પડે, પણ એને તો સંસારમાંથી સદાની વિદાયજ કરવી જોઇએ ! એમ કર્યા વિના મ્હારાથી બચાશે નહિ– બચી શકાશે નહિ ! જો હું આવા અપમાનથી કાયર થઇને આપઘાત કરીશું તો એમાં તેનેજ લાભ થાય છે ! કારણ પછી તેને કોઇ પણ જાતનો અંતરાય રહેતો નથી ! ના, ના, આપઘાત તો નહિ કરૂં !

પાછા સાત જન્મ સુધી આવાને આવા આપઘાત કરવા પડે! જોઉં! નીલકંઠથી કંઇ સુધરે છે કે નહિ! સુધરશે તો ઠીક છે, નહિ તો એના કરતાંયે બીજો ભયંકર ઉપાય હાથમાં લઇશું! એમ થશે ત્યારેજ મ્હારા અંતરનો અગ્નિ હોલવાશે! જો મરવું હશે તો ત્યાર પછી મરીશ; કારણ કે એજ મરણ મ્હારૂં સુખી મરણ કહેવાશે!!"

## ૩૩

### આત્મદ્રોહી વરાહ.

પરંતુ નીલકંઠશર્માનો પહેલો પ્રયત્ન નિષ્ફળ નીવડયો. અગાઉથી કરેલા સંકેત પ્રમાણે મદારીએ નાગને જાળીઆ વાટે ઓરડામાં મૂક્યો પણ કોણ જાણે શા કારણથી નાગ તુરતજ જાળીઆને રસ્તે બહાર નીકળ્યો અને તેજ પળે પેલા મદારીને કરડ્યો! આવું જોતાની સાથે નીલકંઠ મુઠીઓ વાળીને નાઠો અને જ્યાં વરાહ બેઠો હતો ત્યાં આવીને ઉભો રહ્યો!

આ વખતે વરાહ, મિહિરને નીતિનો ઉપદેશ આપતો હતો— "પારકાનું ભૂંડું કરવું નહિ અને ઇચ્છવું પણ નહિ; કારણ એમાં મહા પાપ છે! માતાપિતા મહાન ગુરૂ છે; ઇશ્વરના અવતાર તુલ્ય છે! માટે દરેક અવસ્થામાં માતાપિતાની આજ્ઞા, સાક્ષાત્ ઇશ્વરની આજ્ઞા ગણીને તેનું પાલન કરવું જોઇએ! જે સંતાન માતાપિતાની આજ્ઞાનું પાલન કરતો નથી તે સંતાન નરકગામી થાય છે!–ઇત્યાદિ."

આવી અંધારી રાત્રે એકાંત ઓરડીમાં બેસીને અને પુત્રને આવી રીતે તન્મય કરીને, નીતિનો ઉપદેશ આપવામાં વરાહના બે હેતુ હતા. પહેલો હેતુ એ હતો કે તેનો ચતુર શિષ્ય કામ કરીને પાછો ફરે નહિ, ત્યાં સુધી મિહિરને સૂવા જવા દેવો નહિ; બીજો હેતુ એ હતો કે, ભવિષ્યમાં મિહિરને કોઈ અયોગ્ય કર્મ કરવાનું કહેવામાં

આવે તોપણ પિતૃભક્ત મિહિર આ ઉપદેશ પ્રમાણે પિતાની આજ્ઞા, ઈશ્વરની આજ્ઞા સમજીને તેનું યથાવિધિ પાલન કરે !

આ તરફ નીલકંઠશર્માએ ગુરૂને સંકેતથી સમજાવ્યો કે કાર્યસિદ્ધિ થઇ નથી અને તેનું પરિણામ અવળું આવ્યું છે !

આથી વરાહ વિચારમાં પડ્યો. રાત વધારે ગઇ છે એમ કહીને તેણે મિહિરને સૂવા જવાની આજ્ઞા આપી. મિહિર પિતાને પ્રણામ કરીને ત્યાંથી ચાલ્યો ગયો.

વરાહ વિસ્મય પામીને બોલ્યો–" તું આ શું કહે છે ? નાગ તેને કરડ્યા વિના પાછો આવતો રહ્યો ? ઓ ! રાંડનો આવરદા પણ જબરો જણાય છે ! "

નીલકંઠ–અરે સાંભળો તો ખરા ! તેતો બાજુએ રહી ગઇ અને નાગ પેલા મદારીને કરડ્યો ! ગુરૂદેવ ! તમારી પુત્રવધૂ નક્કી ડાકિણી છે ! મંત્ર તંત્રના જોરથી તે સવળાનું અવળું કરી નાંખે છે ! નહિ તો નાગ તેને કરડ્યા વિના રહે પણ ખરો ?

વરાહ થોડીવાર વિચાર કરીને બોલ્યો–" વારૂ; હવે એક નવો ઉપાય અમલમાં મૂકીશું ! ત્હારી આ " ડાકિણી " વાતથીજ તેની પરીક્ષા લઇશું ! "

નીલકંઠ–તે કેવી રીતે ?

વરાહ–હું મિહિરને ગમે તે રસ્તે એવું ઠસાવીશ કે " એ રાંડ ડાકિણી છે, માટે તું ચેતજે; નહિ તો એક દિવસ તને ખાઈ જશે ! "

નીલકંઠ–જો એમ બને તો બેડો પાર થયો તેમ સમજજો ! તમારા કહેવા પ્રમાણે બને તો પછી આપણે પણ ફાંફાં મારવાનાં મટી જાય ! ત્યારે હવે હું આજ્ઞા લઉં છું. આપ પણ વિશ્રામ કરો, કારણ રાત વધારે ગઇ છે ! આશીર્વાદ આપો કે આપના ચરણમાં મ્હારી ભક્તિ હમેશાં કાયમ રહે !

વરાહ—તે રહેશે, જરૂર રહેશે ! કારણ ત્હારી ગુરૂભક્તિ સાચી છે; અને તેનું ફળ કદિ પણ વૃથા જવાનું નથી ! હવે તું પણ સૂઇ જા, કારણ રાત વધારે ગઇ છે. પણ જોજે આ વાત કોઇને મ્હોડે જાય નહિ ! પેલા ગજાનંદ, માધવ અને શિતળની તું સોબત કરીશ નહિ ! એ રાંડનાઓ ભલે પોથાં ઉથલાવ્યા કરે, પણ કંઇ શિખવાના નથી ! ત્હારી ગુરૂ ભક્તિ તને બધું શીખવશે ! ત્હારા પર મ્હારો સંપૂર્ણ વિશ્વાસ છે એટલે આ કામ ત્હારે એકલાએજ કરવાનું છે ! ગભરાઇશ નહિ. મ્હારો આશીર્વાદ છે, તો જરૂર એ કામ ત્હારાથી થશે ! તું એકલો સોને ભારે છે ! જા, જ્યારે જરૂર પડશે ત્યારે હું તને બોલાવીશ !"

નીલકંઠશર્મા, ગુરૂના આશીર્વાદથી કૃત–કૃતાર્થ થઇને વિદાય થયો. જતાં જતાં તે પોતાના મનમાં બોલ્યો–"બાપરે ! ગુરૂ પણ માથાનો મળ્યો છે ! પણ હું તેનાથી ક્યાં જાઉં તેમ છું ! એતો જેવા ગુરૂ તેવા ચેલા ! પણ હું એમાં શું કરૂં ? મ્હારો સ્વભાવજ મૂળથી એવો છે કે પારકાનું ભૂંડું થાય તોજ મ્હારાથી સુખે રહી શકાય છે ! બધાંનો ઉપાય, પણ કંઇ સ્વભાવનો ઉપાય છે ?"

થોડી પળો એમને એમ નીકળી ગઇ. પછી પાછો આત્મદ્રોહી વરાહના મનમાં ઘાત પ્રતિઘાતનો આરંભ થયો ! વરાહ વિચારવા લાગ્યો–

"હાય ! મ્હારૂં આવું પરિણામ ? દિગ્વિજયી પંડિત વરાહનું આવું પરિણામ ? તેની આવી અધમ સ્થિતિ ? તેનું આવું અપયશ ભરેલું અધઃપતન ? પણ નહિ ! હવે એ વિચારો કામના નથી ! હું ઘણે દૂર નીકળી ગયો છું ! હવે પાછા ફરવામાં શોભા નથી અને હવે વિચાર કરવામાં પણ સાર નથી ! હું જીવતાં મ્હારા આસન પર બીજું કોઇ બેસે એ વાત મ્હારાથી સહનજ શી રીતે થાય ? કલ્યાણી પુત્રવધૂ ?–સાક્ષાત્ સરસ્વતીના અવતાર જેવી કુળવધૂ ? સ્નેહાસ્પદ મિહિરની વનિતા ?–પણ તેથી શું થયું ? તેણે તો બધું બગાડ્યું !

મ્હારા ગર્વને ખંડન કરી નાંખ્યો! પણ તે વિદુષી છે, દયાવતી છે, અશેષ ગુણની અધિકારિણી છે! તે હું જાણુંછું, સારી પેઠે જાણુંછું! પરંતુ તે જાણીને હું કરૂંછું. હાય! તેની વિદ્યાજ તેના મરણનું મૂળ છે! તેની વિદ્યાજ મ્હારા પતનનું કારણ બની, ત્યાં મ્હારે શું કરવું? તેનું અતુલનિય સુંદર રૂપ, જાણે સાક્ષાત્ લક્ષ્મી અને સરસ્વતી એક સાથે અધિષ્ઠિત થયેલી હોય તેમ! એ શું હું નથી જોતો? એ શું હું નથી જાણતો? પરંતુ શું કરૂં, હવે ઉપાય નથી! કારણ તે જીવતી રહેશે તો મ્હારે તેની જ્વાળામાં મરવું પડશે! તેનાં માતાપિતાએ મિહિરનું રક્ષણ કર્યું છે, પાલન કર્યું છે, અને તેને વિદ્યાદાન આપીને તેના પર એક સરખો ઉપકાર કર્યો છે! વળી તેણે મિહિરને અનેક વાર મરતો બચાવ્યો છે! તે હું ક્યાં જાણતો નથી? બધું જાણું છું, પણ હવે ઉપાય નથી! તે નિરપરાધી છે, નિષ્કલંક છે, નિષ્પાપ છે, પતિવ્રતા છે, સદ્ગુણી છે, અને સરળતાનો આધાર છે, તે શું હું જાણતો નથી? હાય! મ્હારા અંતરમાં હું સઘળું જાણું છું, સમજુ છું અને વિશ્વાસ કરૂં છું; પણ હવે બીજો માર્ગ નથી! તે જીવતી રહે, તો પછી મ્હારો બચાવ ક્યાં? ના તેને મરવુંજ પડશે! હા; પહેલાં સ્વાર્થ અને પછી પરાર્થ! હું ગૃહસ્થાશ્રમી છું, તેથી મ્હારાથી પરાર્થમાં આત્મોત્સર્ગ નહિ થાય! મ્હારામાં તેવી ઉદારતા નથી, મ્હારામાં તેવું મહત્ત્વ નથી, અને મ્હારામાં તેવી કૃતજ્ઞતા પણ નથી! અકૃતજ્ઞતાનું શોણિત ખડ્ગ હાથમાં લઇને હું તેનો નાશ કરીશ! કારણ તેમ કર્યા વિના મને શાન્તિ મળનાર નથી! ખરેખર, હું જ્ઞાન-શૂન્ય–પાપી છું; જ્ઞાનનો ઉજ્વળ દીપ સદાને માટે હોલવીને હું અંધ-કારમાં ડૂબીશ અને તેની સાથે એને પણ હું સંસારમાંથી વિદાય કરીશ! હાય–મિહિર!"

વરાહ થોડીવાર સ્તબ્ધ રહીને પાછો પોતાના મનમાં બોલવા લાગ્યો—

"હાય–મિહિર ! એક રીતે તુંજ સઘળા અનર્થનું મૂળ છે ! ત્હેં પુત્ર થઇને મ્હારા શત્રુનું કામ કર્યું ! સમુદ્રમાંથી તું જીવતો નીકળ્યો, તે શું મને આમ રડાવાને માટે ? તું શા માટે સરસ્વતીના પદ્મવન-માંથી આવું અમૂલ્ય રત્ન ચોરીને ઘરમાં લઇ આવ્યો ? હું વૃદ્ધ છું; સંસારના શોક–તાપથી જીર્ણ શીર્ણ બન્યો છું; જીવનની વૈતરિણીની તીરે ઉભો રહ્યો છું; ત્યાં તું દુઃખ દેવાને પાછો ક્યાંથી આવ્યો ? તું આવ્યો ન હોત તો આવી બળતી સગડી છાતી પર મૂકીને મ્હારે નરકનો અગ્નિ સળગાવવો ન પડત ! ! ના–ના– એમાં ત્હારો દોષ નથી ! તેની નિયતિજ મને આવા મહા પાપમાં નિયોજિત કરે છે ! હા; તેને એ રીતેજ મરવું પડશે ! કારણ પ્રતિભાનું મરણ એ રીતેજ થાય છે ! દાનવોનો ઇર્ષા રૂપી અગ્નિ સહન કરવાને માટેજ પ્રતિભા સંસારમાં આવે છે ! ત્યારે તે મરે–મરવાને માટે આવી હોય તો ખુશીથી મરે ! તે મરશે તોજ મ્હારો માર્ગ નિષ્કંટક થશે ! તે મરશે તોજ મ્હારા અંતરનો અગ્નિ શાન્ત થશે ! !"

ઇર્ષાના વિકારથી ઉદ્‌ભ્રાન્ત બનેલો વરાહ, ઉઘાડી આંખે પથારીમાં સૂતો સૂતો આવા આવા અનેક વિચારો કરવા લાગ્યો !

## ૩૪

### ભયંકર કંપટજાળ !

બીજે દિવસે બપોરે મિહિરને એકાંતમાં બોલાવીને વરાહે કહ્યું– "બેટા ! મ્હારે તને એક વાત કહેવી છે ! હું ત્હારો પિતા છું; એટલે પિતાનો ધર્મ છે, કે પુત્રનું હિત શેમાં છે તે તપાસવું ! કદાચ તે વાત અપ્રિય હોય તો પણ મ્હારે તો ત્હારા હિતને માટે તને કહેવીજ જોઇએ ! નહિ તો એમાં જાણી જોઇને અધર્મ કરવા જેવું થાય છે !"

પિતૃભક્ત મિહિર વિનીત ભાવે બોલ્યો–"પિતા ! જે આજ્ઞા હોય તે કહો. આપની આજ્ઞા હું સર્વદા માથે ચઢાવીશ ! આપ જે કહેશો તે હું માન્ય કરીશ અને તેનું યથાવિધિ પાલન કરવાને માટે સદા તત્પર રહીશ !"

વરાહ–સદ્‌ગુણી પુત્રનો આવોજ વિનીત સ્વભાવ હોય છે ! મ્હારો આશીર્વાદ છે કે તું પિતૃકુલ ઉજ્વળ કરીને ચિરંજીવી થજે ! હા, હું એવું કહેતો હતો કે, બેટા ! વધૂમાતા સંબંધે ત્હારે કંઇક સતર્ક રહેવું જોઇએ !

વરાહની વાત સાંભળીને મિહિર એકદમ ચકિત બની ગયો ! તેનું શરીર કમ્પી ઉઠયું ! તે પોતાના મનમાં વિચારવા લાગ્યો– "પ્રતિભા સંબંધે સતર્ક ? પિતાનો આવું કહેવામાં શું અર્થ હશે ?"

તેનું મુખ-કમળ એકદમ મ્લાન થઈ ગયું ! તેની આંખોમાં જોતજોતામાં પાણી ભરાઇ આવ્યાં !

વરાહે તે જોયાં. તે પોતાના મનમાં સમજી ગયો કે, "આ કોમળ બાળક મ્હારૂં ઝેરી બાણુ સહન કરી શકશે નહિ ! તો પણ એને સહન કરવુંજ પડશે ! કારણુ હવે બીજો ઉપાય નથી !"

ત્યાર પછી તે પ્રકાશપણે બોલ્યો–

"બેટા ! એ વાત તને અપ્રિય અને કષ્ટદાયક લાગતી હશે; પરંતુ કર્ત્તવ્યને લીધે મ્હારે તને તે કહેવી પડશેજ ! જો બેટા ! નારિ-ચરિત્ર અને પુરૂષનું ભાગ્ય, દેવથી પણ કળાતું નથી; એટલે તું અને હું કંઈ હિસાબમાં નથી ! તો પણ ચેતીને ચાલીએ તો સારૂં !"

મિહિરનો સંશય વધવા લાગ્યો ! તેની છાતી ધડકવા લાગી ! શરમથી તે મરણુતોલ બની ગયો ! મ્હોડું ઉંચું કરીને તેનાથી પોતાના પિતાના સામું જોવાયું નહિ ! તે નીચી નજરે બોલ્યા ચાલ્યા વિના એમને એમ બેસી રહ્યો !

વરાહ–(નિર્દય, નિષ્ઠુર પિતા ! પુત્રની આવી અવસ્થા જોયા

છતાં બોલ્યો ) "હું તને જે કહેવા બેઠો છું તે અનુમાનથી અથવા કોઈ જાતની કલ્પનાથી કહેતો નથી ! કારણ મ્હારો તેવો સ્વભાવ નથી ! હું જે કહુંછું તે નજરો નજર જોયેલું છે અને પ્રત્યક્ષ બનેલું છે !"

વરાહે જોયું કે બે ચાર વાક્ય–બાણથીજ મિહિર જોઈએ તેવો ઘાયલ થયો છે એટલે હવે અસલ બાણ છોડવાને વાંધો નથી ! વરાહે દૃઢ સ્વરે કહેવા માંડયું-

"બેટા ! ત્હારી સ્ત્રી ગમે તેવી વિદ્યાવતી અને ગુણવતી હોય પણ તેનો જન્મ રાક્ષસી ભૂમિમાં થયેલો છે ! તેનાં માતાપિતા સારાં હશે, ઉદાર બુદ્ધિનાં હશે, તો પણ તેઓ સિંહલનાં અધીવાસી છે; રાક્ષસોનાં રાજા રાણી છે ! જો કે રાક્ષસ કહીને, હું તેમને હિંસક-વૃત્તિના અને બીહામણા દેખાવના એક મોટા જીવ તરીકે ગણતો નથી; તો પણ તેમના સ્વભાવમાં અને આપણા સ્વભાવમાં બહુ જુદા-પણું હોય છે ! એની ખાત્રી મ્હેં ત્હારી સ્ત્રીનું વર્તન જોઈને કરી છે, અને તેમાં મને તો જરા પણ ભૂલ જેવું લાગતું નથી ! તું મ્હારો પુત્ર છે એટલે બધી વાત કહેતાં મને સંકોચ થાય છે; તો પણ–"

મિહિર એક દીર્ઘ નિશ્વાસ મૂકીને ધીરેથી બોલ્યો–" ના, ના. તેવો સંકોચ રાખશો નહિ, જે કહેવું હોય તે ખુલ્લા દીલથી કહો !"

વરાહ કંઈક સંતોષ પામીને બોલ્યો–

"હા; જ્યારે કહેવા બેઠો છું ત્યારે કહીશ, બીજું શું ? કારણ જેના પર ત્હારા ભલાભૂંડાનો આધાર રહેલો છે, તેના પર ઢાંક-પિછોડો કરીને તને અંધારામાં રાખવો એ મને ઠીક લાગતું નથી ! જો સાંભળ ! ત્હારી સ્ત્રી ઘણી નિર્લજ્જ છે–હદ બહારની નિર્લજ્જ છે ! સ્ત્રીઓને સ્વાભાવિક રીતે લજ્જા જોઈએ; કારણ લજ્જા એજ સ્ત્રીનું ભુષણ છે ! જો તેમ ન હોય તો પછી નર અને નારીમાં ફેર શું ?"

આવી રીતે વાતનો આરંભ કરીને અને બીજી અનેક આડી અવળી વાતો ગોઠવીને અંતે ગુણનિધિ વરાહે પુત્રવધૂને ડાકિણી ઠેરવી ! તે બોલવા લાગ્યો—" ત્હારી સ્ત્રી અંધારી રાત્રે એકલી અગાશીમાં જાય છે અને આકાશ તરફ જોઈને, કોઈથી સમજાય નહિ તેવી ભાષામાં કંઇ કંઇ બોલે છે ! કોઇ વખત તે ખડખડાટ હસે છે તો કોઇ વખત ભુત–પ્રેતના જેવા ચાળા કરીને ઉંચા સ્વરે રડે છે ! આવું એક વખત નહિ–બે વખત નહિ–પણ સાત વખત મ્હેં મ્હારી નજરે જોયું છે ! પણ ખબરદાર ! આ વાત તું તેને કહેતો નહિ ! મ્હારી પાસે પ્રતિજ્ઞા કર કે આમાંનો એક પણ શબ્દ હું તેને કહીશ નહિ ! જો તું પ્રતિજ્ઞા કરીને તેનો ભંગ કરીશ તો નરકમાં પડીશ ! કારણ શાસ્ત્રોમાં એવું કહ્યું છે કે જે પુત્ર પિતાની પાસે કરેલી પ્રતિજ્ઞાનો ભંગ કરે છે તે પુત્ર નરકમાં પડે છે અને તે સાથે તેની ચૌદ પેઢી પણ નરકયાતના ભોગવે છે ! ! "

સરળ અને સત્યનિષ્ઠ મિહિરે, દૃઢતાની સાથે પિતાની પાસે પ્રતિજ્ઞા કરી. વરાહે ધીરે રહીને આગળ ચલાવ્યું–

" હું આટલી બધી માથાફોડ કેમ કરૂં છું તેનું કારણ કહું ? જો સાંભળ; હું ગમે તેવો પણ ત્હારો જન્મદાતા–પિતા છુ; દુનિયામાં અનેક જાતની ઠોકરો ખાઇને મ્હારા વાળ ધોળા થયા છે; તું ભલે માને કે ન માને પણ મ્હારી તો એવી ખાત્રી થઇ ચૂકી છે કે આ રાક્ષસી માયા ઘણી વિષમ માયા છે ! એ વહાલથી આપણા મ્હોડામાં હાલ થી દુધ મૂકે છે; પણ જ્યારે વખત આવશે ત્યારે આપણા મ્હોડામાં ઝેરનો વાડકો ઠાલવતાં એને વાર નહિ લાગે ! પછી તે વખતે એને એવો વિચાર નહિ થાય કે એ મ્હારો પતિ છે અને હું એની પત્ની છું ! ભાઈ ! મ્હારા શબ્દો તને કડવા ઝેર જેવા લાગતા હશે, તોપણ રોગને નાશ કરનાર કડવા ઔષધની પેઠે એ શબ્દો તું ગ્રહણ કરજે ! કારણ એમાં ત્હારૂં મ્હારૂં અને આપણા ભવિષ્યના વંશનું ભલું સમાયેલું છે ! હવે એથી વધારે તો તને હું શું કહું ? ! "

આવી રીતે પ્રતિભાને રાક્ષસી માયાવાળી સાબીત કર્યા પછી, વરાહને લાગ્યું કે એની સાથે એક ચમત્કારિક " રેચ " આપવાની જરૂર છે! કારણ એ વિના મિહિરનું મન કદિ પણ ચંચળ થવાનું નથી; અને જ્યારે ખરેખરી રીતે તેનું મન ચંચળ નહિ થાય, તો પછી કાર્યસિદ્ધિમાં વિલંબ લાગશે! તેથી વરાહે નીતિના ઉપદેશની સાથે "પ્રત્યક્ષ" માદકતાનો ચંચળ મધુર રસ મેળવીને કહ્યું–

" બેટા! આના કરતાંયે વધારે સ્પષ્ટ પ્રમાણ તને જોઇએ છે?–પ્રત્યક્ષ–નજરે નજર જોવાય તેવું પ્રમાણ ત્હારે જોઇતું હોય, તો પણ તને દેખાડું!"

મિહિર પહેલાંના જેવો છાનોમાનો બેસી રહ્યો હતો. તે પિતાની બધી વાત સાંભળતો હતો પરંતુ તેનાથી એક પણ ઉત્તર અપાતો નહોતો! તે શી રીતે ઉત્તર આપે? તેના હૃદયમાં તો સમુદ્ર મન્થન થતું હતું!

જ્યારે વરાહે પ્રત્યક્ષ પ્રમાણની વાત કહાડી ત્યારે આ પિતૃભકત પુત્રે, અતિ નમ્ર ભાવે 'માને સમ્પતિ લક્ષણ' પ્રકાશ કર્યું. એ જોઇને વરાહ બોલ્યો–" પણ તું એવી પ્રિતજ્ઞા કર કે આ વાત હું કદિ પણ તેને નહિ કહું, તો પછી હું તને પ્રત્યક્ષ પ્રમાણ દેખાડું!"

મર્મ–પીડિત મિહિરે પાછી પ્રતિજ્ઞા કરી!

નિર્દય, પાષાણ વરાહ બોલવા લાગ્યો–" ત્હારી સ્ત્રી ડાકિણી છે કે નહિ તેનુ પ્રત્યક્ષ પ્રમાણ જો તું જરા મહેનત કરે તો આજેને આજે હું તને દેખાડું! રાત્રે જ્યારે તું સૂઇ જાય છે ત્યારે એની લીલાનો આરંભ થાય છે! તું આજે મોડી રાત સુધી જાગતો રહેજે એટલે જે હશે તે ત્હારા જાણવામાં આવશે! પથારીમાં ઉંઘી જવાનો ઢોંગ કરીને તું જાગતો રહેજે એટલે આજે ને આજે, ત્હારી સ્ત્રી ડાકિણી છે કે નહિ તેની તને ખાત્રી થશે! ભોગજોગે આજે કદી ન થાય તો એક બે દિવસમાં પણ ત્હારી ખાત્રી થયા વિના નહિ રહે! એ રાક્ષસી માયાવાળી સ્ત્રી જ્યારે તું સૂઇ જાય છે ત્યારે ત્હારા મ્હો-

ડાની પાસે પોતાનું મ્હોડું રાખીને કાંઈક સમજાય નહિ તેવું બોલે છે ! બીજે દિવસે પણ તેની આવી પિશાચ-ક્રિયા મ્હારી નજરે પડી ! માટે જો ત્હારો પ્રાણ તને વહાલો હોય તો તું એનાથી બહુ ચેતીને ચાલજે ! વળી આ વાત તું તેને પ્રાણ જતાંએ કહીશ નહિ. કારણ એ રાક્ષસી માયા છે; વખતે ત્હારો કે મ્હારો પ્રાણ લઇ નાંખે તો પછી આપણે શું કરીએ ?! ”

મિહિર, પિતાની પાસે પાછી પ્રતિજ્ઞા કરીને નીચી નજરે બેસી રહ્યો. આ વખતે વરાહ પાછો બોલવા લાગ્યો—“ હાય ! પુત્રવધૂ જ્યારે ડાકિણી થઇ ત્યારે સંસારમાં રહ્યું શું ? હવે તો સંસાર શ્મશાન જેવો સમજવો ! જીવન પણ તેવુંજ ગણવું ! અને પ્રાણ સમાન પુત્રનું નિર્મળ હૃદય પણ તેવુંજ માનવું ! હા; પ્રભુ ! ત્હેં આ શું કર્યું ? કોણ જાણે આનું પરિણામ કેવું આવશે ? કુલકામિની જ્યારે આવી રાક્ષસી માયાવાળી અને પિશાચ-સિદ્ધીવાળી થઇ ત્યારે ઘરમાં રહેવાય શી રીતે ? એતો ધારે તે કરી શકે ! તેના પર વિશ્વાસ પણ શી રીતે રાખી શકાય ? અને કેમ જાણ્યું કે તેણે કંઇ કર્યું નહિ હોય ? તેથીજ કહું છું કે મ્હારો સોનાનો સંસાર શ્મશાન બની ગયો ! અરેરે ! હું તો જીવતાં મુવા જેવો થયો ! ભગવાને મ્હારૂં બગાડી નાંખ્યું ! ”

વરાહનો વાણી-પ્રવાહ આવી રીતે અનેક દિશામાં વહેવા લાગ્યો અને તેનું ધાર્યું થયું; ઉદ્યમ સફળ થવાનાં દરેક ચિહ્નો તેના જોવામાં આવ્યાં; તેને કાળજે ટાઢક થઈ અને તે સાથે તેની આપદા ટળી ગઇ !

મિહિર મર્માહત, સ્તંભિત અને વિસ્મયથી વિમોહિત બનેલો મિહિર પિતાનાં આવાં વચનો સાંભળીને તથા તેની વ્યાકુળતા જોઇને પોતે પણ ભયથી ચકિત અને ચંચળ બની ગયો ! આ ભય અને ચંચળતાની સાથે કૌતૂહલ પણ આવ્યું ! તે પોતાના મનમાં બોલ્યો— “ હાય ! મ્હેં આ શું સાંભળ્યું ? પ્રતિભા ડાકિણી ! આવું દેવદુર્લભ રૂપ અને એ અપરૂપ વિદ્યાવિનય-માધુરીમાં આવી ભૌતિક ક્રિયાનો

સંયોગ ? ઓ પ્રભુ ! ત્હારી સૌન્દર્ય સૃષ્ટિમાં આવું હળાહળ વિષ ? ગમે તેમ હો, પણ એકવાર જોવું તો જોઇએજ ! મ્હારા પિતા જ્યારે આવું કહે છે ત્યારે મ્હારાથી ના પણ કેમ કહેવાય ? પણ—અરેરે ! મ્હારી છાતી ચીરાઈ જાય છે શું પ્રતિભા પિશાચ સિદ્ધિવાળી—ડાકિણી હશે ? ”

મિહિરના કોમળ અંતઃકરણમાં આવું હળાહળ વિષ રેડ્યા પછી પાપી વરાહે પુત્રથી છાની રીતે પુત્રવધૂને બોલાવી અને તેને યુક્તિથી એવું સમજાવ્યું કે, “ મિહિરને એક નઠારો રોગ લાગુ પડ્યો છે;—એ જ્યારે રાત્રે ઉંઘી જાય છે, ત્યારે એના મ્હોડામાંથી ઘણીજ ખરાબ દુર્ગંધ નીકળે છે ! અને તેની સાથે તેના મ્હોડામાં તથા નાકમાં અસંખ્ય જન્તુઓ ખદબદી ઉઠે છે ! આ જન્તુઓ પાછા જોતજોતામાં સમાઈ પણ જાય છે ! તું ન્હાનપણથી એની સાથે રહે છે છતાં આમાંનું કંઇ જાણતી નથી એ જોઇને મને આશ્ચર્ય થાય છે ! પરંતુ લાંબા વખતના સહવાસથી તું એને સહન કરી ગઈ તેથીજ હું તો ધારૂં છું કે તને આમાંનું કાંઇ સમજાયું નહિ ! પણ મ્હારી પાસે એ રોગનો એક આબાદ ટૂચકો છે; એ ટૂચકો ત્હારે કરવો પડશે ! કારણ ત્હારા સિવાય બીજું કોઈ એ ક્રિયા કરે તો તે ફળે એમ નથી ! એ તો ઠીક; પણ આ વાત તું મિહિરને કહીશ નહિ;—હમણાં પણ નહિ અને સારૂં થયા પછી પણ નહિ. કહીશ તો લેવાનું દેવા થશે; એકદમ રોગ વધી જશે અને તે જીવથી જતો રહેશે ! જોજે બેટા ! ખુબ હોંશીઆરી રાખજે, હિત કરવા જતાં કંઇ અહિત કરી બેસીશ નહિ, કારણ ત્હારા ઉપરજ મ્હારા મિહિરના જીવન—મરણનો આધાર છે ! ”

વરાહે આ વાત એવી યુક્તિથી અતિભાના મનમાં ઠસાવી કે જેથી તેના મનમાં કાંઈ પણ જાતનો સંદેહ ઉપજ્યો નહિ ! પિતા જ્યારે પુત્રનો રોગ પારખીને તેનો ઉપાય બતાવે ત્યારે તેમાં સંદેહ

ઉપજે પણ શી રીતે ? પ્રતિભાએ સરળભાવથી સસરાજીની વાતનો સ્વીકાર કર્યો ।

છેવટના ભાગમાં વરાહે તેને સમજણ પાડી–

" જો બેટા ! હવે હું તને પેલા ટૂચકાની વાત કહું છું તે ધ્યાન દઇને સાંભળ. મધ્ય રાત્રે મિહિર જ્યારે ગાઢ નિદ્રામાં સૂતો હોય, ત્યારે તું છાનીમાની તેની પાસે જજે. તે વખતે દિવો બળતો રાખીશ નહિ. અંધારામાંજ મિહિરના માથા પાસે જઇને તું બેસજે. ત્યાર પછી તેના મ્હોડા પાસે ત્હારૂં મ્હોડું રાખીને, હું તને હીરનો મંત્રેલો દોરો આપું છું તે દોરાને દાંત વતી તોડીને તેના બરાબર બે સરખા ભાગ કરજે અને ત્યાર પછી તે દોરાને પાછા દાંતમાં પકડીને તેના નાક ઉપર ધરજે. લે આ દોરો. બ્હેન ! આમ શરમાય છે શું ? આવા કામમાં શરમ રાખીએ તો માર્યાં ન જઇએ ? તું થોડીવાર આવું કરીશ તો ત્હારૂં કામ સિદ્ધ થશે ! જો પહેલે દિવસે આમાં તને ભૂલ જેવું જણાય તો બીજે દિવસે પાછું એમ કરજે ! એક વખત ચોક્કસ રીતે આમ થવું જોઇએ. એટલે પછી એ રોગનું નામ સુદ્ધાં રહેશે નહિ ! જો બેટા ! હું તને ફરી ફરીને કહું છું કે આ વાત તું કોઇને મ્હોડે કહીશ નહિ. કારણ એમાં જીવન–મરણનો સંબંધ રહેલો છે ! પણ તને વધારે કહેવું પડે તેમ નથી; તું ગુણવતી છે, વિદ્યાવતી છે અને પતિના સુખ દુ:ખમાં ભાગ લેનારી સતી–સાધ્વી છે ! "

કૂટ બુદ્ધિના વરાહે, પોતાની કૂટ બુદ્ધિ બળથી આવો ભયંકર પ્રપંચ આદર્યો ! બન્ને જણાંને બન્ને બાજુએથી તેણે ઘેરી લીધાં ! તેમને એવો સહજ પણ વિચાર આવ્યો નહિ કે એની અંદર તેમનું મૃત્યુ–બાણ સંતાયેલું છે ! પરંતુ તેમને એવો વિચાર આવે શી રીતે ? પિતા અથવા પિતાને ઠેકાણે રહેલો શ્વસુર, અચાનક આવો પ્રપંચ આદરીને પોતાનો નાશ કરશે એવું તેઓ શી રીતે માની

શકે ? અને કોઇ પણ જાતના કારણ વિના એવું તેમનાથી મનાય પણ શી રીતે ?

કોઇ કહેશે કે જ્યોતિર્વિદ્યામાં તેઓ કુશળ હતાં ત્યારે શા માટે પ્રતિભા અથવા મિહિરે કંઇ જોયું નહિ ? જો તેમણે જોયું હોત તો વરાહનો પ્રપંચ તેમના જાણવામાં આવત !

એનો ઉત્તર એજ છે કે તેમના મનમાં આવો પ્રશ્ન ઉઠયોજ ન હતો ! સંદેહ અથવા અવિશ્વાસ હોય તોજ મનમાં આવો પ્રશ્ન ઉઠેને ? તેવું તો હતુંજ નહિ. તેમનો એક બીજા સાથેનો સંબંધજ એવો હતો, કે મનમાં આવો સંદેહ કે અવિશ્વાસ આવેજ નહિ !

ગમે તેમ કહો, પણ ભાગ્ય દોષથી આ નિર્દોષ દમ્પતિ પાપી પિતાની પ્રપંચ–જાળમાં ફસાઈ પડયાં ! તેમનું શાન્તિમય જીવન એથી દુઃખ અને કલેશનું ધામ બની ગયું ! તેમના મિલન–મંદિરમાં એક ક્રૂર દૈત્યે પ્રવેશ કરીને તેમના સુખ અને સૌભાગ્યનો નાશ કરી નાંખ્યો ! સૂર્યને ગ્રહણ લાગ્યું ! મિહિરનું હૃદયાકાશ કાળાં વાદળાંઓથી ઘેરાઇ ગયું ! કોમળ કમલિની અગ્નિની પ્રચંડ જ્વાળામાં કરમાઇ ગઈ !

પ્રેમનું પારિજાતક હવે ફુટવાનું નથી ! તેની મધુર સુવાસ હવે કોઇથી લેવાવાની નથી ! ! પૃથ્વીમાં નંદનકાનનની શોભા જોઇને હવે કોઇનાં નયન સાર્થક થવાનાં નથી ! કારણ અમૃતમાં વિષ ભળ્યું છે ! મૃતસંજીવન ઔષધ હોય તો એ વિષ ઉતરે ! પણ અરેરે ! એ ઔષધ તેમને ક્યાંથી મળે ! ?

મહા પાપી વરાહે મહા પાપનું અનુષ્ઠાન કર્યું–અવ્યર્થ સંધાનથી પતિપ્રાણા પ્રતિભાનું સૌભાગ્ય–સુખ હર્યું અને ભાગ્યની કઠિન ગતિથી અંતે વરાહનું ધાર્યું થયું ! તેજ દિવસે રાત્રે પિતૃભક્ત મિહિર, પિતાના કહેવા પ્રમાણે ઉંઘી જવાનો ઢોંગ કરીને મોડી રાત સુધી જાગતો રહ્યો; આમ બીજી તરફ સ્વામીના સુખદુઃખમાં ભાગ લેનારી સતી

સાધ્વી પ્રતિભા, સસરાના સમજાવ્યા પ્રમાણે મધ્યરાત્રે પોતાની પથારીમાંથી ઉઠી અને છાનીમાની જઈને પતિના માથા આગળ બેઠી. દીવો પહેલાંથી હોલવી નાંખ્યો હતો, એટલે તેણે વરાહના કહેવા પ્રમાણે પતિના મ્હોડા પાસે પોતાનું મ્હોડું રાખીને હીરનો મંત્રેલો દોરો પોતાના દાંતથી કાપ્યો અને તેના બન્ને છેડા દાંતમાં પકડીને ભોળાભાવથી સ્વામીના નાકને અરાડયા ! તેણે કોઈ દિવસ આવું કામ કરેલું નહિ હોવાથી બ્હીકથી તેની છાતી ધબકવા લાગી ! ઘડી ઘડી ઉંચાનીંચા શ્વાસથી અને તેની અસરથી આ અબળા ધ્રૂજવા લાગી ! મિહિરને ખાત્રી થઇ કે, પિતાનું કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે ! પ્રતિભાએ પણ પોતાના મનમાં માન્યું, કે સસરાજીના કહેવા પ્રમાણે મ્હેં બધું કર્યું છે એટલે મ્હારા પતિનો રોગ હવે રહેવાનો નથી !

તે વખતે મર્મથી વીંધાયેલો મિહિર, પોતાના મનમાં મરણ કરતાંયે વધારે જ્વાળા અનુભવવા લાગ્યો ! તે પોતાના મનમાં ઘણા સંતાપથી બોલ્યો–" હાય ! મ્હેં આ શું જોયું ? શા માટે જોયું ? આવું જોતા પહેલાં મ્હારૂં મરણ કેમ થયું નહિ ? પ્રતિભા ! આવી રાક્ષસી માયાવાળી ? આવું રૂપ—જેને જોતાં આંખની પલક ઠરે નહિ, તેવું રૂપ, હાય ! ઇશ્વર ! શું કહું મ્હારી પ્રાણ પ્રતિમા, પિશાચ સિદ્ધિવાળી ડાકિણી ? ત્યારે શું પિતાનું અનુમાન ખરૂં ? હાય ! એવું કહેતાં છાતી ચીરાઈ જાય છે ! જગદીશ્વર ! મને મ્હોત આપ—આ પથારીજ મ્હારી મરણ પથારી થાય અને સવારે સૌ કોઇ મને મરેલો જુવે એમ કર ! કારણ મ્હારાથી આ દુઃખ સહન થશે નહિ ! ! "

પ્રતિભાએ પોતાના મનમાં ધાર્યું–" ધન્ય છે મ્હારા જીવનને, કે સ્વામીને આવા ભયંકર રોગમાંથી છોડાવવાને મ્હારાથી સહાય થઈ ! સસરાજીના કહેવા પ્રમાણે કાલે પણ એકવાર આ પ્રયોગ કરીશ ! જેથી આજે કંઈ ભૂલચાલ થઈ હોય તો તે સુધરી જાય ! "

બીજે દિવસે રાત્રે પણ મિહિર, વધુ પરિક્ષા કરવાને માટે એવી

રીતે પથારીમાં સૂતો તેણે વિચાર્યું–" જોઉં; આજે પણ એકવાર પરીક્ષા કરૂં. આજે પણ કાલના જેવો ઉંઘી જવાનો ઢોંગ કરીને પથારીમાં સૂઈ રહું–જોઉં; આજે પ્રતિભા શું કરે છે ? "

બીજે દિવસે પણ પ્રતિભા બરાબર તેજ વખતે–મધ્યરાત થતાં ઉઠી અને અંધારામાં મિહિરની પથારી પાસે ગઇ. ત્યાર પછી વરાહના કહેવા પ્રમાણે ગઇ રાતની પેઠે, સ્વામીની રોગમુક્તિની પ્રક્રિયા પૂરી કરી ! આવી રીતે કર્યા પછી તે આનંદથી વિચારવા લાગી–" ઇશ્વરની કૃપાથી હવે કોઇ પણ જાતની શંકા જેવું રહ્યું નથી ! સસરાજીના કહેવા પ્રમાણે મ્હેં બે દિવસ તેમનો કહેલો પ્રયોગ અજમાવ્યો છે. વળી એ બન્ને દિવસે મ્હારા પતિ ગાઢ નિદ્રામાં સૂતા હતા એટલે આમાંનું તેઓ કંઇ પણ જાણવા પામ્યા નથી. ચાલો એ પણ સારૂંજ થયું ! એમનાથી આ વાત છૂપી રાખવાનું સસરાજીએ કહ્યું હતું પણ જ્યારે આ વાતજ તેઓ જાણતા નથી એટલે તેઓ મને પૂછવાના નથી અને હું તેમને કહેવાની પણ નથી ! "

મિહિરે વિચાર્યું–" ના, હવે શંકા જેવું નથી ! એક દિવસ નહિ પણ બે દિવસ આવું થયું અને તે મ્હારી નજરો નજર જોયું, ત્યાં હવે શંકા જેવું રહ્યું ક્યાં ? આજે પણ પ્રતિભા પહેલા દિવસની પેઠે ચોરના જેવી છાની માની મ્હારી પથારી પાસે આવી અને મ્હારા મ્હોડાની પાસે પોતાનું મ્હોડું રાખીને નાક આગળ કાંઇ ફેરવી ગઇ ! હાય ! અંતે આવુંજ થયું ! ત્યારે શું મ્હારૂં જીવન ખરેખર સ્મશાન બની ગયું ? મ્હારા પિતા પરમ ધાર્મિક છે, તેઓ કદી પણ જુઠું બોલેજ નહિ ! મ્હારૂં જીવન સ્મશાન જેવું બની ગયું છે, તે છતાં મ્હારે આ દેહ–ભાર તો વહન કરવોજ પડશે ! કારણ આપઘાત કરવાનો કોઇને અધિકાર નથી ! પરંતુ આ કેવું દુઃખ ? મ્હોડું ઉઘાડીને પ્રતિભાને એ વાતો પૂછાય પણ નહિ ! પિતાજીની પાસે એવી પ્રતિજ્ઞા કરી છે, એટલે કંઇ ઉપાય નથી ! હાય પ્રતિભા રાક્ષસી

માયાવાળી છે, એવું સંભારતાં પણ હૃદય કમ્પી ઉઠે છે! બધાને ભૂલીને શું હું આટલા દિવસ સુધી એક પિશાચ સિદ્ધિવાળી સ્ત્રીની પૂજા કરતો હતો? જ્ઞાનના ઉજ્જ્વળ પ્રદીપની આશામાં હું શું અત્યાર સુધી અંધારામાં અથડાતો હતો? અરેરે! મંદાર પુષ્પની માળા સાપના આકારમાં ફેરવાઈ ગઈ! દેવીના આસન પર દાનવી બેસી ગઇ! જગદીશ્વર! બહું થયું, હવે મને લઈ લે! હવે દુનિયામાં મ્હારૂં અસ્તિત્વ કામનું નથી! પિતૃદેવ! મને ક્ષમા કરો! હું અજ્ઞાન છું, મોહાન્ધ છું, તેથીજ તમારાં વચનો પર અવિશ્વાસ કરતો હતો! પણ દેવ! દુર્બળ જાણીને મને ક્ષમા કરો!!"

અશ્રુજળથી પથારી ભીંની થઇ. મિહિરે ઘણા શોક અને સંતાપની સાથે આ દુઃખી રાત જેમ તેમ કરીને પૂરી કરી.

## ૩૫

### કપટજાળનો વિસ્તાર!

વરાહે વિચાર્યું કે, તેની અવ્યર્થ પ્રક્રિયાથી મિહિરનું હસતું મ્હોડું સદાને માટે મલિન થયું છે! તેના અંતરમાં સંદેહ અને અવિશ્વાસનું બીજ તીવ્ર ભાવે અંકુરિત થયું છે! આ અંકુર વૃક્ષમાં ફેરવાઇ જશે એટલે તેને ફળ લાગશે; અને તે ફળ અવ્યર્થ, અમોઘ અને વિષમય નિવડશે!

આવી રીતે બે દિવસ નીકળી ગયા. ત્રીજે દિવસે મહા પાપી વરાહે આ વિષવૃક્ષને વધારવા અને તેને પરિપુષ્ટ કરવા પોતાના પ્રાણ સમાન સંતાનના હૃદયમાં એક ઉત્તેજક "સાર" રેડયો!

પોતાના જેવાજ પાપી વિચારના ખળ—અનુચર નીલકંઠને એકાંતમાં બોલાવીને વરાહે કહ્યું—"હવે વખત આવ્યો છે, માટે ત્હારે એક કામ ઘણી હોંશિઆરીથી કરવું પડશે!"

એ સાંભળીને નીલકંઠ ઉત્સાહથી બોલ્યો–" જે આજ્ઞા હોય તે કહો; મ્હારાથી જ્યાં સુધી બનશે, ત્યાં સુધી હું આપની આજ્ઞાનું પાલન કરીશ ! આપે તેને " ડાકિણી " બનાવીને બહુ કુશાગ્ર બુદ્ધિનો પરિચય આપ્યો છે ! હું તો ધારૂંછું કે એથીજ આપનું કાર્ય સિદ્ધ થશે !"

વરાહે કહ્યું–" તે તો એક રીતે થયું છે, પણ એમાં બીજું એક કામ કરવાનું છે; તે ઘણું અઘરૂં અને હિંમતનું કામ છે. કેમ ત્વરાથી તે થશેને ?"

" પ્રભુ ! આ દાસ પ્રતિ હજુ પણ અવિશ્વાસ રાખો છો ? આપનું ગમે તેવું કાર્ય કરવાને માટે મ્હેં ક્યારે પાછી પાની કરી છે ?" નીલકંઠ ગુરૂને સારૂં મનાવવાને માટે બોલ્યો.

" ના, ના, તેમ નથી; આ કામ ઘણું કઠિન છે અને તેથી ઘણી હોંશિઆરી રાખવાની જરૂર છે. જો સાંભળ; આ વખતે તે ડાકિણી ને વ્યભિચારિણી ઠેરવવી છે ! અને તેનું પ્રમાણ મિહિરને નજરો નજર દેખાડવું છે ! આમ કરવામાં મ્હારો હેતુ શું છે તે હવે ત્હારા ધ્યાનમાં ઉતર્યો હશે !" વરાહે શિષ્યને સમજણ પાડવા માંડી.

" પ્રભુના આશિર્વાદથી મને થોડું ઘણું સમજાયું છે, બીજું શું ?" આવું આહ્લાદથી બોલી તે પોતાના મનમાં બબડ્યો–" આ ડોસો શું કરવા બેઠો છે ? એની બુદ્ધિમાં બગાડો થયો છે અને તેથી મને તો એમ લાગે છે કે જરૂર એમાં કોઇનો ભોગ અપાશે. ત્યારેજ એ ટાઢો પડશે !" ત્યારપછી તે પ્રકાશપણે બોલ્યો–" ગુરૂદેવ ! આપનું સંધાન અવ્યર્થ છે ! ગમે તેમ કહો પણ આપની બુદ્ધિને કોઇ પહોંચી શકે તેમ છેજ નહિ ! ખરૂં છે કે, સ્ત્રીના સઘળા દોષો સ્વામી સહન કરી શકે, પણ તે જો વ્યભિચારિણી હોય–તેના ચરિત્રમાં દોષ હોય તો તે કદાપિ સહન કરી શકે નહિ ! આપની બુદ્ધિને ધન્ય છે ! મને જે આજ્ઞા હોય તે કહો, હું તે કરવાને તૈયાર છું !" પાપી શિષ્ય, પાપી પુતળાને–પોતાના ગુરૂને ઉંચે ચઢાવીને બોલ્યો.

"બીજું કંઇ નહિ, ત્હારે બે વખત બે જાતનો વેશ લેવો પડશે!" ગુરૂએ ટુંકામાં કહ્યું.

"બસ, એટલુંજ! ઓહો; એવો તો મ્હેં ઘણી વાર બહુરૂપી વેશ લીધો છે! આપની આગળ હવે કોઇ પણ જાતનો સંકોચ રાખવો એ મૂર્ખતાનું કામ છે; અને તેથી મ્હારે બાળપણાની લુચ્ચાઈની વાતો આપને કહેવી પડે છે! પારકા બાગમાં ફળ ફુલની ચોરી કરવાને માટે અને અજાણ્યાના ખેતરોમાથી ધાન્યનાં પોટલાં બાંધી લાવવાને માટે તમારા આ દાસે ભૂત પ્રેત અને ઘણી વખતે રાક્ષસનો પણ વેશ લીધો છે! એ કામ તો હું ન્હાનપણથી જાણુંછું એટલે એમાં કોઇ પણ જાતનો વાંધો પડવાનો નથી!" ચતુર શિષ્યે ગુરૂની સન્મુખ પોતાની ચતુરાઈની વાતો કહેવા માંડી.

"ત્હારાથી થશે એવી મને ખાત્રી છે અને તેથીજ એ કામ હું તને સોંપુંછું; પણ આ કામ ઘણું બારીક છે. એક વખત સ્ત્રીનો વેશ લઇને અને બીજી વખત નવજુવાન બનીને ત્હારે આંખમાં ધૂળ નાંખવાની છે! પણ એમાં ત્હેં સહજ પણ ગફલત ખાધી તો બધી બાજી ઉંધી વળી જશે! વળી તું અને હું સિવાય ત્રીજો માણસ આ વાત જાણે નહિ તેની ખુબ સંભાળ રાખજે! કારણ એના ઉપરજ આપણા અસલ કામનો આધાર લટકેલો છે" વરાહે કહ્યું.

"પ્રભુ! આ સેવકને વધારે કહેવું નહિ પડે! આવાં આવાં અનેક કામો મ્હેં કર્યાં છે પણ શું કરૂં! બ્રાહ્મણનો અવતાર અને બાપ મરતી વખતે હાથ પકડીને કહી ગયેલો, તેથી આપના આશ્રય નીચે રહીને હું પોથીનાં પાનાં ઉથલાવું છું! હવે મ્હારે શું શું કરવાનું છે તે ખુલાસાથી કહો, એટલે તે પ્રમાણે હું જોઇતી સામગ્રી તૈયાર કરૂં!" શિષ્યે અતિ કાળજીથી ગુરૂને કહ્યું.

"હા; હવે તેજ વાત કહું છું, ધ્યાન દઇને સાંભળ; પણ જોજે આ વાત કોઇ જાણે નહિ; નહિ તો ત્હારે ને મ્હારે મ્હોડું બતાવવાનું

ભારે થઈ પડશે ! સૌથી પહેલાં તું ક્યાંઈથી દાઢી–મુછ શોધી લાવ ! સ્ત્રી વેશને માટે એક સાડીની જરૂર પડશે, તે તો હું ગમે ત્યાંથી તને કહાડી આપીશ ! બીજું તને દાઢી–મુછ ઉગ્યાં નથી એટલે વધારે પંચાતમાં ત્હારે ઉતરવાનું છેજ નહિ !" ગુરૂએ શિષ્યને સમજાવવા માંડયો.

" હા; તે તો ખરૂં છે; પણ ત્યાર પછી મ્હારે શું કરવાનું છે તે મને કહો." શિષ્યે કહ્યું.

"તે હું તને કહુંછું; પણ એક વખત તું છાનોમાનો મ્હારી ઓરડીમાં જઇને જોઇ આવ કે મિહિર એકાગ્રચિત્તે નીતિ–શાસ્ત્રનું અધ્યયન કરે છે કે નહિ ?" વરાહે કહ્યું.

શિષ્ય–" જેવી આજ્ઞા " કહીને વિદાય થયો !

પાપી વરાહ પોતાના મનમાં વિચારવા લાગ્યો–" કોણ જાણે, વાતચિત કરતી વખતે તે કદાચ અહિં આવી ચઢે તો મોટી પંચાત થાય ! માટે ચેતીને ચાલીએ તો સારૂં; કહેવત છે કે " ચેતતા નર સદા સુખી !"

શિષ્ય ગુરૂના કહેવા પ્રમાણે તપાસ કરીને પાછો ફર્યો. તેણે કહ્યું–" મિહિરભાઈ, બાહ્યજ્ઞાન શૂન્ય થઇને કંઈ વિચારમાં બેઠા હોય એવું જણાય છે !"

એ સાંભળીને વરાહ પોતાના મનમાં બોલ્યો–" બીજો વિચાર તો તે શું કરવાનો હતો, પણ સ્ત્રીની આવી વાત સાંભળીને તેના મનમાં એક સરખી તાલાવેલી લાગી હશે ! ચાલો, જે થાય છે તે સારૂંજ થાય છે !" ત્યાર પછી તે પ્રકાશપણે શિષ્ય પ્રત્યે બોલ્યો– " હવે હું તને મુદ્દાની વાત કહું છું તે ધ્યાન દઇને એકવાર સાંભળી લે. તેની સ્ત્રીને ડાકિણી ઠેરવ્યા પછી આજે બે દિવસ થયાં મિહિર અંદર જતો નથી ! તેનું ખાવું, પીવું, બેસવું, ઉઠવું એ બધું બહારની પરસાળમાંજ થાય છે ! મિહિર જ્યારથી તેની વાત જાણવા પામ્યો

છે ત્યારથી તેના પર એને તિરસ્કાર આવ્યો છે; અને તેથી તે મ્હારી પાસે નીતિશાસ્ત્રનું અધ્યયન કરવા બેસે છે ! સ્ત્રીની પાસે નહિ જવાનું એ એક બહાનું છે. પરંતુ એમાં પણ એક રીતે આપણને ફાયદોજ છે !"

"મિહિરભાઈ પણ આવી બાજી રમે છે એતો મ્હેં આજેજ જાણ્યું !" શિષ્યે હસીને કહ્યું.

"આ કારણને લીધેજ તે રંડા ઘરમાં એકલી સૂઇ રહે છે. તેની પાસે કેવળ એક દાસી રહે છે; પણ તેથી કાંઈ ગભરાવા જેવું નથી ! હવે જો, સાયંકાળ પછી ત્હારે એકવાર છાનામાના પાછલા ઘરમાં પ્રવેશ કરવો અને તેના બારણા પાસે એક અંધારી ઓરડી છે, જેમાં કોઇ પેસી શકતું નથી તેમાં ભરાઇ રહેવું. એ ઓરડીમાં માટીની મોટી મોટી બે કોઠીઓ છે; એ કોઠીની પાછળ તું સંતાઇ રહેશે તો તને કોઇ પણ માણસ જોઇ શકશે નહિ. રાત્રિના બીજા પ્રહરે ચંદ્રનું અજવાળું પડશે !" વરાહે કહ્યું.

આ સ્થળે, વાચકોને વરાહના ઘરની કંઇક સમજણ આપવી પડશે; કારણ કે તે વિના વરાહની પ્રપંચી વાત તેમના ધ્યાનમાં ઉતરશે નહિ. પહેલાં વરાહનું ઘર સાધારણ દેખાવનું હતું. પરંતુ મિહિર અને પ્રતિભા અગણિત ધન લઇને તેના ઘરમાં આવ્યા પછી તેણે પહેલાંના જુના ઘરમાં સારો ફેરફાર કરીને તેને એક સુંદર હવેલી જેવું બનાવી દીધું હતું. આ ઘરના આગલા ભાગમાં મોટી પરસાળ હતી, જેમાં વિદ્યાર્થીઓ જ્યોતિર્વિદ્યાનું અધ્યયન કરતા હતા અને બહારના માણસો-માંથી જેઓ કાંઈ પ્રશ્ન પૂછવાને માટે આવતા હતા, તેઓ અહિં બેસતા હતા. પરસાળ મૂકયા પછી મોટા મોટા બે ઓરડાઓ આવતા હતા; જેમાંનો એક ઓરડો કોઠાર તરીકે અને બીજો ઓરડો રસોડા તરીકે વપરાતો હતો ! રસોડામાં એક બારણું હતું જેમાં થઇને પાછલા ઘરમાં જવાતું હતું. એની વચ્ચે એક મોટો વાડો હતો. તેમાં વરાહે કુવો ખોદાવીને બગીચા જેવું કર્યું હતું. એ બગીચામાં થઇને પાછલા

ઘરમાં જવા આવવાનો રસ્તો હતો. પાછલું ઘર બે મજલાનું પણ ઘણુંજ ઉત્તમ બાંધણીનું હતું. અને તે કેવળ મિહિરના શયનગૃહ તરીકે વપરાતું હતું. આ ઘર તેણે હાલમાં નવુંજ બંધાવ્યું હતું.

વરાહે લગભગ ચાર પ્રહર સુધી નીલકંઠને અંધારી ઓરડીમાં ભરાઈ રહેવાનું કહ્યું તેથી તે ચમક્યો. તે પોતાના મનમાં ગડભાંગ કરવા લાગ્યો કે " આ ડોસાની મતલબ મને ફસાવવાની તો નથી ? કોણ જાણે ! બે જણાની તકરારમાં વચ્ચે મ્હારો તો મરો નહિ થાય ? ના, ના; કાંઇ નથી ! ત્યારે મને તે આમ શા માટે પૂરી મૂકે છે ? લાવ, એને પૂછી જોઉં ! " ત્યાર પછી તે પ્રકાશપણે બોલ્યો–" ગુરૂજી ! તમે ચંદ્રનું અજવાળું થતા સુધી ઓરડીમાં ભરાઈ રહેવાનું કહોછો, તેનું શું કારણ ? અજવાળું થતા પહેલાં હું નીકળું તો કાંઇ વાંધો છે ?"

" ત્યારે અત્યાર સુધી તું કાંઈ સમજ્યોજ નહિ ! ચંદ્રના અજવાળાની સાથે તો આ કામનો સંબંધ છે; જો સાંભળ;–ચંદ્રના અજવાળાથી જ્યારે રાત પણ બપોર જેવી જણાય, ત્યારે તું સ્ત્રી વેશ ધારણ કરીને બહાર નીકળજે અને બાગમાં થઇને આગલા બારણે આવજે ! મિહિરની સ્ત્રી જે ઘરમાં સૂવે છે, તે ઘરના બારણામાંથીજ ત્હારે નીકળવું અને તે પણ એવી રીતે કે જાણે દાસી કોઇ કામને માટે નીકળી હોય તેમ; નીકળતી વખતે ત્હારે કોઇ પણ જાતનો એવો શબ્દ કરવો કે જે અમારા કાને સંભળાય ! ત્યાર પછી અર્ધા કલાકની અંદર દાઢી મુછ ધારણ કરીને અને નવજુવાન બનીને તું છાનોમાનો બાગમાં આવજે; અને ભયથી ચો તરફ જોઇને બારણામાં ડોકીઉં કરજે. તેની સાથે એક બે વાર સંકેતસૂચક શબ્દ પણ કરવાનું તું ભૂલતો નહિ. જાણે તે રંડાએ—સમજ્યો કે નહિ ? " વરાહે પ્રપંચી પ્રકરણ પુરેપુરી માહિતી આપતાં પોતાના શિષ્યને કહ્યું.

નીલકંઠ આ સાંભળીને ચકિત બની ગયો ! તે પોતાના મનમા બોલ્યો–" આ ડોસો તો ચાંડાળ કરતાંયે અધમ જણાય છે ! " ત્યાર

પછી તે થોડીવારે પ્રકાશપણે બોલ્યો–" તે વખતે આપ કયાં હશો ?"

" તે વખતે હું મિહિરને યુક્તિથી અગાસીમાં લઈ જઈશ ! ચંદ્રગ્રહણ સંબંધી એક બે વાતનો નિર્ણય કરવો છે, એવું કહીને હું તેને ચંદ્રમા જોવાને માટે અગાસીમાં તેડી લાવીશ ! એક તરફ ચંદ્રનું નિર્મળ અજવાળું અને બીજી તરફ તેની કળાનું તેજસ્વીપણું; એ બન્નેની વચ્ચે મ્હારો રહેલો ઉદ્દેશ હું જોતજોતામાં સિદ્ધ કરીશ !" વરાહે શિષ્યની શંકાનું સમાધાન કર્યું.

" ત્યારે તો આપ બારણાની બરાબર સન્મુખ ઉભા રહેશોને ?" શિષ્યે પ્રશ્ન કર્યો.

" ત્યારે ! એમ ઉભો ન રહું તો માલમ શી રીતે પડે ? અરે ! ત્હારા નીકળતાં સુધી હું તો ચોકી કરીશ ! કોણ જાણે તને વેશ બદલતાં વાર લાગે અને હું બીજી વાતમાં રોકાઉં તો આપણી બાજી ઉંધી વળી જાય !" ગુરૂએ સમજાણ પાડી.

" ના પ્રભુ ! તેમ નહિ થાય ! હું શું જાણી જોઇને આપને કષ્ટ આપીશ !" શિષ્યે કહ્યું.

" ત્યાર પછી બીજું એક કામ કરવાનું છે. જો આ કામમાં એ તરફ નજર ન રાખીએ તો પકડાઇ જવાનો ભય વધારે રહે છે. પહેલાં તું આ સાડી પહેરીને સ્ત્રીવેશમાં નીકળજે અને થોડો દૂર જઇને સ્ત્રીનો વેશ ઉતારી નાંખજે; પણ સાથે સાડી તો જરૂર રાખજે. જ્યારે તું દાઢી મુછ ધારણ કરીને અને નવજુવાન બનીને નીકળશે. ત્યારે એ સાડી તને કામ લાગશે. શું કામ લાગશે, તે તું જાણે છે ?" વરાહે શિષ્યની ચતુરાઇ જોવાને માટે પૂછ્યું.

પણ નીલકંઠશર્માની ચતુરાઇ અહિં ચાલી નહિ ! ગમે તેવો પણ તે શિષ્ય હતો, એટલે પ્રવીણ ગુરૂની સૂક્ષ્મબુદ્ધિની અંદર તે શી રીતે પ્રવેશ કરી શકે ? તે મ્હોડેથી મોટી મોટી બડાઇ મારતો હતો, પણ અંદરખાને તેની બુદ્ધિ તેવી બડાઇને લાયકની ન હતી !

વરાહ એવું પહેલાંથી જાણતો હતો; પરંતુ શું કરે ? બીજું કોઇ હાથમાં નહિ, એટલે તેણે નીલકંઠશર્માને ફ્લાવી, પટાવીને કામ ક્હાડી લેવાનું ધાર્યું !

નીલકંઠથી કોઈ ઉત્તર અપાયો નહિ, એટલે વરાહ બોલ્યો–" એમાં બીજું કંઇ નથી, પણ હું તો ત્હારી ચતુરાઇ જોઉંછું ! જ્યારે તું બીજીવાર યુવકનો વેશ ધારણ કરે ત્યારે પેલી સાડી તું એવી રીતે ઓઢી લેજે કે જાણે પકડાઇ જવાની બ્હીકથી ત્હેં એમ કર્યું છે એવું કોઇ પણ જોનારના ધ્યાનમાં આવે ! કેમ હવે તને સમજણ પડીને ?"

" હા, હવે મને સારી રીતે સમજણ પડી ! ચંદ્રના અજવાળામાં મને જોતાંજ મિહિરના સમજવામાં આવશે કે કોઇ માણસ સ્ત્રીના પોષાક પહેરીને નીચ મતલબથી અંદર જાય છે: પણ ગુરૂજી ! કદાચ મિહિર મને ઓળખી ક્હાડે તો મ્હારી શી વલે થાય ?" નીલકંઠે કંઇક વ્હેમાઇને પૂછ્યું.

" અરે, રામ ! રામ ! તું કંઈ ગાંડો થયો છે કે શું ? આટલે દૂરથી તને મિહિર શી રીતે ઓળખી ક્હાડશે ? જો એમાં પણ એક મોટો ભેદ રહેલો છે ! તને જોઇને મિહિર કહેશે કે એ પુરૂષ છે અને હું કહીશ કે ના એ સ્ત્રી છે–ઘરની દાસી છે; હાથ પગ ધોવાને માટે કુવા પર ગઇ હશે. તે વખતે મ્હારે એવો ઢોંગ કરવો પડશે: કારણ એથી મિહિરનો વ્હેમ વધશે; અને તેમ કરવાને માટે તો આપણે મથીએ છીએ !" વરાહે કહ્યું.

એ સાંભળીને નીલકંઠ બોલ્યો–" આપનું કહેવું ખરૂં છે !" ત્યારપછી તે પોતાના મનમાં બોલ્યો–" ડોસો, સાક્ષાત્ કલિનો અવતાર છે ! એના જેવા મ્હારે પણ થવું પડશે; કારણ એ વિના બીજો ઉપાય નથી !" એટલું કહીને તે પ્રકાશપણે બોલ્યો–" ગુરૂદેવ ! ત્યાર પછી મ્હારો બચવાનો ઉપાય ?"

"અરે, તેને માટે તું ગભરાય છે કેમ? ત્હારા બચવાનો ઉપાય એવો સ્હેલો મ્હેં શોધી કહાડ્યો છે કે જેની વાતજ પૂછવી નહિ! જો સાંભળ; તું નવજુવાનનો વેષ ધારણ કરીને પાછલા ઘરના બારણા પાસે આવે, ત્યારે થોડીવાર આમ તેમ જોઇને ધીરે રહીને બારણું ઉઘાડજે અને ઉપરના માણસોને ખબર પડે નહિ તેવી હોંશીઆરીથી અંદર પેસજે. ત્યારપછી–" વરાહને બોલતો અટકાવીને અધીરો શિષ્ય વચ્ચે બોલી ઉઠ્યો,–"હા; ત્યારપછી મ્હારે શું કરવું?"

"ત્યારપછી ત્હારે થોડીવાર અંદર રહેવું અને પછી બહાર નીકળી આવવું!" વરાહે કહ્યું.

"પણ તમે તો એવું કહો છો કે અમે બન્ને જણા ત્હારી તરફ જોતા ઉભા રહીશું, અને જ્યારે તમે મ્હારી તરફ નજર નાંખીને ઉભા રહેશો ત્યારે તમારા દેખતાં મ્હારાથી નીકળાશે શી રીતે? એથી તમારા કામમાં વાંધો નહિ પડે?" ચતુર શિષ્યે પ્રશ્ન કર્યો.

"તે વખતે હું મિહિરને કોઇ પણ યુક્તિ કરીને આઘો લઇ જઇશ, અથવા ત્યાંને ત્યાં બેસાડી દઇશ; એટલે તું વહેલો વહેલો બહાર નીકળી જજે!" વરાહે ખુલાસો કર્યો.

"તમે તેને આઘો લઇ જશો અથવા યુક્તિથી બેસાડી દેશો એતો જાણે ઠીક. પણ એથી તેને વહેમ નહિ પડે?" શિષ્યે પૂછ્યું.

"અરે! એ પ્રસંગજ એવો છે, કે તેનાથી કોઇ ઠેકાણે સ્થિર થઇને ઉભા રહી શકાશે નહિ! સમજ્યો?" ગુરૂએ કહ્યું.

"એતો હું સમજ્યો; પણ તેની ખબર મને શી રીતે પડશે?" શિષ્યે પ્રશ્ન કર્યો!

"તે વખતે હું ખોંખારો ખાઇશ અને થુંકવાને બ્હાને બહાર ડોકીઉં કરીશ. એટલે તું વહેલો વહેલો બહાર નીકળી જજે! વળી અગાસીની આજુબાજુ દિવાલ છે, તેથી મિહિર તને જોઇ શકશે નહિ!" ગુરૂજીએ કહ્યું.

"હા, એ વાત મ્હારી ધ્યાનમાં બેઠી! એમ થાય તો પછી કંઇ હરકત નહિ!" શિષ્યે સંતોષ બતાવ્યો.

"ત્યારપછી બહાર નીકળીને પહેરેલાં દાઢી–મુછ, સંભાળથી કુવામાં નાંખી દેજે અને ત્હારા ઠેકાણે જઇને સૂઇ રહેજે! એટલે કોઇ જોશે પણ નહિ અને કોઇ જાણશે પણ નહિ!" ગુરૂએ પ્રપંચી પ્રકરણનો છેલ્લો પાઠ ભણાવ્યો.

"ત્યારે હું જાઉંછું. કારણ વખત ઘણો ઓછો છે અને કામ ઘણું વધારે છે!" શિષ્યે કહ્યું.

"હા, જા; પણ આ મોહોર લેતો જા. એમાંથી ત્હારે જે કંઇ લાવવું હોય તે લાવજે. આની બક્ષિસ હું તને પછી આપીશ!" ગુરૂએ મોહોર આપીને કહ્યું.

"ગુરૂદેવની કૃપા એજ મ્હારે મન બક્ષિસ છે!" એટલું કહીને આ ચતુર શિષ્ય મોહોર લઇને ત્યાંથી વિદાય થઇ ગયો!

વરાહ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો.–

"હવે મ્હારા મનને શાન્તિ થઇ! હવે મ્હારો માર્ગ કંટક વિનાનો થશે! હવે મ્હારી પ્રતિષ્ટા સદાને માટે જળવાયેલી રહેશે! આવું કર્યું ન હોત તો એ રંડા મ્હારી પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડત અને મને જગતમાં નીચો પાડત! મિહિરનું મન સંશયરૂપી તિમિરથી ઘેરાઇ ગયું છે; હવે એ તિમિરમાંથી વિજળી ઉડશે અને જોતજોતામાં તેને બાળીને ભસ્મ કરશે! પરતું મ્હેં આ શું કર્યું? જાણી જોઇને આવા મહાપાપમાં મ્હેં શા માટે પગલું ભર્યું? પણ નહિ, હવે એ વિચાર કામનો નથી! કારણ વખત વહી ગયો છે; અને એક વખત હાથમાંથી છૂટી ગયેલું તીર ફરી પાછું હાથમાં આવતું નથી; એટલે હવે તો જે થાય તે ખરૂં! પરંતુ હું એમ ન કરૂં તો શું કરૂં? મ્હારી માન–પ્રતિષ્ઠાને ધૂળ કરનારી તે રંડા, અતુલ યશ મેળવીને આનંદમાં રહે, અને હું મુંગો બનીને તે જોયા કરૂં? એમ કદિ

અનેજ નહિ ! હું શું એવો મૂર્ખ છું, કે આગળ પાછળનો વિચાર કર્યા વિના આવું પગલું ભર્યું હશે ? ના, મ્હેં પક્કો વિચાર કર્યો છે, અને જ્યારે મને યોગ્ય લાગ્યું છે ત્યારેજ આવું પગલું ભર્યું છે ! હવે એ પગલાનું પરિણામ કેવું આવે છે તે જોયા પછી વાત ! ”

## ૩૬

## શું પ્રતિભા કુલટા છે ?

આજે કાળ રાત્રિ છે. ધીરે ધીરે અંધકાર દૂર થવા લાગ્યો; ધીરે ધીરે ચંદ્રનું અજવાળું થવા લાગ્યું; ચંદ્રના અજવાળાથી ચારે દિશા આલોકિત થવા લાગી; તે છતાં અમે તો એમજ કહીશું કે આજે કાળ રાત્રિ છે ! આજે પ્રતિભાના ભાગ્યની કાળ રાત્રિ છે ! આજે ભારતના જ્યોતિર્વિજ્ઞાનની કાળ રાત્રિ છે ! અરેરે ! આવી કાળ રાત્રિનો આવિર્ભાવ થયો ન હોત તો કેવું સારૂં થાત !

ચંદ્રનું અજવાળું થતાંની સાથે વરાહની છાતી એક હાથ ઉંચી થઇ ! તે ઘડી ઘડી આકાશ તરફ જોતો હતો; કારણ કદાચ વાદળાં થાય અને તેથી ચંદ્રનો પ્રકાશ જોઇએ તેવો પડે નહિ, તો તેનું કાર્ય અને તેને માટે તેણે કરેલો ઉદ્યમ તદ્દન નિષ્ફળ નિવડે તેમ હતો.

પરંતુ કોઇ પણ જાતના વિઘ્ન વિના ચંદ્રનું અજવાળું થયેલું જોઇને વરાહનું પાપી હૃદય આનંદથી અધીરૂં બની ગયું ! પૂર્વના સંકેત પ્રમાણે તે અત્યાર સુધી મિહિરની સાથે જ્યોતિષ સંબંધી વાતો કરતો હતો; ચંદ્રનું અજવાળું થતાની સાથે તેણે ઘણી સ્ફુર્તિથી ચંદ્રગ્રહણની ચર્ચા કહાડી. તે અતિશય ઉત્સાહથી મિહિરને કહેવા લાગ્યો;—

“ બેટા ! જ્યારે શુભ ઇચ્છા ઉત્પન્ન થઇ છે ત્યારે આજેજ એનો વિચાર કરીએ ! ચાલ અગાસીમાં જઇને ચંદ્રગ્રહણનું સ્વરૂપ અને તેનાં લક્ષણનો નિર્ણય કરીને કોઇ સિદ્ધાંત શોધી કહાડીએ !

સિંહલની ગણુનામાં અને અહિંની ગણુનામાં મને ફેર લાગે છે, અને એ ફેર કેટલા પ્રમાણુમાં છે તેનો ચોક્કસ ખુલાસો થયા વિના મ્હોડે મ્હોડે સમજાય તેમ નથી ! ”

મિહિરે, પિતૃવાક્યનો પ્રતિવાદ કર્યો નહિ. “ જેવી આજ્ઞા ” કહીને તે પિતાની સાથે અગાસીમાં આવ્યો. અગાસીમાં ઉભા ઉભા પિતાપુત્ર કેટલીક વાર સુધી ચંદ્રની હ્રાસ, વૃદ્ધિ તથા તેની કળા અને કિરણુને માટે ચર્ચા કરવા લાગ્યા ! કયો ગ્રહ કયે ઠેકાણે છે અને તેનો પ્રભાવ કેવો છે ઇત્યાદિ વિષયને લઇને તેમની વચ્ચે વાદાનુવાદ ચાલ્યો.

વાદાનુવાદ ચાલ્યો ખરો, પણુ વરાહનું ખરેખરૂં ધ્યાન તો પોતાના ગુણુધર શિષ્યના સંકેત પર ચોંટયું હતું ! તેથી વાત કરતાં કરતાં તે વિચારમાં પડી જતો હતો અને હૂં , હા, ના, ઇત્યાદિ અસંબંધ વાક્યો બોલી ઉઠતો હતો. આવું જોઇને મિહિર પોતાના મનમાં એવો વિચાર કરતો હતો કે “ વયોવૃદ્ધ પિતાની સ્મરણુશક્તિ ઘટી ગઇ છે તેથીજ તેઓ કંઇને બદલે કંઇ બોલે છે ! આવી વયમાં એવું થાય એ સ્વાભાવિકજ છે ! ”

નિર્મળ જ્યોત્સ્નાની ધારા, અખંડ રીતે પૃથ્વી પર પ્રવાહિત થાય છે, નિર્મળ આકાશમાં ચંદ્રમા હસતો હસતો વિચરતો હોય એમ દેખાય છે, નિર્મળ જ્યોત્સ્નાથી આનંદ પામીને ચકોર ચકોરી ચંદ્રનું સુધા–પાન કરવામાં મત્ત થતાં જાય છે- આવી રીતે સઘળું સુંદર અને શોભામય જણુાય છે ! કેવળ મિહિરના હૃદયમાં વિષમ વિષદહન–વિષમ મર્મઘાતી જ્વાળાનો અનુભવ થાય છે ! મિહિર પોતાના મનમાં વિચાર કરે છે.

“ હાય ! તે એક દિવસ અને આ એક દિવસ ! એમાં ને તેમાં કેટલો બધો ફેર અને કેટલું બધું અંતર છે ! સઘળું સ્વપ્નમાં જોયું હોય, સઘળું સ્વપ્નમાં અનુભવ્યું હોય એવું મનમાં થાય છે ! આવી અજવાળી રાત જ્યારે જોવામાં આવે છે ત્યારે સિંહલનાં ઉંચાં પ્રાસાદ

શિખરો સ્મૃતિ-પથમાં ઉદય થાય છે ! તે શિખર પર ચઢીને હું નવી નવી આશામાં આનંદ પામતો હતો ! આવી શાન્ત રાત્રે રૂપની પ્રતિમાની પૂજા કરીને હું કૃતાર્થ થતો હતો ! તે બધું ક્યાં જતું રહ્યું ?! મ્હારી તે આશા દુરાશામાં ફેરવાઇ ગઇ ! તે કલ્પના, મનને સ્વર્ગીય સુખ આપનારી મ્હારી તે કલ્પના-આજે કલ્પનામાંજ સમાઇ ગઈ! અરેરે ! હૃદયના અસ્થિ-પિંજરને ભાંગીને, જાણે મ્હારા ભગ્ન હૃદયમાંથી એવો ધ્વનિ નીકળે છે કે, "પ્રતિભા-રાક્ષસી છે ! પ્રતિભા પિશાચીની છે !" પણ આ શું ? આ શાનો શબ્દ સંભળાયો ?"

પાછલા ઘરના બારણા પાસેથી આ શબ્દ સંભળાયો હોય, એવું મિહિરને લાગ્યું. શબ્દ કંઇ મોટો ન હતો પણ રાત્રિના શાન્ત સમયે તે ન્હાનો હોવા છતાં મિહિરના સાંભળવામાં આવ્યો.

આ શબ્દ સાંભળીને જાણે વરાહ ચમક્યો હોય તેવી રીતે તે બોલ્યો-" એ શાનો શબ્દ થયો ? આટલી રાત્રે, પાછલા ઘરમાંથી આવો શબ્દ કેમ સંભળાયો ?"

પિતાપુત્ર ચકિત બનીને-તે શબ્દ લક્ષ્ય કરીને-ઉભા રહ્યા ! થોડા વખતને માટે જાણે વરાહની પ્રાણપ્રિય જ્યોતિઃશાસ્ત્રની ચર્ચામાં મોટો વાંધો પડયો !

આ વખતે એક સ્ત્રી-મૂર્તિ પાછલા ઘરનું બારણું ઉઘાડીને બહાર નીકળી અને વહેલી વહેલી બાગમાં થઇને જવા લાગી ! એ જોઇને વરાહે કહ્યું-" અરે ! એતો વધૂમાતાની દાસી છે. કંઇ કામને માટે બહાર જતી હશે ! હવે જો આ "અયન-પથ"-કીયો ગ્રહ એમાં કેવી રીતે પરિભ્રમણ કરે છે; તે તું જેવું જાણતો હોય તેવું મને કહે. ત્યારપછી હું તને જે જાણતો હોઇશ તે કહીશ !"

મિહિરે આના સંબંધમાં જે જાણતો હતો તે પોતાના પિતાને કહ્યું. વરાહે તેનો પ્રતિવાદ કર્યો અને પ્રત્યક્ષભાવે ચંદ્રની ગતિ અને તેનો ક્ષય જોવા લાગ્યો ! અને તર્ક તથા યુક્તિથી તેણે એવું સિદ્ધ

કર્યું કે અમુક કારણે ગ્રહણની સૂચના થાય છે અને અમુક કારણે તેનો આંશિક ગ્રાસ, અર્ધ ગ્રાસ અને પછી પૂર્ણ ગ્રાસ દ્રષ્ટિમર્યાદામાં દેખાય છે! આના સંબંધમાં મિહિરનો મત તેના મતને મળતો આવ્યો.

મત મળતો આવો કે ન આવો તેના માટે વરાહને ચિંતા ન હતી! કોઈ પણ યુક્તિથી મિહિરને અગાસીમાં લાવવો અને આડી-અવળી વાતે લગાડીને કામ થતા સુધી સમય કહાડવો એજ તેની ચિંતા હતી! વરાહની તે ચિંતા દૂર થઈ અને એક રીતે તેનો પ્રયત્ન પણ સફળ થયો!

હવે બીજા અભિનયની વારી આવી! વરાહ ઘડી ઘડી આતુર નયને તે અભિનયના નાયકની વાટ જોવા લાગ્યો! પરંતુ તેણે પુત્રની દ્રષ્ટિ તો યુક્તિથી ચંદ્ર ઉપરજ ચોંટેલી રાખી!

અંતે વરાહની આકાંક્ષા સોલ કળાથી પરિપૂર્ણ થઈ! કારણ બીજા અભિનયનો નાયક પૂર્વના સંકેત પ્રમાણે ધીરે ધીરે પગલાં ભરતો બાગમાં આવી પહોંચ્યો!

વરાહે તેને જોયો ન જોયો કરીને મિહિરને કહ્યું–" ભાઇ! હવે નીચે ચાલ; રાત ઘણી ગઈ છે માટે સૂઈ જા. આ કંઈ એક દિવસનું કામ નથી; ફરી કોઇ વખતે આપણે એની તપાસ કરીશું! અરે! પણ તું આમ એકી નજરે શું જોઇ રહ્યો છે?"

મિહિર ચકિત ભાવે વિસ્મય પામીને મૃદુ સ્વરે બોલ્યો–" આવી રાત્રે પાછલા ઘરમાં આ પુરૂષ કેમ જાય છે? આ શું!?"

ભયથી ચકિત બનીને મિહિર પિતાના મ્હોડા સામું જોઇને બોલ્યો–" આ શું!? આવી રાત્રિના સમયે આ પુરૂષ અંદર કેમ આવ્યો હશે!? જુઓ જુઓ! તે ભયથી આજુબાજુ જોઇને કેવાં ધીમાં પગલાં ભરે છે? અરે! આતો પાછલા ઘરનાં બારણાં ઉઘાડીને મ્હારા શયન ગૃહમાં–"

" અરે! જરા જોતો ખરો એ પુરૂષ છે કે સ્ત્રી છે? થોડીવાર

પહેલાં પેલી દાસી બહાર ગઈ હતી તે હવે પાછી આવી હશે; એમાં તે તું આમ આભો શું બની જાય છે ?" વરાહે કહ્યું.

"ના—ના પિતા એ દાસી નથી પણ નક્કી પુરૂષ છે !" મિહિરે કહ્યું. "અરે વાહ ! હું વૃદ્ધ થયો એ વાત ખરી; પણ આવું ખરા બપોર જેવું ચંદ્રનું અજવાળું પડયું છે છતાં મ્હારી આંખો શું એટલી બધી નબળી કે હું સ્ત્રી કે પુરૂષને ઓળખી શકું નહિં ?" વરાહે કહ્યું.

"હા પિતા ! મ્હેં ચોક્કસ રીતે જોયું છે કે, એ સ્ત્રી નથી પણ પુરૂષ છે !" મિહિરે દ્રઢતાની સાથે કહ્યું.

"તું તો ખરેખર ગાંડો થયો છે ! મ્હેં તેની સાડી સુદ્ધાં જોઇ છે અને તું કહે છે કે એ પુરૂષ છે, એ હું કેમ માની શકું ?" વરાહે હસીને કહ્યું.

"તમે કહો છો તે ખરૂં છે ! તેણે સાડી પહેરી નથી, પણ પોતાના શરીર પર ઓઢી લીધી છે ! તમે માનતા નથી પણ હું તો તમારા પગે હાથ મૂકીને કહું છું કે, એ પુરૂષ છે; અને કાંઈ નીચ મતલબથી અંદર આવ્યો છે ! મ્હેં તેની દાઢી મુછ સુદ્ધાં જોઇ છે; પછી તમે એને સ્ત્રી કહો તે હું કેમ માનું ? કોઈ ઓળખી ન શકે તેના માટે એણે પોતાના શરીર પર સાડી ઓઢી લીધી છે. એટલે મ્હારી તો એવી ખાત્રી થઇ ચૂકી છે કે, એ સ્ત્રી નથી પણ પુરૂષ છે !" મિહિરે દ્રઢતાથી આવું સ્પષ્ટ કહ્યું.

"તું આ શું કહે છે ? ત્હારી વાત સાંભળીને મને આશ્ચર્ય થાય છે !" વરાહે ખોટો ડોળ બતાવ્યો.

"પિતા ! તમારી પાસે મ્હારાથી શી રીતે જુઠું બોલી શકાય ? તમારા ચરણ સ્પર્શ કરીને હું કહું છું કે, એ સ્ત્રી નથી પણ પુરૂષ છે !" એમ કહીને મિહિરે પિતાના પગ પર હાથ મૂકયો.

"હશે, હશે, રાત્રિકાળે પગ પર હાથ મૂકવાની જરૂર નથી ! બેટા ! હું શું ત્હારો અવિશ્વાસ કરૂંછું કે, તું આવી રીતે પગ પર

હાથ મૂકવાને તૈયાર થાય છે !" આટલું કહીને વરાહ અટકયો. થોડી-વાર વિચાર કરીને તે પાછો ગંભીરપણે બોલ્યો–" વાત વિચારવા જેવી છે. ખરેખર તું કહે છે તેમ જો આ પુરૂષ હોય, તો વધૂમાતા એકલી એ ઘરમાં સૂઈ રહે છે !"

વરાહનાં આ છેલ્લાં વાકયો વિષાક્ત બાણુની પેઠે એકદમ મિહિરની છાતીમાં વાગ્યાં ! મર્માહત મિહિર, "હાય" એટલું કહીને દુઃખ શોક અને અપમાનથી અધીર બનીને ત્યાંજ બેસી પડયો !

વરાહે એ તકનો લાભ લઇને ખુંખારો ખાધો અને થુંકવાને બ્હાને તેણે બહાર ડોકીઉં કર્યું; પૂર્વના સંકેત પ્રમાણે ચતુર શિષ્ય સમજી ગયો અને જોતજોતામાં તો તે ઠેકાણે પણ પડી ગયો !

ધારવા પ્રમાણે વરાહનું કાર્ય પૂર્ણ થયું. એથી વરાહને અનહદ આનંદ થયો. પરંતુ ભવિષ્યની વાત તે સમૂળગો ભૂલી ગયો !

આનંદનો આવેશ કાંઇક નરમ પડતાં તેણે મિહિર તરફ દ્રષ્ટિ નાંખી. દ્રષ્ટિ નાંખતાની સાથે તે ચમકયો ! વજ્ર કરતાં પણ વધારે કઠિન અંતરનો વરાહ તુરત સમજી ગયો કે, મિહિરને ખરેખર, મોટો આઘાત લાગ્યો છે ! પુત્રવધૂનો વિનાશ કરતાં પહેલાં કદાચ પ્રિય પુત્રનો નાશ થશે તો હું શું કરીશ ? એ ચિંતાથી તેનો ચાંડાળ ક્રોધ એકદમ જતો રહ્યો ! પરંતુ હવે આમાંનું કંઇ સુધરે એમ નથી એવું ધારીને તેણે મહામહેનતે મનને વશ કર્યું ! ત્યાર પછી મિહિરનું કૌતૂહલ વધારવાને માટે અને તે સાથે તેને ઉત્તેજિત કરવાને માટે વરાહે કહ્યું–" પણ મને એક વાતનો સંદેહ રહે છે કે, પહેલાં પેલી દાસી અહિંથી ગઇ તે કેમ પાછી આવી નહિ."

મિહિરથી હવે બોલ્યા વિના રહેવાયું નહિ; તે તુરત બોલી ઉઠયો–" તે દાસી હતી કે દૂતી હતી તેની શી ખાત્રી ?"

"બેટા ! ત્હેં તો મને બોલતોજ બંધ કરી દીધો. એવું બને

નહિ ! તું એકદમ આવી શંકા કરે છે એ ઠીક નહિ !" વરાહે સમજણુ પાડવા માંડી.

મિહિર અતિ કષ્ટે બોલ્યો—"પિતા ! એમાં શંકા કરવા જેવું કંઈજ નહિ ? જે સ્ત્રી ડાકિણી અથવા પિશાચસિદ્ધી વાળી થઇ શકે, તે સ્ત્રી અવિશ્વાસિની કે કુલકલંકિની કેમ થઈ શકે નહિ ? તમેજ એક દિવસે મને આવો ઉપદેશ આપ્યો હતો તે શું ભૂલી ગયા ?"

વરાહે દીર્ઘ નિશ્વાસ મૂકીને કહ્યું—"તું કહે છે તે બધું ખરૂં છે; પણ એકદમ આવું માનવાને મ્હારો જીવ ચાલતો નથી. અરેરે ! સોનાની પ્રતિમા, અને તે પિશાચસિદ્ધ અને કલંકિની થઈ ? હાય ! આવા સ્વરૂપના મંદિરમાં, આવા સર્વજન પૂનિત ગુણના આગારમાં અંતે પિશાચે પ્રવેશ કર્યો ? અહો ! એના સ્મરણથી પણ છાતી ચીરાઈ જાય છે !"

મિહિરનું મન એકદમ દૃઢ બની ગયું ! જીવનની એકેએક આશા નિરાશામાં ફેરવાઇ જવાથી જેમ માણસનું મન દૃઢ બની જાય છે તેમ મિહિરનું મન દૃઢ બની ગયું ! તે અતિ ગંભીરપણે બોલ્યો—"પિતા ! એના સ્મરણથી તમારી છાતી ચીરાઈ જતી હોય, તો પણ એ સત્ય છે; ઘણું કઠોર સત્ય છે ! મ્હારા અંતરમાં હું સારી પેઠે સમજ્યો છું કે, એ સત્યમાં સંદેહને સહજપણ જગા મળે તેમ નથી ! પિતા ! હવે આડી અવળી વાતો કરીને મને લોભાવશો નહિ, આવી અવસ્થામાં પુત્રના પ્રતિ પિતાનું જે કર્ત્તવ્ય હોય, તે કર્ત્તવ્ય તમે બજાવો અને નિઃસંશયપણે તમારી જે આજ્ઞા હોય તે મને કહો ! તમારી આજ્ઞા ગમે તેવી કઠોર હશે, તો પણ આ દાસ તેનું આનંદથી પાલન કરશે !!"

પુત્રની વાત સાંભળીને આવો નિર્દય, વજ્ર સમાન હૈયાનો વરાહ પણ થોડીવારને માટે સ્તંભિત બની ગયો ! તેની કોઈ પણ રીતે શાન્ત થાય નહિ એવી હિંસાવૃત્તિ, થોડીવારને માટે વિક્ષુબ્ધ થઈ ગઈ !

એટલુંજ નહિ પણ એકવાર તેના મનમાં એવો પણ વિચાર આવ્યો કે–" આ બધું શા માટે જોઇએ ? ક્યા જીવનને માટે મ્હારે આમ કરવું જોઇએ ? હું મ્હારી પ્રતિષ્ઠાને માટે આવો પ્રપંચ કરૂં છું; પરંતુ એ પ્રતિષ્ઠા હું કેટલો વખત ભોગવીશ ? પ્રાણ સમાન પુત્રને આવી રીતે રીબાવવો, અને સાક્ષાત્ સરસ્વતીના અવતાર રૂપ વહુ પર કલંક ચઢાવવું એ કોઈ પણ રીતે યોગ્ય તો નથીજ ! એમાં અધર્મ છે. અને અધર્મનો કોઈ કાળે જય થવાનો નથી ! ત્યારે આ રહસ્ય–જાળ તોડી નાંખું અને સત્યનો મહિમા પ્રચાર કરૂં ? "

પરંતુ વરાહથી તેમ થયું નહિ ! તેના વિચાર તેના મનમાંજ સમાઇ ગયા ! ખરેખર ! સંસ્કાર એવી ભયાનક વસ્તુ છે કે, તેના આગળ કોઇનું ચાલતું નથી ! થોડીવાર વરાહને સ્મશાન વૈરાગ્ય થયો પણ અંતે જય તો સંસ્કારનોજ થયો !

અતિ કુટીલ પ્રકૃતિનો વરાહ, પોતાના મનમાં વધારે કુચક્ર રચીને બોલ્યો–" ભાઇ ! આવા વખતે તું આમ અધીર થાય છે તે ઠીક નહિ ! ચાલ, નીચે જઇને બધી તપાસ કરીએ અને વધૂમાતાને તથા દાસીને પૂછી જોઇએ; ત્યાર પછી જે કરવું હશે તે કરીશું. આ વખત એવો છે કે, જેમાં અધીરાઇ કે ઉતાવળ કરવાથી તેનું પરિણામ ઘણું અવળું આવે તેમ છે ! બેટા ! સંસાર–ધર્મનું પાલન કરવા માટે ઘણાં ઘણાં સંકટો સહન કરવાં પડે છે ! ! "

મિહિર મૂળથીજ ધીર, શાન્ત અને સંયમી હતો. તે છતાં વરાહ તેને કહેતો હતો કે, " ભાઈ ! આવા વખતે તું આમ અધીર થાય છે તે ઠીક નહિ ! " નિષ્ઠુર પિતાનો આવો ઉપદેશ પણ મિહિરે ઘણા કષ્ટથી સહન કર્યો ! પરંતુ પારકાને ઉપદેશ દેનારો પોતે કેટલું સહન કરે છે તેનું ભાન તેને ભાગ્યેજ હોય છે ! ખરેખર ! સંસારમાં વિજ્ઞ અને પ્રવીણ કહેવાતા ઘણા માણસો સમય જોઇને સામાને આવો ઉપદેશ આપતાં મનમાં સહજ પણ સંકોચ પામતા નથી !

દારૂણુ દુઃખમાં દટાયેલો મિહિર બીજું શું બોલે ? તે કેવળ એટલુંજ બોલ્યો—"તમારે તપાસ કરવી હોય તો કરો; મ્હારે તપાસ પણ કરવી નથી અને કોઇને પૂછવા પણ જવું નથી ! મ્હેં મ્હારી નજરોનજર જોયું છે ત્યાં તપાસવાનું અને પૂછવાનું રહ્યું છે ક્યાં ? અપરાધીને મ્હોડે બે ચાર જુઠ્ઠી સાચી વાતો સાંભળવાની અને સાંભળીને મનને વધારે દુઃખી કરવાની મ્હારી ઇચ્છા નથી ! તમારે જવું હોય તો ખુશીથી જાઓ ! હું તો અહિં અગાસીમાંજ સૂઈ રહીશ !"

"ના ભાઇ ! આવી અવસ્થામાં હું તને એકલો મૂકીને કદી પણ નહિ જાઉં ! ત્હારે તપાસ કરવી હોય તો કરજે અને ન કરવી હોય તો ન કરીશ; પણ તું અહિંથી ઉઠ અને ત્હારી પથારીમાં જઇને સૂઇ જા ! વળી હું શું મ્હારી મ્હોકાણુ તપાસ કરવાનો હતો ? ક્યા મ્હોડે મ્હારાથી આ કુલના કલંકની વાત નોકર ચાકરને પૂછાય તેમ છે ? અરેરે ! મ્હારૂં બધું ગયું ! સુખ ગયું, સાહ્યબી ગઇ અને રહી સહી પ્રતિષ્ઠાપર પાણી ફર્યું ! વૃદ્ધાવસ્થામાં ભગવાને કુળનું કલંક જોવાનો પ્રસંગ આપ્યો તે કરતાં મને દુનિયામાંથી ઉંચકી લીધો હોત તો સારૂં થાત ! કેવા ખરાબ ચોઘડીએ હું તને ચંદ્ર—ગ્રહણની ચર્ચા કરવાને માટે અહિં તેડી લાવ્યો હઇશ ? પણ ભાઇ ! એમાં કોઇનો દોષ નથી; બધો ભાગ્યનો દોષ છે ! જ્યારે ભાગ્ય રૂઠે છે ત્યારે એવુંજ થાય છે ! ચાલ."

આગળ પાપી વિચારમાં પચેલો પિતા અને પાછળ મર્માહત, સ્તંભિત, વાચાહીન પુત્ર !

મિહિર પથારીમાં સૂતો, પરંતુ નિદ્રા આવી નહિ ! દુઃખ, શોક અને ધિક્કારથી તેનું અંતર બળી રહ્યું હતું, ત્યાં નિદ્રા શી રીતે આવે ? આખી રાત તેણે પથારીમાં તરફડીઆં મારીને પૂરી કરી ! આ તરફ વરાહે, બૂમો પાડીને નોકર ચાકરને ઉંઘમાંથી ઉઠાડયાં અને તેમને ચોર અથવા બદમાસને માટે પૂછવા માંડ્યું ! નોકર ચાકરોએ અને

હાથ દીધા એટલે તે પુત્રવધૂના શયનગૃહ પાસે ગયો અને દાસીને બોલાવીને બધું વિગતવાર પૂછ્યું. તે બિચારીને તો પહેલી સમજણ પણ પડી નહિ! પણ જ્યારે કંઈ સમજાયું ત્યારે તે મોટા અચંબામાં પડી ગઇ! તેનાથી બીજું કંઇ બોલાયું નહિ પણ એટલું તો તેણે સ્પષ્ટપણે કહ્યું કે, "આખી રાત મધ્યે હું તથા મ્હારી બાઈ ઉપરથી નીચે ઉતર્યાંજ નથી, ત્યાં હું બહાર ગઇ શી રીતે?" દાસી આવું કહેશે એવું તે પહેલાંથી જાણતો હતો. એટલે વખત વિચારીને વરાહે ત્યાંથી નીચી મુંડીએ ચાલવા માંડ્યું!

પ્રતિભાએ ઉપર રહ્યાં રહ્યાં આ બધું સાંભળ્યું; તેને આમાંનું કંઈ સમજાયું નહિ; પરંતુ સસરાજીના મ્હોડાનો દેખાવ અને તેની વાતચિતનું વલણ તેને નવાઈ જેવું લાગ્યું! અબળા વિચારમાં પડી! અંતે વિચાર કરતાં કરતાં તેને એકદમ સમજણ પડી કે તેના સામે મોટો અનર્થકારી પ્રપંચ રચાયો છે!

તેજ વખતે કોઇને કાંઈ કહ્યા કર્યા વિના તે ધ્યાનમાં બેઠી. ધ્યાનમાં તેણે જે જોયું તેથી તે કમ્પી ઉઠી! તે પોતાના મનમાં હવે સારી પેઠે સમજી ગઇ કે, તેના સરળ વિશ્વાસે સર્વનાશ કર્યો છે અને પિતાનો મર્મભેદી અભિશાપ આટલા વખત પછી ફળ્યો છે! પહેલાં તો તે પારાવાર દુ:ખમાં ડૂબી ગઈ; પણ પાછળથી તેણે જાણ્યું કે એ દુ:ખ કોઇનું પાડેલું પડયું નથી પણ કર્મના અબાધિત નિયમથી પડયું છે ત્યારે તેણે ધીરે ધીરે દુ:ખને વિસારે નાંખ્યું!

પોતાનું તો ગમે તેમ થશે, પણ પ્રાણાધિક પ્રિયતમનું શું થશે? એ વિચારે તે ગભરાઈ! પતિને માટે સતીએ પ્રભુની પ્રાર્થના કરી પણ પોતાને માટે કંઇ કર્યું નહિ! કારણ એને માટે તે પહેલાંથી તૈયાર હતી! વળી વિધિના વિધાન પર તેને અટલ આસ્થા હતી એટલે કંઇ કરવા જેવું હતું નહિ! તે કેવળ પોતાના મનમાં આટલું બોલી–" અરેરે! નિર્દય! નિયતિ! ત્હેં આવી રીતે ત્હારૂં ફળ પ્રગટ

કર્યું ? જા ભુંડી ત્હારી એવીજ ઇચ્છા છે, તો મ્હારે ત્હારી ઇચ્છાની આડે આવવું નથી ! હવે તો વિધિનું વિધાન પૂર્ણ થાઓ એજ મ્હારી અંતિમ ઇચ્છા છે ! જ્યારે પતિએ મ્હારો અવિશ્વાસ કર્યો, અને નિર્દોષને વિના વિચારે દોષિત ગણી ત્યારે હવે મ્હારે જીવીને શું કરવું ? મ્હારૂં જે કાર્ય હતું તે પૂરૂં થયું છે ! હવે પાપનું પ્રાયશ્ચિત ભોગવવાનું બાકી છે તે ભોગવી લેવું ! મા જગજ્જનનિ ! મને ત્હારાં દર્શન દે ! સિંહલનો જે દિવસે ત્યાગ કર્યો, તે દિવસે ત્હેં મને જે રૂપ દેખાડીને ચકિત કરી મૂકી હતી તેજ રૂપ તું આજે મને દેખાડ મા ! તે રૂપ જોવાની મને ઘણી હોંશ છે ! કોણ જાણે શા કારણથી ત્હારી તે રક્તથી પ્લાવિત થયેલી મૂર્ત્તિમાં તને જોવાની આજે મને ઘણી ઇચ્છા થાય છે ! મ્હારી એટલી ઇચ્છા તું શું પૂર્ણ નહિ કરે ?”

## ૩૭

## નરપિશાચનો આનંદ !

પ્રાતઃકાળ થતાંની સાથે મિહિર પથારીમાંથી ઉઠયો ! આખી રાત નિદ્રાનું નામ નહિ, તેમાં અનિષ્ટ વિચારોની પરંપરા, દુઃખ શોક અને આત્મગ્લાનિની અધિકતા; ઇત્યાદિ કારણોને લીધે તેનાં ચક્ષુ રક્તવર્ણનાં બની ગયાં ! તેનું મ્હોડું પણ તેવુંજ મલિન અને શ્યામ વર્ણનું થઇ ગયું ! તેણે અતિશય દુઃખથી પોતાનો વખત કહાડવા માંડયો ! દિવસ કરતાં તેને રાત્રિનો અંધકાર સારો લાગ્યો ! કારણ અંધકારમાં મ્હોડું સંતાડીને તેણે પોતાની મનોવ્યથા કોઇને જાણવા દીધી ન હતી ! પરંતુ દિવસે તેમ થાય એવું ન હતું ! “પ્રતિભા કલંકિની-પ્રેમની પ્રતિમા વ્યભિચારિણી” એ વિષમય વિચારોએ તેને અધીર, અસ્થિર અને ઉન્મત્ત જેવો બનાવી દીધો !

આવી મર્મઘાતી જ્વાળા સહન નહિ થવાથી તે પાછો પથારીમાં પડયો ! મ્હોડા પર ચાદર નાંખીને તેણે રડવાનો પ્રયત્ન કર્યો; પણ

રડવું આવ્યું નહિ! વીંછીની વેદના જેવી સ્મૃતિની વેદના, તેને અસહ્ય લાગી! એ વેદનાએ તેની જ્વાળાને વધારી મૂકી! વિકારગ્રસ્ત રોગીની પેઠે તે પથારીમાં આમ તેમ આળોટવા લાગ્યો! ઘોર અંતર્દાહથી તે પોતાનું ભાન ભૂલી ગયો! તેનું જ્ઞાન છિન્ન ભિન્ન થઇ ગયું! તેનાં તર્ક અને યુક્તિ નિસ્તેજ બની ગયાં! તેના શૂન્ય અંતરમાં કેવળ એક વિચાર–પ્રાણ સમાન પત્નીનો વ્યભિચાર–અત્યારે જાગ્રત થયો હતો! છાતીમાંથી ટીપું ટીપું લોહી, એક ઠેકાણે એકઠું કરીને જાણે કોઇએ લોહીના અક્ષરે છાતીના એક ખૂણામાં "પ્રતિભા–વ્યભિચારિણી!" એવું લખ્યું હોય એમ તેને લાગ્યું! ભૂત પ્રેતની પૈશાચિક ક્રિયા સંભારીને પળે પળે તેના હૃદયમાં ભય અને ધિક્કારનો ભાવ વધવા લાગ્યો! "હાય, મ્હારી સ્ત્રી ડાકિણી–એનું નામજ શું રાક્ષસી માયા?"

આવો વિચાર કરતો કરતો, તે ક્ષોભથી, ક્રોધથી અને ધિક્કારથી અંતે બોલી ઉઠ્યો.–"હાય! પ્રતિભા આવી કલંકિત નિવડી? આવી સૌન્દર્ય પ્રતિમા શું અંતે વ્યભિચારિણી નિવડી? આવું કેમ થયું? શા કારણથી આવું થયું? તેને સુખમાં શી ખામી આવી? તેના વૈભવમાં શું ઓછું પડયું કે તેણે આવું કર્યું? જગતમાં કોનો વિશ્વાસ કરવો? હાય! પ્રતિભા! મ્હારા પ્રેમને તજીને ત્હેં અંતે પર પુરૂષની સાથે...ઓ! એવો વિચાર કરવાથી પણ હૃદય ચીરાઇ જાય છે! પ્રતિભા! પ્રતિભા! ત્હેં આ શું કર્યું? મ્હારા જીવનને મરૂભૂમિ જેવું બનાવતાં, ઓ નિર્દય નારી તને સહજ પણ દયા ન આવી? જગદીશ્વર! ત્હેં શા માટે જગતમાં રૂપની સૃષ્ટિ કરી? રૂપની સૃષ્ટિ કરીને તેમાં વળી ત્હેં મોહ શા માટે મૂકયો? એ મોહમાં આત્મવિસ્મૃતિની શી જરૂર હતી કે આવી રીતે ત્હેં એને આગળ કરી? શું પ્રતિભાએ પોતાની પૈશાચિક ક્રિયાથી આવા અપરૂપ રૂપનો વિકાસ કર્યો હશે? શું વિશ્વમોહિની વિદ્યાની પૂર્ણ સ્ફૂર્તિ એ ક્રિયાને આભારી હશે? જો

એમ હોય તો એ ધારે ત્યારે પોતાનું રૂપ અને વિદ્યા વિલુપ્ત કરી શકે ! ઓઃ ! કેવું ભયાનક ! જગદીશ્વર ! હવે મ્હારૂં રક્ષણ કર ! એ પિશાચસિદ્ધિવાળી સ્ત્રીના પંજામાં હું સપડાઉં નહિ—ભૂલેચુકે એના રાક્ષસી મોહમાં હું ફસાઉં નહિ—તેમ કર ! ઓઃ ! ઓઃ ! ઓઃ !! જેમ અગ્નિથી તરતનો દાઝેલો માણસ તેની વેદનાથી અસ્થિર બની જાય, તેમ ભોળો મિહિર અસ્થિર બનીને પથારીમાં તરફડીઆં મારવા લાગ્યો ! અરેરે ! મ્હોડું ઉઘાડીને કોઇને કહેવાય પણ નહિ કે, આ વેદના કેવી છે ? એ શું ઓછું દુઃખ ? એ શું ઓછો કલેશ ?

આ વખતે વરાહ મિહિરની પાસે આવ્યો. એક સુદક્ષ અભિનેતાની પેઠે, ગંભીરભાવ ધારણ કરીને તે ધીરેથી બોલ્યો—" ભાઈ ! અંતે ત્હારૂં અનુમાન ખરૂં પડયું ! આજુબાજુ તપાસ કરતાં મને એવું જણાયું—"

મિહિર ઉત્કંઠિત થઇને વચ્ચે બોલી ઉઠયો—" શું જણાયું તે સાફરે કહો ! "

વરાહ જાણે દુઃખ સાગરમાં ડુબી ગયો હોય તેવા સ્વરે બોલ્યો—" બેટા ! શું કહું મ્હારી જીભ ઉપડતી નથી ! મ્હારા નિર્મળ કુળમાં આવું કલંક ! "

વરાહે પોતાના હાથે પોતાનું કપાળ કૂટયું !

મિહિર પોતાની દ્રષ્ટિ સ્થિર રાખીને દ્રઢપણે બોલ્યો—" ત્યારે મ્હેં ભૂલ ખાધી નથી; અત્યાર સુધી હું રાક્ષસી માયામાં લોભાઇ રહ્યો હતો, એવી મ્હારી ધારણામાં હું ભૂલો પડયો નથી ! "

વરાહે કહ્યું—" એકલી રાક્ષસી માયા હોત તો એક રીતે છૂટકો થાત ! પણ આતો રાક્ષસી માયા અને સાથે સાથે ભ્રષ્ટા ! મ્હારા પવિત્ર કુલને રંડાએ સદાને માટે કલંકિત કર્યું ! "

એ સાંભળીને મિહિર બોલ્યો—" તમે જે કહેશો તે કરવાને હું તૈયાર છું ! કહો, આ પાપનું પ્રાયશ્ચિત શું છે ? "

"ત્હારે ને મ્હારે પ્રાયશ્ચિત કરવાની શી જરૂર ? આ મહાપાપ તો તે દુષ્ટાનું છે ! એ દુષ્ટાનેજ યોગ્ય શિક્ષા થવી જોઇએ !" વરાહે કહ્યું.

"રાજદંડ, સમાજદંડ અથવા તમે કહેતા હો તો એ પાપિણીનો સદાને માટે ત્યાગ !–કહો, તમારી શી આજ્ઞા છે ?" મિહિરે ઉત્કંઠિત થઇને પૂછ્યું.

ક્રોધી વરાહ અતિ કઠોર કંઠે બોલી ઉઠયો–"તું આ શું કહે છે ? રાજદંડ સમાજદંડ અથવા સદાનો ત્યાગ ?–બસ, એટલુંજ ? મ્હારો પુત્ર થઇને અંતે તું એવું કહે છે ?"

વરાહનાં તીક્ષ્ણ ચક્ષુઓ વિષદહનથી બળવા લાગ્યાં ! તેના શરીરની ત્વચા, માંસપેશી, શિરા, એકદમ દ્રઢ અને સ્ફીત બની ગયાં ! તે ઉગ્ર સ્વરે પાછો બોલી ઉઠયો–

"મિહિર ! શું સાધારણ લૌકિક દંડથીજ એ પાપિણીને યોગ્ય શિક્ષા થશે એમ તું ધારે છે ? ત્યારે તો અપમાન ઉપર અપમાન વધશે ! પણ હું સંસારમાં મ્હોડું શી રીતે બતાવીશ ? પોતાના કુલનું કલંક, સમાજમાં પ્રચાર કરીને અને કલંકનું કાજળ મ્હોડા પર ચોપડીને, શું આપણે જીવવું ? કેમ શા માટે ? એવા જીવનનું પ્રયોજન શું છે ? એથી કઈ ઇષ્ટ સિદ્ધિ થવાની તું ધારે છે ?"

વરાહનું સર્વ શરીર કમ્પવા લાગ્યું ! તેની સંકલ્પમયી ગંભીર મૂર્તિ ઘણી ભયંકર અને ભયાવહ દેખાવા લાગી ! તેની ક્રોધી મૂર્તિ, દુર્વાસાના ક્રોધને પરાસ્ત કરીને ક્રોધાગ્નિમાં બળવા લાગી ! મિહિર પિતાની આવી ભીષણ મૂર્તિ જોઇને ભયથી બોલ્યો–"ત્યારે જે આજ્ઞા હોય તે મને કહો; તમારી ઇચ્છા પ્રમાણે વર્તવાને હું તૈયાર છું !"

વરાહ તેજસ્વીપણે બોલ્યો–"તું શું મ્હારી ઇચ્છા પ્રમાણે વર્તવાને તૈયાર છે ? એવું સાહસ, એવી શક્તિ અને એવું પુરૂષાર્થ શું ત્હારામાં છે ? ખરા વીરની પેઠે, મ્હારા પુત્રની પેઠે કાર્ય કરીને

લોકોની તેમજ મ્હારી પાસે તું સદાનો ગૌરવયુક્ત થઇશ ? શું એવું સૌભાગ્ય ત્હારૂં છે ? જો હોય તો તૈયાર થા !"

મિહિર ! મર્મથી વીંધાયેલો, મરણતોલ થયેલો, દુઃખથી કાયર બનેલો મિહિર ! પિતાની આવી ભયંકર ક્રોધી મૂર્ત્તિ જોઇને થોડીવાર પોતાનું માનસિક દુઃખ પણ ભૂલી ગયો ! થોડા વખતને માટે જાણે તે સજીવ થઇને મન–પ્રાણ એક કરીને પિતાની આજ્ઞાનું પાલન કરવાને માટે તૈયાર થઇ ગયો ! સ્થિર પ્રતિજ્ઞા સૂચક ગંભીર કંઠે તે બોલ્યો–" કહો, શી આજ્ઞા છે ? તમારી આજ્ઞા ગમે તેવી કઠોર અને અસાધારણ હશે, તોપણ હું તેનું પાલન કરીશ ! કહો ! નિઃશંકપણે કહો !"

વરાહ–કહું ? ખરા અંતરથી તું આ કહે છે ?–કહું ?

મિહિર–હા; કહો ! તમે જે કહેશો તે હું કરીશ ! હું કદી પણ તમારૂં વચન ઉથાપીશ નહિ !

આ વખતે વરાહ સંતુષ્ટ થઇને બોલ્યો–" હા ! હવે મ્હેં જાણ્યું કે તું મ્હારો પુત્ર થવાને યોગ્ય છે ! મ્હારૂં માન, મ્હારી પ્રતિષ્ઠા અને મ્હારા વંશનું ગૌરવ હવે તું રાખીશ એવી મ્હારી ખાત્રી થઇ છે ! હવે મને કોઇ પણ જાતની ચિંતા રહી નથી ! આ પળે મ્હારૂં અચાનક મરણ થાય, તો તે મરણને પણ હું સુખી મરણ માનીશ ! આ કોણ મંત્રી આવે છે ?"

રાજા વિક્રમાદિત્યની પાસેથી અગત્યના સમાચાર લઇને મંત્રી જાતે આ વખતે વરાહને મળવાને માટે આવતો હતો. વરાહે જાળીયામાંથી તેને આવતો જોયો એટલે તે વહેલો વહેલો બહાર આવ્યો.

" પધારો, મંત્રી મહાશય ! કહો શા સમાચાર છે ?"

એમ કહીને તેણે મંત્રીને ઘરમાં લીધો અને યોગ્ય આસન પર બેસાડયો. મંત્રી બોલ્યો–" મહારાજની આજ્ઞા તમે જાણતા તો હશો, તોપણ વખતે તમે ભૂલમાં રહો એમ ધારીને, હું તમને ખબર કહેવા

આવ્યો છું ! કાલનો દિવસ ઘણો શુભ છે તેથી તમારી ગુણવતી પુત્રવધૂને નવરત્ન સભામાં જ્યોતિર્વિદના આસન પર બેસાડવી એવી મહારાજની ઇચ્છા છે ! તમારી પુત્રવધૂને આ શુભ સમાચાર કહેજો અને તેને મ્હારા અભિવાદન જણાવજો !" મિહિર આ સાંભળીને એકદમ ચકિત બની ગયો !

પરંતુ વરાહ ઘણા દુઃખે મનનો ઉભરો દબાવીને બોલ્યો—"મહારાજની આજ્ઞા હું માથે ચઢાવું છું. તેનો પતિ આપની પાસે ઉભો છે એટલે તેના તરફથી એજ આપનું અભિવાદન ગ્રહણ કરે છે. તે પૂજા આહ્નિકમાં બેઠી છે એટલે તેને આવતાં કંઇક વિલંબ લાગશે."

મંત્રી—ત્યારે હું જાઉંછું. કારણ હજુ મ્હારે ઘણાં કામ કરવાનાં બાકી છે. કાલે આ વિદ્યાના સન્માનનો તથા તેની યોગ્ય પૂજાનો ભાર મને સોંપવામાં આવ્યો છે. દેશદેશાન્તરમાંથી ઘણા લોકો પૂજા અને પ્રીતિનો ઉપહાર લઇને આવવાના છે ! આ પ્રસંગે રાજપ્રસાદ અને રત્નાસનને ઘણી સુંદર રીતે શણગારવામાં આવ્યાં છે !"

પ્રસંગને અનુસરતી બીજી બે ચાર વાતો કહીને મંત્રી વિદાય થયો. વરાહનો ભયંકર ઇર્ષાનળ આ વખતે પૂર્ણપણે સળગી ઉઠયો. પ્રપંચી પ્રકરણની ગરબડમાં તે કાલનો દિવસ સમૂળગો ભૂલી ગયો હતો; પરંતુ મંત્રીના કહેવાથી તેની સઘળી સ્મૃતિ એકદમ ચિત્રની પેઠે તેની સન્મુખ આવીને ઉભી રહી ! વિક્રમાદિત્યની તે નવરત્ન સભા, જ્યોતિર્વિદનું તે ઉંચુ આસન, તે સન્માન, તે પૂજા, તે આનંદ અને તે જય ધ્વનિ—એક એક કરીને તેની નજર આગળ તરી આવ્યાં ! એથી તે એકદમ અધીર, અસ્થિર અને ઉન્મત્ત જેવો બની ગયો ! હાય ! તેના જીવતાં, તેના પુત્રના જીવતાં, તેની પુત્રવધુ આ વિજયમાળ પહેરશે ?

ચો તરફ અંધકાર જોઇને કઠોર કંઠે વરાહ બોલી ઉઠયો—"મિહિર ! મિહિર ! ભ્રષ્ટા નારીને યોગ્ય શિક્ષા શી તે તું જાણે છે ?"

મિહિર પહેલાંના જેવા ધીર અને સ્થિર ભાવે બોલ્યો–" ના પિતા ! હું કાંઈ જાણતો નથી ! તમારી જે આજ્ઞા હોય તે મને કહો ! "

વરાહ–પણ તે આજ્ઞાનું પાલન કરવાને તું તૈયાર છે ? અંતઃકરણથી તૈયાર છે ? મ્હારી પાસે પ્રતિજ્ઞા કરીને તું કહે છે, કે હું તૈયાર છું ? કેમ બોલતો નથી ? બોલ !

આ વખતે મિહિર જાણે પોતાના હાથે પોતાનું હૃદય છેદન કરીને બોલ્યો હોય તેમ તે બોલ્યો–" હા, હું તૈયાર છું ! "

વરાહે તેજ વખતે હૂંકાર કરીને કહ્યું–" ભયંકર પ્રાણદંડજ તેનું યોગ્ય પ્રાયશ્ચિત છે ! "

થોડીવાર બન્ને જણા મૌન રહ્યા. એટલામાં એક કાગડો કર્કશ સ્વરે " કાગ " " કાગ " કરીને વરાહના ઓટલા પરથી ઉડી ગયો !

મિહિરનું સર્વ શરીર રોમાંચિત બની ગયું ! ભયથી કંટકિત દેહે તેણે કાગડાનો કર્કશ સ્વર સાંભળ્યો !

એટલામાં વરાહ વિચાર કરીને ફરીથી બોલ્યો–" ના, તેને એકદમ પ્રાણથી તો મારવી નહિ ! કારણ એમ કરવાથી તો તે એકદમ દુઃખમાંથી છૂટી જાય; માટે તેને રહી રહીને મરવી જોઇએ ! આમ થાય તોજ તે રંડા, વ્યભિચારની જ્વાળા અનુભવી શકશે ! આમ થયાથીજ તે પાપિણીનું યોગ્ય પ્રાયશ્ચિત થશે ! મિહિર ! તું મને હમણાં નહોતો કહેતો, કે તમારી આજ્ઞા ગમે તેવી કઠોર અને અસાધારણ હશે તોપણ હું તેનું પાલન કરીશ ! "

મનના દુઃખે મિહિરે મૌન ધારણ કર્યું, એટલે વરાહે તેના મૌનને સમ્મતિનું લક્ષણ માન્યું !

તે વખતે વરાહ–તે ભયંકર ખળ પહેલાંના જેવા કઠોર કંઠે બોલ્યો–" ત્યારે મ્હારી આજ્ઞા સાંભળ ! તું મ્હારો સંતાન હોય તો અવિચલિત ભાવે એનું પાલન કરજે ! ત્હારી વ્યભિચારિણી સ્ત્રીએ ત્હારા જેવા દેવ સમાન સ્વામીની સાથે વિશ્વાસઘાત કીધો અને અતિ

પૈશાચિક મંત્રબળથી ત્હારો પ્રાણ નાશ કરવાને તે તૈયાર થઇ; તે સ્ત્રીને—સ્ત્રીના રૂપમાં રહેલી ડાકિણીને—તે પતિત અને ભ્રષ્ટા નારીને—પ્રાણથી મારવાને બદલે તું તેની જિહ્વા કાપી નાંખ! એથી મારણ અથવા વશીકરણ મંત્ર તેનાથી બોલી શકાશે નહિ અને તેથી એની પૈશાચિક ક્રિયા પોતાની મેળે નાશ પામશે! આ શું? તું આમ ગભરાય છે કેમ? અરે, કાયર! આમ હિંમત શું હારે છે! તું મ્હારો ખરેખરો પુત્ર હોય, તો વજ્ર જેવો કઠોર બનીને અને ભયંકર મૂર્ત્તિ ધારણ કરીને મ્હારા સામું જો!"

શું જુએ? જોતા પહેલા તો મિહિર મૂર્ચ્છિત થઇને પથારીમાં પડ્યો!

ચાંડાળ વરાહ! પુત્રને પથારીમાં બેઠો કરીને કહેવા લાગ્યો—"મિહિર! આજ ત્હારી પ્રતિજ્ઞા? આવી રીતે તું સત્યની રક્ષા કરીશ? તું મ્હારો પુત્ર થઇને તે પતિત નારીના પ્રાણની મમતા રાખે છે? પરંતુ એથી તું ઈશ્વરનો અપરાધી થાય છે! તું શું જાણતો નથી કે ભ્રષ્ટા નારીને આવોજ કઠોર દંડ આપવાનું શાસ્ત્ર કહે છે?"

મિહિર અચકાતાં અચકાતાં બોલ્યો—"પણ—"

"વળી પણ શું? જે કરવા જેવું છે તે અવશ્ય કરવુંજ જોઇએ! એમાં આઘા પાછા થઇએ તો આપણાથી આપણા કર્ત્તવ્યનું પાલન થઇજ શકે નહિ! તું શું જાણતો નથી, કે એ કર્ત્તવ્યના પાલનને માટેજ મ્હેં તને એક વખત નદીમાં નાંખી દીધો હતો? જન્મદાતા પિતા થઇને નિરપરાધી પુત્ર સંબંધે જે કરવાને હું સહજ વિચલિત થયો નહોતો, તે પિતાનો પુત્ર, આજે પત્નીનો વ્યભિચાર જોઇને અને તેનું પાપ પ્રત્યક્ષ નિહાળીને સહજમાં વિચલિત થાય છે! કર્ત્તવ્યનું પાલન કરવા માટે તું આવું કાયરપણું દર્શાવે છે અને પિતાની પાસે કરેલી પ્રતિજ્ઞાથી તું ચલિત થાય છે; પણ યાદ રાખજે, કે એનું અનિષ્ટ ફળ ત્હારે મોડા વહેલા ભોગવવુંજ પડશે! અરેરે! અભાવનીય

રૂપે ત્હારી સાથે મ્હારો ફરી મેળાપ થયો, તે શું મ્હારી છેલ્લી દશામાં આવું દુઃખ દેવાને માટે ? " પિતા સ્વર્ગઃ પિતા ધર્મઃ " એ શ્લોકનું તું રાત દિવસ રટણ કરતો હતો, તે શું આવી પિતૃભક્તિ દેખાડવાને માટે ? "

જેમ ઉત્તેજક સુરાથી વિકારગ્રસ્ત રોગી સતેજ બની જાય તેમ મિહિર સતેજ બની ગયો ! તે ઉન્મત્તની પેઠે એકદમ બોલી ઉઠયો–

" પિતા ! જન્મદાતા ! મહાગુરૂ ! ! મને ક્ષમા કરો ! હું ખરેખર, કુલાંગાર છું તેથીજ સઘળું જાણ્યા છતાં અને નજરે નિહાળ્યા છતાં મ્હેં વ્યભિચારિણી સ્ત્રીને હજી જીવતી રાખી છે ! હું જાઉં છું,–હમણાંજ જાઉં છું અને ત્હારા કહેવા પ્રમાણે તે પાપિણીની પાપ જિહ્વા મૂળમાંથી છેદન કરીને, તમારી પાસે લાવીને હાજર કરું છું ! લાવો, અસ્ત્ર કયાં છે ? "

" હા હવે તું મ્હારો ઉપયુક્ત પુત્ર થયો ! હવે મ્હેં જાણ્યું કે ત્હારી જનેતાએ તને વૃથા જન્મ આપ્યો નથી ! ખરેખર ! તું મ્હારા કુળનો દીવો છે ! ત્હારાથી મ્હારા વંશનું ગૌરવ રહેશે અને ત્હારા હાથેજ તે પાપિણીને સમુચિત શાન્તિ મળશે ! હા ! એમજ જોઇએ ! આવી સંહારમૂર્ત્તિજ આ સમયને માટે જરૂરની છે ! આ શોણિત ખડ્ગ ગ્રહણ કર ! ચંડીના પૂજા વખતે આ ખડ્ગ પશુઓનો બલિ આપવામાં વપરાય છે; આજે તે ભ્રષ્ટા નારીની માયા જિહ્વાનો બલિ આજ ખડ્ગથી થવા દે ! જોજે, તે કુલટાની મોહિની મૂર્ત્તિ જોઇને અથવા તેનું માયારૂપી આક્રંદ સાંભળીને તું વિચલિત થતો નહિ ! નાગના માથા પર મણિ રહે છે, એ તું ધ્યાનમાં રાખજે અને એ પાપિણીને તું કાળી નાગણ માનજે ! જો; હવે વિલંબ કરીશ નહિ ! " વરાહે પોતાના ભોળા અને ભલા પુત્રને આવી રીતે પાણી ચઢાવીને કહ્યું.

પિતાની પાસેથી ખડ્ગ લઇને અને ભયંકર સંહારમૂર્ત્તિ ધારણ કરીને મિહિર ચાલ્યો ! તે ચાલતાં ચાલતાં પોતાના મનમાં કહેવા

લાગ્યો–" ખરેખર પ્રતિભા કુલટા છે ! નહિ તો મ્હારો શાસ્ત્રશ્રી પિતા, તેને આવી કઠોર શિક્ષા કરવાનું કહેજ નહિ ! હાય ! ચંદ્રચુડ તમારો ભયંકર અભિશાપ ફળ્યો ! અંતે તમારા કહેવા પ્રમાણેજ બન્યું ! ખરેખર તમે કહેતા હતા, કે " જે માતાપિતાની આંખમાં ધૂળ નાંખીને તેની સાથે વિશ્વાસઘાત કરે છે, તે જરૂર પડતાં એક દિવસ ત્હારી આંખમાં પણ ધૂળ નાંખશે ! " હાય ! મર્માહત પિતાનો તે ભીષણ અભિશાપ આજે ભવિષ્યવાણીની પેઠે ખરો પડ્યો ! ! "

સર્પ કરતાંયે વધારે ખળ સ્વભાવનો વરાહ, હવે શાન્ત થયો ! તે પોતાના મનમાં બોલ્યો–" ઠીક થયું ! સ્વહસ્તે તેનો નાશ નહિ કરતાં મ્હેં પુત્રરૂપી યંત્રદ્વારા તેનો નાશ કર્યો એ ઘણું ઉત્તમ થયું ! જો એમ થયું ન હોત તો અનેક પ્રશ્નો એમાં ઉભા થાત ! હવે તે મરે અથવા જીવે તોયે સરખી છે ! કારણ તેની જીભ કપાશે એટલે તેનાથી બોલાશે નહિ; અને જ્યારે તેનાથી બોલાશે નહિ, ત્યારે તેની વિદ્યાનું મૂલ્ય પણ રહેશે નહિ ! પછી આવી મૂલ્ય વિનાની સ્ત્રી નવરત્ન સભામાં, જ્યોતિર્વિદના આસન પર કદી બેસી શકેજ નહિ ! ! "

નરપિશાચ આનંદથી હસ્યો !

પરંતુ એટલામાં અચાનક રીતે, તે સ્થાનની ભૂમિ એક હાથ નીચે બેસી ગઇ ! મહાપાપી વરાહે જાણ્યું, કે ધરતીકમ્પ થયો ! !

## ૩૮

## અંતે પ્રપંચ પકડાયો !

ધરતીકમ્પ થયો નહિ, પણ મિહિરને હૃદયકમ્પ તો જરૂર થયો ! પાપી પિતાની પ્રપંચ જાળમાં ફસાઇને મિહિર પોતાની પ્રિયતમાનો પ્રાણ નાશ કરવાને માટે તૈયાર થયો. પરંતુ જ્યારે તેને વિચાર આવ્યો ત્યારે તે કમ્પી ઉઠ્યો ! તેના હાથમાંનું ખડ્ગ નીચે પડી ગયું ! અને વિજળીને વેગે તેના શરીરનું લોહી ફરવા લાગ્યું !

ઉન્મત્ત મિહિર એકદમ પોતાના મનમાં બોલી ઉઠયો-" હાય ! આ શું થયું ? હું આવો નિર્દય અને ઘાતકી કેમ બની ગયો ? મ્હારા મનમાં એમ કેમ થાય છે, કે પ્રતિભા વ્યભિચારિણી નથી ? કોઈ આવીને જાણે મ્હારા કાનમાં કહી ગયું કે પ્રતિભા નિર્દોષ છે ! તે કહેનાર કોણ હશે ? જે હોય તે મ્હારી પાસે આવો અને મ્હારા મૃત પ્રાણમાં સંજીવન-સુધા ઢાળો ! અરે ! મ્હારૂં માથું ફરી જાય છે, પૃથ્વી ઉલટપાલટ થતી હોય એમ દેખાય છે, અને હું પણ તેની સાથે ઘોર અંધકારમાં ડૂબતો હોઉં તેમ જણાય છે ! આવું કેમ થાય છે ? શું પ્રતિભાનો પૂનિત પ્રેમ, મને આવું પાપ કરતાં અટકાવે છે ? શું તેની દિવ્ય શક્તિ મને આવો ચમત્કાર બતાવે છે ? હા; એમજ છે ! એમ ન હોય તો જરી વારમાં મ્હારા વિચારો ફરી જાય નહિ ! ત્યારે શું પ્રતિભા નિર્દોષ છે ? હા; નિર્દોષ છે ! તે પ્રેમની પ્રતિમા-મ્હારી પ્રાણાધિક પ્રિયતમા-નિશ્ચય નિર્દોષ છે ! તેનો પ્રેમ અખંડ છે ! તે કદાપિ ખંડિત થાયજ નહિ ! કોણ કહે છે કે પ્રતિભા વ્યભિચારિણી છે ? કોણ કહે છે કે તે અવિશ્વાસિની છે ? કોણ કહે છે, કે તે કલંકિત છે ? જુઠું, બધું જુઠું, હું કદી એવું માનુંજ નહિ ! અરે ! પણ આ શું ? આ કુવાની પાસે વાળનું ગુંછળું શાનું પડ્યું છે ? હેં ! આતો બનાવટી દાઢી-મુંછ છે ! બનાવટી દાઢી-મુંછ ? અહિં ક્યાંથી ? હા, હવે સમજાયું ! આ દાઢી-મુંછનો ભેદ હવે મ્હારા સમજવામાં આવ્યો ! ત્યારે શું બધું જુઠું ? પિતાએ કહ્યું તે જુઠું ? મ્હેં જોયું તે જુઠું ? હા; જુઠું ! તદ્દન જુઠું ! ત્યારે શું પિતાએ મને જાણી જોઇને ઠગ્યો ? પુત્રની સાથે આવો પ્રપંચ કર્યો ? તેના કોમળ હૃદયને આવો ઘા કર્યો ?"

મિહિર પોતાના હાથ કરડવા લાગ્યો ! છાતી અને માથું કૂટવા લાગ્યો ! તેના હૃદયમાં ભયાનક સંગ્રામ થવા લાગ્યો ! જ્યારે તેની આંખ ઉપરનો પડદો દૂર થયો-પ્રપંચનો પડદો ખસી ગયો ત્યારે

સત્યનો આલોક તેના જોવામાં આવ્યો ! સત્યના આલોકે તેના અંતરનો અંધકાર દૂર કર્યો ! અંધકાર દૂર થતાંની સાથે તેને સત્યનું અને અસત્યનું ભાન થયું !

અચાનક આવું શાથી થયું ?

દૈવના મહિમાથી અને સત્યના પ્રભાવથી આમ થયું ! ચતુર નીલકંઠ પોતાનો પાઠ પૂરો કરીને જ્યારે પાછો ફર્યો, ત્યારે ગુરૂના કહેવા પ્રમાણે પોતે ધારણ કરેલાં દાઢી–મુંછ કુવામાં નાંખવા આવ્યો ! પણ ગભરાટમાં તેણે કુવાને બદલે બહાર નાંખી દીધાં ! તેણે જાણ્યું કે મ્હેં દાઢી–મુંછને કુવામાં નાંખ્યાં છે, પણ તે તો પ્રપંચીનો પ્રપંચ ઉઘાડો પાડવાને માટે જેમ ને તેમ બહાર પડી રહ્યાં ! આવો ચતુર કાગડો ભૂલો પડ્યો અને સત્યનો મહિમા પ્રચાર થયો !

અવસાદનો એક ગંભીર શ્વાસ મૂકીને મિહિર બોલ્યો—" પ્રપંચ, દારૂણ પ્રપંચ, ઇર્ષાના જ્વાળામુખીમાંથી નીકળેલો ભયંકર અને પ્રાણઘાતી પ્રપંચ ! હાય પિતા ! તુચ્છ પ્રતિષ્ઠાને માટે તમે આવો પ્રપંચ કર્યો ? સંતાનના સરળ પ્રાણમાં તમે આવી રીતે વિષ રેડ્યું ? પ્રતિભા ! પ્રાણેશ્વરિ ! સતિ ! "

આવું બોલતો બોલતો મિહિર, ઉન્મત્તની પેઠે દોડ્યો અને પ્રતિભાની દેવ સેવાની ઓરડી પાસે આવીને એકદમ બેસી ગયો !

તે વખતે સતી પૂજામાં બેઠી હતી. તેની સામે ચંડીની ઉગ્ર મૂર્ત્તિ હતી. પ્રતિભા હાથ જોડીને મુદિત નયને દેવીનું ધ્યાન ધરતી હતી.

થોડીવાર પછી તેણે ચક્ષુ ઉઘાડયાં. દેવીને ભક્તિભાવથી પુષ્પ ચંદન ચઢાવીને તે ગદ્દગદ્દ કંઠે બોલી—" જનની ! હવે વિદાય આપ ! ફરી કોઈ જન્મમાં હું ત્હારા પાદપદ્મનાં દર્શન કરીશ ! જો ત્હારી કૃપા હશે તો એમ થશે ! નહિ તો આજ ત્હારાં છેલ્લાં દર્શન છે, એમ મ્હારે સમજવું જોઇએ ! "

તેના મુખ પર અપરૂપ લાવણ્ય હતું, ચક્ષુમાં કરૂણાપૂર્ણ જ્યોતિ હતી અને હૃદયમાં અપરાજિતા ભક્તિ હતી ! પ્રતિભાની પ્રતિમા અત્યારે પ્રેમ, ભક્તિ અને તેજના અંબાર રૂપ દેખાતી હતી.

હસતા મ્હોડે તે ફરી બોલી–" મા ! જ્યારે તું મને ત્હારા ખોળામાં લેવાને બોલાવે છે, ત્યારે પછી સંતાય છે શા માટે ? મા ! એમાં લજ્જા શી ? અનેક રૂપે તું અનેક માણસોને લે છે તો પછી તે રીતે મને લેવામાં તને સંકોચ શાનો થાય છે ? લે, મા લે ! મને ત્હારે ખોળે લે ! કારણ મ્હારૂં કાર્ય પૂર્ણ થયું છે એટલે મ્હારા અવસાનને હવે વિલંબ નથી ! ! "

પહેલાંના જેવા હાસ્યથી પ્રફુલ્લિત મ્હોડે તેણે પાછા જોયું. જોતાંની સાથે તે આનંદથી બોલી ઉઠી–" આ કોણ ? મિહિર ! ? મ્હારા પ્રિયતમ ! ? મ્હારા સ્વામી ! ? તમે આવ્યા ! ? સારૂં થયું ! કેમ હવે તમારી ભૂલ ભાંગી ? તમારી સ્ત્રી વ્યભિચારિણી નથી એવી તમારી ખાત્રી થઈ ? ત્યારે હવે હું સુખેથી મરીશ ! "

મિહિર રડતાં રડતાં બોલ્યો–" પ્રતિભા ! પ્રાણેશ્વરિ સતિ ! મને ક્ષમા કર ! હું ત્હારો અપરાધી છું–દેવી ! નિજ ગુણે તું મને ક્ષમા કર ! ! "

" પ્રિયતમ ! રડશો નહિ ! રડીને માયા વધારશો નહિ ! એથી મ્હારૂં મરણ બગડશે ! મ્હારા સુખી મરણમાં વિઘ્ન પડશે ! તમે શું જાણતા નથી, કે પિતામાતાનો ભયંકર અભિશાપ માથા પર લઇને હું તમારી સાથે સિંહલથી આવી છું ? તે અભિશાપ તમને સાંભરે છે ? હતભાગી ભુવણના મરણ પ્રસંગે મ્હેં કહેલા શબ્દો તમને યાદ આવે છે ? જો યાદ આવતા હોય તો પછી શા માટે તમે જાણી જોઇને મોહમાં પડો છો ? શા માટે પોતે દુઃખી થઇને મને દુઃખી કરો છો ? " પ્રતિભાએ શાન્ત ભાવે આવું કહ્યું.

" પ્રતિભા ! દેવી ! હું મૂર્ખ છું, અજ્ઞાન છું, મતિહીન છું !

અરેરે ! મ્હારાથી એક દિવસ પણ ત્હારી મર્યાદા સમજાઈ નહિ ! પરંતુ એથી ત્હારે અભિમાન કરવું જોઇતું નથી ! એ દુઃખે ત્હારે આવા નિષ્ઠુર શબ્દો બોલવા જોઇતા નથી ! " મિહિર અતિશય દુઃખથી બોલ્યો.

" પ્રિયતમ ! મ્હારા પ્રાણાધિક પ્રિયતમ ! મ્હેં તમને નિષ્ઠુર શબ્દો ક્યારે કહ્યા છે ? હું બોલવાનું શીખીજ નથી ! હું તો જગતમાં કાર્ય કરવાને માટે આવી હતી તેથી કાર્ય કરીને જાઉંછું ! મ્હારો સમય થયો છે તેથી હું જાઉંછું ! જેણે મને મોકલી છે, તેના આહ્વાનથી હું જાઉંછું ! એમાં મ્હારૂં કાંઈ ચાલે એવું નથી અને તમારૂં કાંઇ વળે એવું નથી; માટે વ્યર્થ શોક કરીને તમે દુઃખી થશો નહિ ! " પ્રતિભાએ પ્રેમથી કહ્યું.

" હવે વધારે બોલીને મને બાળીશ નહિ ! નહિ તો ત્હારી સન્મુખ હું હમણાં આપઘાત કરીશ ! " મિહિરે દુઃખથી વ્યાકુળ બનીને કહ્યું.

" તમારામાં એવી શક્તિ નથી, કે તમે તમારી ઇચ્છા પ્રમાણે કાર્ય કરી શકો ! જગતમાં એવું કોઇએ કર્યું નથી અને તમારાથી તે થવાનું પણ નથી ! " પ્રતિભા બોલી.

" ત્યારે ?–"

" શું કહો છો ? કહો ! "

" ત્યારે શું પતિ પત્નીનો સંબંધ જુઠ્ઠો ? " મિહિરે પુછ્યું.

" હા જુઠ્ઠો–માયાનો ભરેલો માટે જુઠ્ઠો ! " પ્રતિભાએ હસીને કહ્યું. " એ સઘળી દૈવની માયા છે ! તમે માયા, હું માયા, આત્મપ્રતિષ્ઠાના લોભી સ્વસુરદેવ માયા, જ્યોતિષગણના માયા, નવરત્ન સભા માયા અને રાજા વિક્રમાદિત્ય પણ માયા ! ટુંકામાં આ વિશ્વ સંસાર સઘળો માયામય છે ! માયા રૂપી સંસારમાં માયાની રમત રમવાને માટે અને થોડા દિવસ માયાના મોહમાં પડવાને માટે હું તમારી ભાર્યા

થઇ, દુર્ભાગી ભુષણના મૃત્યની કારણ થઇ, અને છેવટે સ્વસુર દેવના–પંડિતવર વરાહના, હૃદયમાં ઈર્ષાનો અગ્નિ પ્રજ્વલિત કરવાને હું નિમિત્ત રૂપ થઇ! અથવા હું કોણ? મ્હારાથી શું થઇ શકે તેમ છે? હું તો એક દોરી સંચારવાળા પુતળા જેવી છું! મ્હારામાં એવી શી શક્તિ છે, કે હું આમ કરી શકું? આ બ્રહ્માંડરૂપ વિરાટ યંત્રનો જે ચલાવનાર છે તેની ઇચ્છાથી મ્હેં આવી માયાની રમત માંડી હતી અને હવે તેની ઇચ્છાથીજ તમને પિતાપુત્રને નિમિત્તરૂપ કરીને હું જાઉં છું! જગતમાં આવુંજ થાય છે! સઘળું તે ઇચ્છામયની ઇચ્છા પ્રમાણે થાય છે! આપણે મોહ તથા અજ્ઞાનમાં પડીને દેખતી આંખે આંધળાં બનીએ છીએ અને એક બીજાના ગુણદોષ જોઇને, તેમનું હિત અહિત કરવા તત્પર થઇએ છીએ! પણ એ બધી માણસના મનની ભ્રમણા છે! કારણ એ બધું ઇશ્વરને હાથ છે; માણસથી કાંઇ થઇ શકતું નથી! લાવો, તમારા પિતાએ આપેલું અસ્ત્ર કયાં છે?"

"હાય પ્રતિભા!" એટલું કહીને મિહિર પાછો રડવા લાગ્યો!

"મરતી વખતે હું તમારી પાસે એટલીજ ભિક્ષા માગું છું, કે, તમે હવે રડશો નહિ; રડીને મ્હારા સંકલ્પમાં વિઘ્ન નાંખશો નહિ! એથી દેવતાઓ હસશે, નરલોક ધિક્કારશે અને મ્હારા આત્મ પ્રમાદમાં અનર્થ ઉપજશે!" પ્રતિભાએ વિનયથી કહ્યું.

"તું આવી દયાવતી અને વિદ્યાવતી થઇને શા માટે અમને–પિતાપુત્રને નિમિત્ત કરીને જાય છે?" મિહિરે પૂછ્યું.

"તમારો ને મ્હારો એવો સંબંધ છે; એટલે મ્હારી સાથે તમારે પણ એટલું ભોગવવું પડશે! ભોગ ભોગવવાને માટે આપણે સંસારમાં આવીએ છીએ; માટે જે માથે આવી પડે તે સૌએ ભોગવી લેવું જોઇએ! એમ કરીશું તોજ આપણો છૂટકો થશે! લાવો, અસ્ત્ર કયાં છે? તમે ગભરાશો નહિ; આમાં તમને નિમિત્તરૂપ થવું નહિ પડે! કારણ તમારૂં કામ હું મ્હારા હાથે કરીશ! પરંતુ એથી તમારી કીર્તિ

વધશે; લોકો કહેશે, કે "પિતાનું વચન પાળવાને માટે પિતૃભક્ત મિહિરે પોતાની વ્યભિચારિણી પત્નીની જિહ્વા પોતાના હાથે કાપી હતી!" પ્રતિભાએ કહ્યું.

આવું સાંભળતાની સાથે મિહિર આશ્ચર્યચકિત થઇને બોલ્યો-"આ શું? એ પણ ત્હેં જાણી લીધું? ખરેખર પ્રતિભા! હજુ સુધી મ્હારા સમજવામાં આવતું નથી, કે ત્હેં આવી અદ્દભુત શક્તિ શી રીતે મેળવી?"

"એને તમે અદ્દભુત શક્તિ કહેતા હો, તો ઇશ્વરની કૃપાથી સૌ કોઈ એવી શક્તિ મેળવી શકે તેમ છે. પરંતુ એ વાત કરવાનો હમણાં સમય નથી. કારણ સ્વસુરદેવ ઘણા અધીર બન્યા છે; માટે તમે તેમની આજ્ઞાનું જેમ બને તેમ વહેલા પાલન કરો! પરંતુ હું કેમ ભૂલું છું? તમની આજ્ઞાનું પાલન તમે શા માટે કરો? તમે પિતૃ-વાક્ય પર શ્રદ્ધાવાન છો તેથી એ પાતક તમારે કરવું નહિ પડે; સઘળાં કાર્યમાં હુંજ નિમિત્તરૂપ છું–તેથી એ કાર્ય પણ હુંજ કરીશ!" પ્રતિભાએ દૃઢપણે કહ્યું.

"પ્રતિભા! તું આ શું કહે છે? કાલે મોટા સમારોહથી રાજ-ધિરાજ વિક્રમાદિત્ય તને નવરત્ન સભામાં જ્યોતિર્વિદના આસન પર બેસાડવાના છે! જગત્ વિખ્યાત નવરત્ન સભામાં બિરાજીને તું ત્હારી અલૌકિક વિદ્યાથી અક્ષય કીર્તિ પ્રાપ્ત કરીશ! માટે તું પિતાની દુર્બ-ળતા ભૂલી જા અને મને પણ નિજગુણે ક્ષમા કર!" મિહિરે આવું શાન્તપણે કહ્યું.

મંદહાસ્યથી હસતાં હસતાં અને તે હાસ્યમાં સુધાની ધારા રેડતાં રેડતાં પ્રતિભા બોલી–"પ્રિયતમ! હવે એ વાત કરશો નહિ; કારણ કે એથી કાંઇ ફળ મળશે નહિ!. નવરત્ન સભા અને તેનું જ્યોતિર્વિદનું આસન, તમે ગમે તેવું મોટું માનતા હો, તો પણ મ્હારા મનમાં તે તુચ્છ છે! એ ધૂળનું આસન ધૂળમાં પડી રહેશે!

એવા અનિત્ય આસનની મને સ્પૃહા નથી! કારણ કે પ્રતિભાનું આસન પરલોકમાં છે! હાય! હું શું કરી શકું તેમ છું? મ્હારૂં આયુષ્ય પૂર્ણ થયું છે અને એવી રીતે મ્હારૂં મૃત્યુ થવાનું છે; ત્યાં હું શું કરૂં? આ જુઓ! જગજ્જનની મને બોલાવે છે! મા, મા, ત્હારી રક્તથી પ્લાવિત થયેલી, અપરૂપ, છિન્ન મસ્તકવાળી મૂર્તિનાં મને દર્શન કરાવ! મા! ત્હારી એ મૂર્તિ જોતાં જોતાં, હું હસતા મ્હોડે મ્હારાં કર્મફળ ભોગવીને અહિંથી જઈ શકું એવી દયા કર! મિહિર! મિહિર! મને અસ્ત્ર આપો! કેમ આપતા નથી? ફેંકી દીધું! શા માટે ફેંકી દીધું? ત્યારે તેમ થાઓ—મહામાયાની ઇચ્છા પૂર્ણ થાઓ. માના હાથમાંની આ પવિત્ર અસિ લઇને હું વિધિનું વિધાન પૂર્ણ કરૂં!!"

"ઓઃ! ઓઃ! ઓઃ!" એટલું કહીને મિહિર એકદમ મૂર્ચ્છિત થઇને પૃથ્વી પર પડયો!

સંભાળથી સ્વામીની મૂર્છા ભંગ કરી સતી બોલી—"ઉઠો, ઉઠો; મ્હારા પ્રાણાધિક ઉઠો! આ સમય શોક કરવાનો નથી! તમે કઠિન કાર્ય કરવાને તૈયાર થયા છો તો થોડીવાર હૃદય અને મનને સ્થિર કરો! મ્હારા પૂજનીય સ્વસુરદેવને—તમારા મહાગુરૂ પિતૃદેવને કહેજો, કે જેને લીધે તમારા જીવનની શાન્તિ અને સુખ નષ્ટ પામ્યાં હતાં, જેને લીધે તમારી દુર્દમનીય ઉચ્ચાકાંક્ષા પ્રબળ વિઘ્નથી અટકી પડી હતી અને જેને લીધે તમે હંમેશાં ચિંતાતુર અને ઉદાસ રહેતા હતા, તે આ જગતમાંથી સદાને માટે વિદાય થઈ ગઈ છે! તેમને કહેજો કે તમારી જન્મજન્માન્તરની તપસ્યા રૂપ આત્મપ્રતિષ્ઠામાં હવે વિઘ્ન નહિ આવે; તેમને કહેજો કે આ જગતમાં હવે કોઈ તમારો પ્રતિસ્પર્ધી રહ્યો નથી; એટલે નવરત્ન સભામાં તમારા આસન પર બીજો કોઈ બેસી નહિ શકે! આ તેમની ઇચ્છિત વસ્તુ હોય! એજ તેમને અંતરાય રૂપ હતી! પણ હવે એ અંતરાય નીકળી જશે અને પ્રતિભાનું મ્હોડું સદાને માટે બંધ થઇ જશે!!"

ઓહોહો ! જોતાં ન જોતામાં અને આંખની પલક મૂકતાં ન મૂકતાંમાં, દેવીની પાસે પડેલી અસિ લઇને પ્રતિભાએ પોતાના હાથે પોતાની જિહ્વા કાપી નાંખી અને તેને પતિના ચરણમાં અર્પણ કરી દીધી !

દેવસેવાની ઓરડી લોહીથી ભરાઈ ગઈ ! મિહિર ઉચ્ચ સ્વરે રડતાં રડતાં બોલ્યો–" હાય ! પ્રતિભા ત્હેં આ શું કર્યું ? ત્હેં મ્હારા પાપે પોતાના હાથે પોતાનો નાશ કીધો ? ! "

રક્તથી પ્લાવિત થયેલી તે કોમલ કમલિની કંઈ બોલી નહિ. બોલવાની શક્તિ હરાઇ જવાથી કંઈ બોલી નહિ ! તેણે કેવળ પોતાના કપાળે હાથ મૂકીને સંકેતથી સમજાવ્યું કે એ બધું "વિધિનું વિધાન છે !"

## ઉપસંહાર.

---

વિજળીના વેગે આખા નગરમાં પ્રતિભાના દુઃખદાયક મરણની અને વરાહ મિહિરના ક્રૂર કર્મની વાત પ્રસરી ગઇ. સર્વત્ર હાહાકાર થઈ રહ્યો. સૌ કોઇ આ દુષ્ટ બુદ્ધિના પિતા પુત્રને ધિક્કારવા લાગ્યા.

વિક્રમાદિત્યે પણ વરાહ મિહિરને બોલાવીને સત્ય હકીકત શોધી કહાડી. પિતા–પુત્રે પોતાનો અપરાધ કબૂલ કર્યો. વિક્રમાદિત્યે પ્રતિભાના લોભી દાંભિક વરાહને તે દિવસથી પોતાની રાજસભામાંથી સદાને માટે દૂર કર્યો !

દુઃખ, શોક અને અપમાનથી વ્યથિત થઇને, વરાહ મિહિરે બીજે દિવસે ઉજ્જયિનીનો સદાને માટે ત્યાગ કર્યો !

પ્રતિભાના મરણની સાથે જ્યોતિઃશાસ્ત્રની ઉજ્જવલ યશપ્રભા મ્લાન અને નિસ્તેજ બની ગઈ ! જ્યોતિઃશાસ્ત્રના કીર્તિમાન સૂર્યને સદાને માટે અસ્ત થયો ! ભગવાન જાણે તેનો ફરી ઉદય ક્યારે થશે !

* * * * *

પ્રતિભાના મરણ પછી મિહિરે બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યાનું એક ઇતિહાસકાર જણાવે છે. તે લખે છે કે ઉજ્જયિનીના યુધાજિત નામના શાન્તિરક્ષકની માયાદેવી નામની એક પરમ સ્વરૂપવાન કન્યાએ મિહિરના અસામાન્ય રૂપ ગુણથી મુગ્ધ બનીને તેને પોતાનો પ્રેમ અર્પણ કર્યો હતો. આ વાત ગુપ્ત રહી શકી નહિ. આથી યુધાજિતે પોતાનું અપમાન થયેલું ગણી, મિહિરની વિરૂદ્ધ રાજસભામાં અભિયોગ માંડયો. આ અભિયોગમાં મિહિરનો અપરાધ પૂરવાર થયો અને તેના પરિણામે મિહિરને દેશનિકાલની શિક્ષા થઈ. બીજો ઇતિહાસકાર પણ એને મળતીજ વાત કહે છે. તે કહે છે કે વરાહે પોતાના પુત્રને દેશ નિકાલ કરવાને માટેજ આવો પ્રપંચ રચ્યો હતો. માયાદેવી ખરૂં જોતાં યુધાજિતની કન્યા ન હતી, પણ તેની પાલક કન્યા હતી. આ કન્યાની સાથે વરાહે ગુપ્તપણે મિહિરનાં લગ્ન કરાવ્યાં હતાં અને પાછળથી યુધાજિતને ઉંધું સમજાવીને મિહિરની વિરૂદ્ધ રાજસભામાં અભિયોગ મંડાવ્યો હતો. મિહિરે લગ્નની વાત સાબીત કરવાને ઘણો પ્રયત્ન કર્યો હતો પણ યુધાજિત અને વરાહની ખટપટ આગળ મિહિર ફાવી શકયો નહોતો. " જે કુમારિકાનો તેણે ધર્મ નષ્ટ કર્યો હતો, તે કુમારિકાને જીવન પર્યંત સાથે રાખીને, તેનું પત્નિ પ્રમાણે સદા પાલન કરવું અને મિહિરે જીવન પર્યંત ઉજ્જયિનીની સીમામાં કદી પણ પગ મૂકવો નહિ " એવી વિક્રમાદિત્યે તેને આજ્ઞા કરી હતી.

માયાદેવીને લઇને મિહિર પ્રયાગ ક્ષેત્રમાં આવ્યો હતો. ત્યાં કેટલાંક વર્ષ રહીને પછી તેણે બંગાળ તરફ પ્રયાણ કર્યું હતું. એ સમયે બંગાળ પ્રાંતમાં ચોવીસ પરગણામાંનું બાલાન્દ નામનું પરગણું ઘણું સમૃદ્ધિ સમ્પન્ન હતું. એ પરગણામાં ચંદ્રપુર નામના નગરમાં રાજા ચંદ્રકેતુ રાજ્ય કરતો હતો. એ રાજા ઘણો ધર્મનિષ્ઠ અને આશ્રિતવત્સલ હતો. મિહિરે ચંદ્રકેતુની પાસે જઇને પોતાની દુરાવસ્થાની વાત કહી એટલે રાજા ચંદ્રકેતુએ તેને આશ્રય આપ્યો અને

તેની જીવિકા માટે યોગ્ય વ્યવસ્થા કરી આપી હતી. આ રીતે મિહિરે પોતાનું ઉત્તરજીવન ચંદ્રપુરમાં ગાળ્યું હતું.

વરાહને માટે ઇતિહાસકારો કોઇ પણ જાતના નિર્ણય પર આવી શકતા નથી. કોઇ તને કાશીમાં તો કોઇ તેને પ્રયાગ ક્ષેત્રમાં મરી ગયાનું જણાવે છે.

મિહિરના બીજા લગ્નની વાત માનવાને માટે આ લેખકનું અંતઃકરણ ચોકખી ના પાડે છે. કોમળ પ્રકૃતિનો શુદ્ધ અને ઉચ્ચ કોટિનો એક આત્મા, પોતાની પ્રેમાળ અને પતિવ્રતા પત્નીના આવા ખેદજનક અવસાન પછી બીજી વારનાં લગ્ન કરે અને બધું ભૂલી જઇને ફરી સંસારમાં પડે, એ વાત માની શકાતી નથી.

વિદ્વાનોના ગમે તેવા મતભેદ છતાં, આ નવલકથાને અનુરૂપ આવે એવું, મિહિર અને વરાહનું ઉત્તર–જીવન અમે કલ્પનાથી દોરી શકત; અને તેમ કરીને એ પિતા–પુત્રને દુઃખ દાવાનળમાં બળતા વાચકો સમક્ષ રજુ કરી શકત; પરંતુ ઇતિહાસની દ્રષ્ટિએ એ વાત યોગ્ય ગણાય નહિ અને તેથી આના સંબંધમાં અર્થ વિનાનો નકામો વિસ્તાર કરવો લેખકને ઉચિત લાગ્યો નથી,

*  *  ×  *  *

ગમે તેમ કહો, પરંતુ પ્રતિભાના મરણ પછી પિતા–પુત્ર સુખી થયા નહિ. તેમણે અતિશય દુઃખ અને અપમાન સહન કરીને પોતાનું બાકીનું જીવન પૂરું કર્યું. પ્રતિષ્ઠાના લોભી વરાહની પાશવ–લીલામાં પ્રતિભા સુંદરી–ખનાનું બલિદાન અપાયું અને તે સ્વર્ગ સુંદરીનું આવું દુઃખદાયક અવસાન થયું, તેને માટે વાચક તને શોક થાય તેમાં આશ્ચર્ય જેવું નથી! પરંતુ એ શોકનું સાન્ત્વન કરવાને માટે લેખક તને છેવટના બે બોલ કહેવાની આજ્ઞા લે છે.

સહૃદય વાચક! પ્રતિભા એ સ્વર્ગની વસ્તુ છે, પ્રતિભા એ ઇશ્વરની વિભૂતિ છે. એ પ્રતિભા જ્યારે સંસારમાં આવે છે, ત્યારે તેને

ઘણું સહન કરવું પડે છે. કારણ પ્રતિભાનું લક્ષ્ય સત્ય અને જ્ઞાના-લોકનો જગતમાં પ્રચાર કરવો એ હોય છે. એ સત્ય અને જ્ઞાનાલોકના પ્રચારમાં તેને પર્વત સમાન વિઘ્નો, જીવન વ્યાપી સંગ્રામ અને દુઃસહ જય-પરાજય સહન કરવો પડે છે ! અંતમાં આત્મ-પ્રાણ ઉત્સર્ગજ પ્રતિભાની પૂર્ણ શાન્તિ છે !

પ્રકૃત પ્રતિભા, પોતાનો ઉત્સર્ગ કરવાને માટેજ સંસારમાં આવે છે એ પ્રતિભા બહુ રૂપમાં, બહુ મૂર્તિમાં દેખાય છે. તે કદી માતૃ મૂર્તિમા પરોપકારને માટે પોતાના પ્રાણપ્રિય સંતાનને રાક્ષસના મ્હોડામાં મૂકતાં પણ અચકાતી નથી; તે વખતે તે પાંડવજનની મહાયશી કુન્તી સમાન દેખાય છે ! એજ પ્રતિભા કદી પત્ની મૂર્તિમાં વિના દોષે કલંકિની નામ ધારણ કરીને જગતનાં અપમાન અને દુઃખ સહન કરે છે. તે વખતે તે વસુંધરા સુતા શ્રીરામ-ગૃહિણી સીતા સમાન જણાય છે ! પૌરાણિક કથાઓમાં આવો મહાન્ આત્મત્યાગ, આવો અલૌકિક પ્રતિભાનો આદર્શ, જ્યાં ત્યાં દ્રષ્ટિગોચર થાય છે. પ્રતિભાના એકતમ રૂપનો વાચકોને આથી કંઈક પરિચય થશે.

પરંતુ અન્યરૂપે પણ પ્રતિભાનો પરિચય મળી શકે છે. આ નવલકથામાં વાચકોને તેનો પરિચય કરાવ્યો છે. સત્ય અને જ્ઞાનના પ્રદેશમાં આ પ્રતિભાનું-ઇશ્વરની આ શુદ્ધ વિભૂતિનું--આસન એટલું બધું ઉંચુ છે, કે તે મૃત્યુને મૃત્ય તરીકે ગણવાની પણ ચોકૂખી ના પાડે છે ! એટલુંજ નહિ પણ તે સ્પષ્ટપણે કહે છે, કે "મરણજ પ્રતિભાનું જીવન છે,-જીવન ભૌતિક છાયા જેવું છે !" કેવળ મ્હોડે નહિ પણ કાર્યમાં પણ તે તેવુંજ કરે છે ! મહાત્મા સોક્રેટિસ, એજ પ્રતિભાના બળે સુધાસ્વાદની પેઠે હસતાં હસતાં વિષપાન કરીને અમર થઈ ગયો છે ! પ્રેમનો અવતાર ઇશુખ્રિસ્ત, એજ પ્રતિભાના પ્રતાપે "ક્રૅાસ"થી વીંધાઇને, મરતાં મરતાં પણ શત્રુઓને અંતરની આશીષ દઇને ઉદ્ધાર કર્ત્તાના નામે અડધી દુનિયામાં ઇશ્વરની પેઠે હજુ પણ

પૂજાય છે ! અને એજ પ્રમાણે ભારતનું એક અલૌકિક નારીરત્ન, જ્ઞાનના પ્રચાર માટે પોતાના આત્માનો ઉત્સર્ગ કરીને ઇહલોકમાં અમર થવા પામ્યું છે !

એ શું પ્રતિભા કે પ્રેમ ? જે કહો તે. પરંતુ અમે તો એને પ્રતિભાજ કહીશું અને તેને ઇશ્વિરની વિભૂતિ તરીકે ઓળખીશું. પરંતુ જે રીતે ખનાની અલૌકિક પ્રતિભાનો બદલો, સંસારે આપ્યો છે તે રીત જોતાં તો અંતરમાં પારાવાર ખેદ થાય છે; અને તેનું સ્મરણ કરતાં આંખમાંથી અશ્રુબિંદુ સરી પડે છે ! પરંતુ તેની સાથે મનમાં એવું થાય છે કે તે આવો મહાન આત્મત્યાગ કરી શકી, તેથીજ તે આટલો કાળ વિત્યા પછી પણ સમાજના હૃદયમાં સ્થાન મેળવી શકી છે ! કાળબળે આ પ્રતિભાની પુણ્યસ્મૃતિ આપણે ભૂલતા જઇએ છીએ. પરંતુ સામ્પ્રત સમયમાં અનેક કારણોને લીધે તે સ્મૃતિને જીવનમાં જાગ્રત રાખવાની આવશ્યક્તા છે. આ કારણને લીધેજ ભારતવાસીઓના આવા દુ:ખી દિવસોમાં, વિદેશમાંથી ઉપકરણાદિ સંગ્રહ નહિ કરતાં, દેશની વસ્તુમાંથી દેશની પ્રતિભા ઘડવામાં આવી છે ! સહૃદય વાચક ! આ પૂણ્ય પ્રતિમાને ત્હારા હૃદય–મંદિરમાં પધરાવજે અને તેનું ભક્તિ, શ્રદ્ધા અને પ્રેમથી પૂજન કરજે ! તેની સાથે તે સર્વ શક્તિમાન પરમેશ્વરની તું નિરંતર એવી પ્રાર્થના કરજે કે તે આવી આવી અનેક વિભૂતિઓને ફરી ભારતવર્ષમાં મોકલે, કે જેથી ભારતના ભાગ્યરવિનો પુનઃ ઉદય થાય ! અસ્તુ.

સમાપ્ત.